# દયારામ-રસસુધા

(રાસ-ગરબી-ગરબા અને ગીતો)



સંશોધક અને સંપાદક
શંકરપ્રસાદ છગનલાલ રાવલ



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઇ ૨

ઈ. સ. ૧૯૪૩ પહેલી વાર
વિ. સં. ૧૯૯૯





પ્રકાશક:
શંકરપ્રસાદ છગનલાલ રાવલ
હરગોવિંદ આણુંદજી દેસાઇની
કંદોરી ચૉલ્સ, ભૂલેશ્વર, મુંબાઈ ૪

મુદ્રક:
કે. ટી. શેટયે
તત્ત્વવિવેચક પ્રેસ
બેલાસિસ રોડ, ભાયખલા, મુંબાઇ

"... દયારામ દયારામ છે તે તો તેની ગરબીઓ વડે જ, પરંતુ તેની હૃદયગુહામાંથી ઊઠતા આ પદોના સ્વર પણ તેને ગુજરાતના ભક્તકવિઓની યશસ્વી પરંપરાનો છેલ્લો સમર્થ પ્રતિનિધિ ઠેરવે છે એ વાત પણ વીસર્યા સરખી નથી."

— વિજયરાય ક. વૈદ્ય

ગુજરાતી સાહિત્યની રૂપરેખા

*    *    *

તેજસરિતાને ઘાટેઘાટે સૂર્ય ને ગ્રહો ને ઉપગ્રહો એ ઉત્સવના રાસ રમે છે. દેવસરિતાની સોનરેતમાં દેવ ને દાનવ રસઘૂમટી ઘૂમતા જગતસંગીત ગજાવે છે ને દિશાઓની ઝાડીઓ તેમના પડઘા ઝીલતી ઉભી છે :–

"પડઘો ક્યાં પડ્યો રસબાલ !
ભેદી ભીષણ જગના દુર્ગ અનિલ ક્યાં આથડ્યો ? રસબાલ !
ઉપર જ્યાં અનહદ બાજે સાજ દ્રહુસ્વ ત્યાં ચડ્યો રસબાલ !
આછેરી પીંછીથી બ્રહ્માંડતીર્થ આલેખિયાં,
ઘૂમે પ્રશસ્ત તટે મંદાકિનીનાં નીર જો !
સુરો – અસુરની મેદની અખંડ ત્યાં રાસે રમે;
નૃત્યનેતા અમીમોરલી હલકે સુધીર જો !
પદતાલી ભવ્ય ધમકે મહા ગંભીર જો !
કોયલડી ! તારી વેણુથી અનેરી વેણુ વાગે ત્યહાં :
કોયલડી ! સહુ વેણુના વિલોલ શબ્દ જાગે ત્યહાં.
રમે–રચે ચૌદ ભુવનને દડે પરમ ભારતરણ અબધૂત કાલ –
પડઘો ત્યાં પડ્યો રસબાલ !'

—ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમ



## રાસ—ગરબી—ગરબા

# : અ નુ ક્ર મ :

## : રાસ, ગરબી અને ગરબાનાં ગીતોની ઢાળવાર પ્રથમ પંક્તિ :

[ *નોંધ:—કૌંસમાંનો સંખ્યાંક જૂથવાર અનુક્રમ સૂચવે છે. એક જ જૂથ-સંખ્યાંકવાળાં ગીતો એક જ ઢાળનાં છે અને બાકીનાં બીજાં સ્વતંત્ર ઢાળનાં છે. ]

## ( ૨ ) પદો :

# (૨) પદ, ધોળ

[ * નોંધ :–આ પદ તથા ધોળનાં ઘણાંખરાંનાં રાગરાગિણી તેતે સાથે આપવામાં આવ્યાં છે. ]

## (૩) વ્રજભાષાનાં પદો

સ્વર્ગસ્થ બ્હેન લીલાવતી તે સ્વર્ગસ્થ શેઠ ચંદુલાલ દ્વારકાદાસ
મજમુદારની વિધવા અને શેઠ ભૂખણદાસ
બ્રિજવલ્લભદાસ દેસાઈની પુત્રીના
સ્મરણાર્થ

# લેખકનાં પુસ્તકો

**[ સાહિત્યકૃતિઓ અને શાળાકૉલેજનાં પાઠ્યપુસ્તકો ]**

૧ ભાગેલું ગામ ( ગોલ્ડસ્મિથના અંગ્રેજીનું ભાષાંતર ) (૧૯૧૪) (નથી)
૨ ભક્તકવિશ્રી દયારામનું જીવનચરિત ( ૧૯૨૦ ) ( નથી )
૩ માંડણકૃત ઊખાણા ( પ્રબોધબત્રીસી ) અને શ્રીધરકૃત રાવણમંદોદરી-સંવાદ ( ૧૯૨૭ ) : પ્રકાશક શ્રીફાર્બસ ગુજરાતી સભા, મુંબાઈ.
૪ નરપતિકૃત 'પંચદંડની વાર્તા' ( સંશોધન ) ( ૧૯૨૭ ) ,,
૫ મધુસૂદન વ્યાસકૃત હંસાવતીવિક્રમચરિત્રવિવાહ (સંશોધન) (૧૯૨૮) ,,
૬–૮ ક્રમિક પાઠ્યપુસ્તક ભાગ : ૧ : ૨ : ૪ : પ્રકાશક એમ. સી. કોઠારી વડોદરા ( ગુજરાતી સાહિત્યપરિષદ માટે )
૯ ગદ્યસમુચ્ચય : ભાગ : ૧ ( ૧૯૨૮ ) ,,
૧૦ 'ગુજરાતનો નાથ' : અવલોકન અને ટીકા ( ૧૯૨૭ ) ,,
૧૧ સાહિત્યપ્રકાશિની : પ્રકાશક એન. એમ. ત્રિપાઠી અને કંપની, મુંબાઈ,
૧૨ ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ : ભાગ : ૧ ,,
૧૩–૧૪ નવલિકાપુષ્પો : માલા : ૧ : ૨ : પ્રકાશક જનરલ બૂક ડેપો, મુંબાઈ.
૧૫ આઠમી સાહિત્યપરિષદનો અહેવાલ (સંપાદન) (સાહિત્ય પરિષદ માટે)
૧૬ નર્મદશતાબ્દીગ્રંથ ( સંપાદન ) ( ,, )
૧૭ હૈમસારસ્વતસત્ર ( ,, ) ( ,, )
૧૮–૨૦ સાહિત્યસૌરભ : ભાગ : ૧ થી ૩ : ( શ્રીભાનુશંકર વ્યાસ સાથે ( ૧૯૪૦ ) એન. ડી. મહેતા અને કંપની, મુંબાઈ.
૨૧–૨૨ નિરૂપણિકા : ૧ : ૨ : (શ્રીજયંતીલાલ વ્યાસ સાથે ( ૧૯૩૮ ),,
૨૩ દયારામ–રસસુધા ( રાસગરબાગરબીઓ અને પદો ( ૧૯૪૩ )

**તૈયાર થતાં**

૨૪–૨૬ ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ : ભાગ : ૨ : ૩ : ૪
૨૭ નિબંધ અને નિબંધિકા ( શ્રીજયંતીલાલ વ્યાસ સાથે )
૨૮ વ્યાકરણપારિજાત
૨૯ ભારતીય નૃત્યકલા
૩૦ સાહિત્યવિહાર ભાગ : ૧ : ૨ ( વિવેચનો )
૩૧ રસવિહાર ( કાવ્યસંગ્રહ )
૩૨ નવલિકાવિહાર ( નવલિકાસંગ્રહ )
૩૩ ગુજરાતી શબ્દસિદ્ધિ
૩૪ રાસ અને ગરબીઓ ( પ્રાચીન ને અર્વાચીન )
૩૫ ભડલીસાહિત્ય ( સંશોધન )
૩૬ ગુજરાતની ખેતીવાડી
૩૭ આપણાં ભજનો
૩૮ આપણાં લોકગીતો
૩૯ શ્રીલીલાવતી મુનશી : જીવન અને જીવનકાર્ય
૪૦ શ્રીકનૈયાલાલ મુનશી : જીવન અને જીવનકાર્ય
૪૧ નરસિંહ મહેતા (જીવનચરિત)
૪૨ ભટ્ટ પ્રેમાનંદ (જીવનચરિત)

# નિવેદન

## ૧

## આપણાં રાસ, ગરબી અને ગરબાનાં ગીતો

આપણા ગુજરાતની સ્ત્રીસૃષ્ટિમાં પરાપૂર્વથી આનંદ, વિનોદ, વિહાર અને માંગલિક પ્રસંગે ઉત્સાહપૂર્વક ગીત ગાવાની એક લાક્ષણિક રસવૃત્તિ છે. એ રસવૃત્તિને પોષવા તેમાં સાધનભૂત એવા ગીતસાહિત્યનો તેમાંથી ઉદ્ભવ થયો અને તે કાલક્રમે ફૂલીફાલીને વિવિધ સરસતાથી વિકાસ પામ્યું. નિયમબદ્ધ સુગેય સ્વરસિદ્ધિ સાથે એ ગીતને તેનાં સહચારી અંગો તરીકે વાદન અને નર્તને સાથ આપ્યો અને એ ત્રણેએ સુશ્લિષ્ટ સહચારી બની સંગીતનો એક ભવ્ય ત્રિવેણીસંગમ સર્જ્યો. આપણા આદ્ય ગણાતા કવિ **નરસિંહ મહેતાના** પહેલાંના કાળથી માંડી આપણા પ્રાચીન, મધ્ય-કાલીન અને અર્વાચીન કાળ સુધી, કહીંક આછા તો કહીંક ઘટ્ટ પ્રવાહે, આપણા સંગીતનાં આ સ્રોતો અને સરિતાઓ વહેતાં રહ્યાં છે અને આપણા ગુજરાતી સનાતન રસસરોવરને સાતત્યથી છલકાવી ભરીભરી રહ્યાં છે. આપણા આ રસસરોવરની સુધાના ગીત તરીકેના લય, તાલ અને નર્તનનાં તત્ત્વોવાળા આધુનિક પ્રતીકનાં તાદૃશ દર્શન આપણને આપણા આધુનિક શ્રેષ્ટ રસસુધાકરસમા શ્રીનાનાલાલ કવિની નીચેની ગરબી કરતાં વધુ સફલ વિકાસ-સ્વરૂપમાં બીજે સ્થળે નહીં જ થાય :

" ભર્યું ભર્યું સરવર ઝૂલતું રે,
રમવાને ત્યાં રૂડું ચાલ, મારા વ્હાલમા !
કાંઠે ઊગ્યાં દેવફૂલડાં રે,
તેની ગૂંથીશું વરમાળ મારા વ્હાલમા !
રૂડાં ફૂલ, રૂડલું સરોવરે રે,
રૂડલા અતિશય આપ મારા વ્હાલમા !
કુંજની કુસુમલ છાયમાં રે
ભૂલશું જગતપરિતાપ મારા વ્હાલમા !
જામી ઉપર રસની ઘટા રે,
નીચે નીતિની વેલ મારા વ્હાલમા !

પરિમળ પમરે છે પુણ્યના રે,
  ઝૂલો મહીં અલબેલ ! મારા **વ્હાલમા** !
પીશું પરમ પદનાં અમી રે,
  લેશું અમુલખ લ્હાવ મારા **વ્હાલમા** !
જગત જુએ તારી વાટડી રે,
  જીવનના જંત્ર જમાવ, મારા **વ્હાલમા** !
કમળો હસે જળ ઝીલતાં રે,
  નયનો હસે છે રસાળ, મારા **વ્હાલમા** !
ઊઠઊઠ, પ્રિયતમ ! ઊઠને રે,
  પ્રેમસરોવર ચાલ, મારા **વ્હાલમા** !" [૧]

આપણા રાસ, ગરબા, ગરબીની, સાહિત્યસૃષ્ટિની સમૃદ્ધિના વિકાસનાં સુરેખ સ્વરૂપ પામવા પ્રાચીન અને અર્વાચીન એવા બે વિભાગ જુદા પાડીએ તો જણાય છે કે આપણી એ પ્રાચીન સૃષ્ટિના સમર્થ અને શ્રેષ્ઠ સ્રષ્ટા તે દયારામભાઈ અને અર્વાચીન સૃષ્ટિના સ્રષ્ટા તે નાનાલાલભાઈ. સાહિત્યસિદ્ધિ અને સર્વાંગ ઔચિત્યબુદ્ધિની દૃષ્ટિએ આ સાહિત્યસર્જનના પ્રતિનિધિ તરીકે પ્રાચીનોના આ છેલ્લા ને અર્વાચીનોના આ બંને ય હજી સુધી તો અજોડ—પ્રત્યેક શકય દૃષ્ટિબિન્દુથી જોતાં—રહ્યા લાગે છે. ૧૯૧૦ થી આજ સુધીમાં કવિવર નાનાલાલભાઈના 'નાના નાના રાસ'ના ત્રણેક ભાગ આપણા રસિક ગુજરાતી સુંદરીસંઘોને સુંદર સ્વરૂપે મળ્યા કરે છે.

દયારામભાઈની આ ગરબીસમૃદ્ધિ જુદાંજુદાં પુસ્તકોમાં વેરાયલી છે. તેને એક જ સ્થળે સારા એવા એક સંગ્રહરૂપમાં સંશોધી, તેનું યથાતથા સંપાદન કરી ગુજરાતની રસિક જનતા આગળ મૂકવાની મારી ઘણાં વર્ષોથી ઇચ્છા હતી. તે ઇચ્છાને મૂર્તરૂપ આપવા મારા સાહિત્યરસિક મિત્ર શ્રીરામલાલ સુરતી, **બી. એ.** એ તેમના મિત્ર શ્રીયુત છબીલદાસ દેસાઇની સંમતિથી મને તાત્કાલિક ઉદાર સગવડ કરી આપી. આને લીધે આ 'દયારામ–રસસુધા'નું પ્રકાશન કરવા હું ભાગ્યશાળી થયો છું. સંગ્રહનું સ્વરૂપ કેવું રાખવું તેમ જ દયારામભાઈની ભક્તિનું સ્વરૂપ કેવું છે તે દર્શાવતો શ્રીરામલાલભાઈનો પત્ર અહીં જ મૂકવાનું હું ઉચિત ધારું છું.

---

૧ **શ્રીનાનાલાલ કવિ: 'નાના નાના રાસ:' ભાગ: ૧.**

૨

॥ श्रीकृष्णात्परमं तत्त्वं नास्ति ॥

મુંબાઈ, તા. ૧૦–૧–૪૩.

**સ્નેહીશ્રી શ્રીયુત શંકરપ્રસાદભાઈ,**

**ભક્ત**કવિવર **શ્રીદયારામભાઈનાં શ્રીકૃષ્ણ**પ્રભુ પ્રત્યેની પ્રેમભક્તિનું વિવિધતાથી નિરૂપણ કરતાં કેટલાંક સુંદર પદો, રાસ, ગરબીઓ, ગરબાઓ વગેરે તેમ જ બને તો **વ્રજ**ભાષાનાં પણ થોડાંક પદોની વરણી કરી તેનું સાહિત્યની દૃષ્ટિએ સંશોધન ને સંપાદન કરી એક સારો એવો સંગ્રહ તૈયાર કરો એવી હું તમારી પાસેથી ઇચ્છા રાખું છું. કવિવરના તમે એક સારા અભ્યાસક ને જીવનચરિતકાર છો તેથી આ કાર્ય તમે સારું કરશો એવી મને શ્રદ્ધા છે. એક **સ્વર્ગસ્થ બહેન**ની યાદગીરીમાં આ કાર્ય કરવાનું હોવાથી આપણાં સ્ત્રીજનોને આ સંગ્રહ વાંચવા ને ગાવાનો ગમે એવો થવો જોઈએ. જુદાંજુદાં પુસ્તકોમાં વેરાયલું આ સાહિત્ય મેં વાંચ્યું છે તેમાંથી આ વરણી થાય તે સાથે તેમાંથી છપાઈના ને ભાષાવિષયક દોષો નીકળી જાય એ ખાસ જોશો. બને તો પ્રત્યેક પદ, ગરબી વગેરેનાં રાગરાગિણી તેમ જ તાલ અને ઢાળ પણ આપવાં. કવિના "**ભક્તિ**પોષણ" **સ્ત**વનકાવ્યના **ચં**દ્રાવળા મને ગમે છે તેમ જ **પ્ર**ભુ તરફની અમારી ભક્તિનું તેમાં સરસ દૃષ્ટિબિંદુ હોવાથી તેનો સંગ્રહમાંથી રોજ પાઠ કરી શકાય માટે તેનો પણ સમાવેશ કરશો.

પરમપૂજ્ય **આચાર્ય**શ્રી **મહાપ્રભુજી પુષ્ટિમાર્ગ**ના **પ્રણે**તા **શ્રીમદ્**-વલ્લભાચાર્ય દૈવી જીવોના ઉદ્ધાર સારુ પ્રગટ થયા હતા. દયારામભાઈ તેવા ઉચ્ચ કોટિના દૈવી જીવ હતા એટલે તેઓશ્રી **આચાર્ય**શ્રીમાં દૃઢ વિશ્વાસ રાખી એમની કૃપાથી **શ્રી**કૃષ્ણના ગુણાનુવાદ ગાવામાં જ પોતાનું ૭૬ વર્ષો જેટલું દીર્ઘાયુષ્ય વ્યતીત કરી ગોલોકવાસ પામ્યા અને મનુષ્યદેહનો ફેરો સફળ કરી ગયા. એટલું જ નહીં પણ બીજા જીવોના ઉદ્ધાર સારુ એઓશ્રી એવી અલૌકિક છતાં સરલ કૃતિઓ મૂકી ગયા છે કે તેમાં દર્શાવેલા માર્ગે જતાં દરેક જીવ લૌકિક તેમ જ પારલૌકિક શ્રેય ચોક્કસ મેળવી શકે. આવા સંગ્રહો ગુજરાતમાં બને તેટલા થાય એ ઇચ્છવા જેવું છે.

દયારામભાઈ શ્રેષ્ઠ ભક્ત હતા, કવિ હતા, એ કહેવાની જરૂર નથી. જે કવિ **શ્રી**પૂર્ણપુરુષોત્તમના ગુણાનુવાદ તેમની જ કૃપાથી ગાય તે સહજ જ

શ્રેષ્ઠ હોય. સાહિત્યદૃષ્ટિએ પણ તેમાં જે જોઈએ તે મળી આવશે. એમની વાણીમાં એટલી તો પૂર્ણતા છે કે એમના જ શબ્દોમાં તે સાહિત્ય સરસ રીતે નિરૂપાયલું હું જોઉં છું :

"જેવું જેટલું જે જ્યમ કાળે તે તેને કર ઠરે."

આમાં રસના બધા પ્રકારનો અનુભવ થાય છે, એટલું જ નહીં, પણ તેમાં એક પણ શબ્દનો ફેરફાર મંત્રની માફક થઈ શકતો નથી.

વળી, દયારામભાઈની કૃતિઓની વિશેષતા એ છે કે તેમની વાણીથી શ્રીકૃષ્ણરટણ અને શરણમાં જ માનવદેહનું સાર્થક્ય છે એવો દૃઢ વિશ્વાસ એ જરૂર પેદા કરે છે.[૨]

દયારામભાઈએ સમર્પણ ઉપર દરેક જગાએ મુખ્યત્વે કરીને ભાર મૂક્યો છે. દરેક હિંદુને સમઝાવવાની જરૂર નથી કે મનુષ્યદેહ મળે છે તેનું મોટું ધ્યેય તો પ્રભુપ્રાપ્તિ છે. સમર્પણ વગર પ્રભુપ્રાપ્તિ થતી નથી. સમર્પણ જ્યાંસુધી થાય નહીં ત્યાંસુધી અહંકાર રહેવાનો. અહંકારનો નાશ થાય ત્યારે જ પ્રભુપ્રાપ્તિના માર્ગ ઉપર જવાય.[૩] વળી,

"The Divine gives Itself to those who give themselves without reserve and in all their parts to the Divine."[૪]

સમર્પણ વગરનાં કાર્યો બંધનકર્તા હોય છે અને દ્વંદ્વની પરંપરા ચાલુ જ રાખ્યા કરે છે.

સમર્પણથી અહંકારનો—હુંભાવ, પુંભાવનો—નાશ થાય ત્યારે જ પ્રભુપ્રાપ્તિ થાય. તેટલા સારુ દયારામભાઈએ શ્રીકૃષ્ણસમર્પણની આવશ્યકતા સચોટ રીતે જણાવી છે.

દીનતા એ સમર્પણનું અંગ છે. શ્રીદયારામભાઈ દીનતાની મૂર્તિ હતા. તેમણે પોતાની જાતને એમની કૃતિઓમાં ઘણી વખત 'દયો' તરીકે સંબોધી

---

૨ જુઓ "સ્નેહ કરાવે શ્રીકૃષ્ણશું તેને કહીએ સાચા સંત."

૩ જુઓ "ચાર વેદ, ષટશાસ્ત્રનો વારેવારે કર્યો રે વિચાર,
ઉપનિષદના અર્થનો શોધતાં નીકળ્યો એ સાર—
– નીકળ્યો સાર શ્રીકૃષ્ણની ભક્તિ, સત્સંગમાં કરવી આસક્તિ,
શ્રીપુરુષોત્તમને યુગલચરણે સર્વ સમર્પીને રહેવું શરણે."
—ભક્તિપોષણ

૪ શ્રીઅરવિંદ ઘોષ.

છે. આપણને એવો ભાવ થાય છે કે શ્રીકૃષ્ણ પોતે તેમને 'દયો' કહી જાણે બોલાવતા ન હોય!–જેમ આચાર્યશ્રી દામોદરદાસને 'દમલો' કહીને બોલાવતા હતા તેમ. કવિશ્રી કહે છે:

"કરવા પ્રસન્ન ચાહે કૃષ્ણને તો અભિમાન અળગુ નાંખ,
શીઘ્ર દયા કેશવતણી ઇચ્છે તો દીનતા રાખ—
—રાખ દીનતા એક જ રીતે, કરવા કૃપા મન થાશે હરિને,
બોતેર કોટિએ ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ!"[૫]

પ્રેમલક્ષણા ભક્તિની ખૂબી એ છે કે તે શુષ્ક નથી પણ પ્રભુ-પ્રાકટ્ય કરાવે છે:[૬]

પુષ્ટિમાર્ગ એટલે ભગવત્કૃપાનો માર્ગ. શ્રીઅરવિંદબાબુ પણ કહે છે કે "ભગવત્કૃપા ઊતરી આવે એટલું માત્ર જરૂરી નથી પણ એ તો એક મુખ્ય મુદ્દો છે."[૭] શ્રીદયારામભાઈએ લખ્યું છે કે શ્રીભગવત્કૃપા સ્વતંત્ર છે એટલે સાધનથી મળતી નથી. સાધનની અપૂર્ણતા સંબંધમાં અને કૃપાની પૂર્ણતા સંબંધમાં ગોલોકવાસી નવલકથાકાર શ્રીમોતીલાલ સટ્ટાવાળાએ એક સુંદર પદ રચ્યું છે.[૮]

---

૫ ભક્તિપોષણ.

૬ જુઓ "પ્રગટ મળ્યે સુખ થાય, શ્રીગિરિધર પ્રગટ મળ્યે સુખ થાય,
અંતર્યામી અખિલમાં છે તેથી કહો, કોનું દુઃખ જાય?"
— પદ : ૪૨ : પૃષ્ઠ ૧૬૫

૭ "The descent of Divine Grace is not only nesessary but is the chief factor."

૮ કૃષ્ણની કૃપા થકી ઊગરે, નીકર આ ભવભવ ભટકી મરે. કૃષ્ણની.
સાધનબાધન હરિની માયા, માયા બંધન કરે,
જે સાધનનું જોર કરે તે ઝટ પટકાઈ પડે! કૃષ્ણની.
અગણિત કોટિ બ્રહ્માંડોમાં છત્ર જેને શિર ફરે,
પૂર્ણાનંદ ને પૂર્ણકામ તે સાધનથી કયમ વરે? કૃષ્ણની.
જ્ઞાની યોગી ત્યાગી તપસી નિજ બળ બહુ આદરે
પંક વિષે જ્યમ પડેલ જન કોઈ મથીમથી અંદર ગડે. કૃષ્ણની.
દુરારાધ્ય એ ઈશ્વર કહાવે, ભાવભક્તિએ મળે,
સુલભ સેવા, સમરણ મોતી! એ નિશ્ચે દિલ ઠરે. કૃષ્ણની.

લૌકિક આચરણ સંબંધી શ્રીદયારામભાઈએ ઠેરઠેર જે નિર્દેશો 'ભક્તિપોષણ'માં કર્યા છે તે ઘણા જ સચોટ છે. જુઓ

"સર્વ પ્રાણી ઉપર દયા, આણવો નહિ કોઈનો દોષ,
વશ કરવી ઇંદ્રિય સહુ, યથેચ્છા લાભ સંતોષ,
સંતોષ ધરી વદવી સત્ય વાણી, દૃઢ આશ્રય પ્રભુ દીનતા આણી,.
દુષ્ટ સંગથી રહેવું દૂર, વસવું સદા હરિજન હજુર. સેવો.
વળી,
"હરિ વ્યાપક લહી સર્વમાં નવ આણવો કોઈનો દોષ,
મનકર્મવચને જેમ બને તેમ કરવો સર્વનો સંતોષ."
વળી,
"ત્યાં ત્યમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત રહેવું,
જગત જાણે છે એ છે જંજાળી, રાખ હૃદે ત્રિકમશું તાળી." સેવો.
વળી, જુઓ તેમનું પદ "તાદૃશી જન–" પૃષ્ઠ ૧૬૮.
વળી, જુઓ "કહેણી તેવી રહેણી ન મળે–ક્યાં લખ્યું ? એમ કહેની."

બાહ્યવેશની જરૂર છે પણ તે સાચા મનથી કરેલો હોવો જોઈએ. હમણાંની કહેવાતી સુધરેલી પ્રજામાં આપણે V અને સ્વસ્તિકનાં ચિહ્નોનો પ્રચાર જોઈએ છીએ. બાહ્યવેશથી દૃઢતા અને પવિત્રતા આવે છે. દરેક લૌકિક કાર્યની મહત્તા શ્રીદયારામભાઈએ ઓછી આંકી નથી; કારણ દરેક કાર્ય શ્રીકૃષ્ણને જ અર્પણ કરીને કરવાનું હોય તો તે કાર્ય શુદ્ધ અને સૌથી સારું હોય તે જ ગ્રહણ થાય. સમર્પણની ખરી ખૂબી આમાં સમાયલી છે અને તે લૌકિક કાર્યમાં પણ શુદ્ધતા અને શ્રેષ્ઠતા લાવે છે. આત્મ-સમર્પણ કર્યા પછી દરેક કાર્ય નિષ્કામ હોય છે અને ભક્તિ પણ નિષ્કામ હોય છે. આત્મસમર્પણ થયા પછી કામનિષ્કામનો સવાલ જ ઊભો થતો નથી. શ્રીઅરવિંદ સચોટ રીતે કહે છે:—

"The path of surrender is safe and sure; it is in the words of Ramkrishna the path of the baby cat and not the path of the baby monkey."

"True surrender enlarges you; it increases your capacity; it gives you a greater measure in

quality and quantity which you could not have had by yourself."

"By true surrender you lose nothing but your own limitations and deformations—it gives vastness and luminous clearness.

True surrender begins with the relinquishment of desires; desire is the most abscure movement of lower nature; desire keeps you chained to your weakness and ignorance."

દયારામભાઈ કહે છે કે મોટાંમોટાં પુસ્તકો માત્ર વાંચવાથી **શ્રી**ભગવાનપ્રાપ્તિ થતી નથી : જુઓ " ઢાલાં થોથાં કૂટતાં ખૂટયું દીપક તેલ."

પણ **શ્રી**કૃષ્ણની જ અનન્ય ભાવથી આત્મસમર્પણ કરી દૃઢ વિશ્વાસ રાખી ભક્તિ કરવાથી જ એની પાસે જવાય છે. તેમણે માયા કેવી છે તે વિષે લખ્યું છે:—

" આપ વિના એના સહુ ચેલા, તે કોને કહું ? દુઃખ ફેડો,
દાસી તમારી જાય પ્રેરો ત્યાં, પાછી ફરી જ્યારે તેડો."

તેમનાં પદો સરળ અને સચોટ છે. વાંચનાર શ્રદ્ધાપૂર્વક તેનું રટણ કરશે તો તેને ખ્યાલ આવશે કે **શ્રી**કૃષ્ણભક્તિ જ સત્ય છે અને **શ્રી**કૃષ્ણભક્તિ એ જ ભગવત્કૃપા.

લિ૰ **રામલાલ માણેકલાલ સુરતીના** પ્રણામ.

૩

**સંગ્રહનું સંશોધનસંપાદન**

**નરસિંહ**યુગથી માંડી દયારામયુગ સુધીના આપણા **પ્રાચીન શિષ્ટ સાહિત્ય**માંથી ઘણો જ થોડો ભાગ યથાર્થ રીતે સંશોધાઈ સંપાદિત થયો છે. આથી આપણા આ સાહિત્યનાં પ્રમાણભૂત પ્રકાશનોથી ગુજરાતી **ભાષા** અને **સાહિત્ય**ના '**ઍમ.એ.**' સુધીના વિદ્યાર્થીઓને તેમ જ ગુજરાતના સંસ્કારી સ્ત્રીપુરુષવર્ગને ઘણે અંશે સોસવું પડે છે. આપણી જૂજ શિષ્ટ સાહિત્યસંસ્થાઓએ આ કાર્ય ઊપાડેલું છે. પણ તેનો વેગ બહુ જ હળવો છે. આપણી યુનિવર્સિટીજેવી સંસ્થા આ કાર્ય હજી કેમ ઊપાડી લેતી

નથી ? એ માટે યુનિવર્સિટીમાં ગુજરાતીઓનું પ્રતિનિધિત્વ ધરાવતા મુરબ્બીશ્રી દીવાનબહાદુર કૃષ્ણલાલભાઈ ઝવેરી પ્રમુખાદિની ઉદાસીનતાને આપણે ચલાવી લેવી પડે છે એ આપણું દુર્ભાગ્ય છે. વિદ્યાર્થીઓ ઉપરાંત જેને આપણે સુશિક્ષિતવર્ગ ગણીએ છીએ તેવાં સ્ત્રીપુરુષો પણ હવે ગુજરાતમાં બહુ જ (પારસી કોમ જેટલા જ લગભગ સો ટકામાં) અક્ષરતા ધરાવતાં સાબિત થયાં છે.[૯] વડોદરા સરકારનાં ગામડાંના ગુજરાતીઓ તેમ જ સર્વ આગળ પડતાં બ્રિટિશ ગામડાંમાં અક્ષરતા ધરાવતી ગુજરાતી જનસંખ્યા સારા પ્રમાણમાં બહુ સંખ્યામાં છે એટલે ઉપરનો ઉલ્લેખ માત્ર મુંબાઈશહેરમાં વસતા ગુજરાતીઓને માટે નથી એ સમજી શકાય એમ છે. આપણા પુનરુદ્ધારનાં અનેક સાધનો જેવું આપણા સાહિત્યનું આવું આવું પ્રકાશન હાથમાં ન લેવાય એ આપણાં ગુજરાતી સંસ્કાર ને સંસ્કૃતિના એક અપરાધ જેવું નથી ?

દયારામભાઈની ગરબીઓનું સાહિત્ય ગુજરાતમાં અમર રહ્યું છે. આપણા આદ્ય નવીન સાહિત્યવીર નર્મદે માટે જ એ કાર્ય વહેલાં હાથમાં લીધું (ઈ. સ. ૧૮૬૦ માં). પછી શીલાછાપમાં દયારામકૃત કવિતા પુસ્તક પહેલું (૧૮૬૫ માં) બહાર પડયું.

પછી મુંબાઈના સાહિત્યોદ્ધારક ગુજરાતી મુદ્રણાલયે તેનાં આઠ કાવ્યદોહનોદ્વારા તેમ જ છૂટક (ઈ. સ. ૧૮૮૫ થી), અને વડોદરારાજ્યની પ્રાચીન કાવ્યમાળા પ્રકાશનસમિતિએ તેની પુસ્તકમાળા અને ત્રૈમાસિકોદ્વારા (૧૮૮૬–૧૮૯૩ સુધીમાં) પ્રસિદ્ધ કર્યું. આ પછી વૈષ્ણવજગત તરફથી મારા પ્રકાશકમિત્ર રા. નારાયણદાસ ડભોઈવાળાએ દયારામશિષ્યોના વંશજો મારફત 'દયારામકાવ્યમણિમાલા'નાં પાંચેક પુસ્તકો (૧૯૧૪ થી ૧૯૨૯) પ્રસિદ્ધ કર્યાં છે. આપણા વધેલા અક્ષરતાના પ્રમાણને જોઇને તેમ જ વિદ્યાર્થીઓના અભ્યાસની દૃષ્ટિએ નવીન સંશોધનદૃષ્ટિથી આ પુસ્તકોના પુનઃસંશોધનની જરૂર છે.

આ સંગ્રહના સંશોધનસંપાદન માટે મારી આગળની નીચેની પ્રસિદ્ધિઓને નીચેની મેં સંજ્ઞાઓ આપી છે :

---

[૯] જુઓ Journal of the Gujarat Research Society Vol. V: No. 1: January 1948 માં પ્રસિદ્ધ થયેલ ગુજરાતી કુટુંબોની આર્થિક અને આહારવિષયક તપાસનો અહેવાલ.

ક : દયારામકૃત કવિતા : પુસ્તક પહેલું : પ્રસિદ્ધિવર્ષ ૧૮૬૫ : પ્રકાશક : બાપાલાલ મોતીલાલ (ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની આરીસમાં). પ્રકાશક નોંધે છે કે એમણે એ કેટલાક ગામોથી લખાઈ આવેલાં પુસ્તકો ઉપરથી કવિ રણછોડલાલ ગલુરામ પાસે શુદ્ધ કરાવીને છપાવ્યું છે. કેટલેક અંશે વિશ્વાસપાત્ર આ શીલાછાપના પ્રકાશનની લાક્ષણિકતા એ છે કે એમાં એકસરખા આવતા ઢાળોનાં જૂથમાં કેટલાંક પદ ને ગરબીઓ આપવામાં આવ્યાં છે.

ખ : નર્મદસંપાદિત દયારામકૃત કાવ્યસંગ્રહ : ગ્રંથ : પહેલો : આવૃત્તિ ચોથી : પ્રકાશક : ગુજરાતી પ્રેસના માલીક (૧૯૦૯). મારી તેમ જ મારા મિત્ર અધ્યાપક ભાનુશંકર વ્યાસની અંગત નકલોમાં અમે કરેલા સંદિગ્ધ સ્થળોના સુધારાને મેં લક્ષમાં રાખ્યા છે.

ગ : શ્રીનારાયણદાસપ્રકાશિત દયારામકૃત કાવ્યમણિમાલા : ભાગ : ૫ :

ઘ : શ્રીયુત જીવનલાલ છગનલાલ જોષી—દયારામભાઈના શિષ્યોના વંશજ. મેં એમની પાસે એમની માલીકીની કોઈ પ્રમાણભૂત લખેલી હાથપ્રત અથવા બીજી કોઈ છાપેલી છતાં એમણે સુધારેલી હોય તેવી નકલ માટે વિનતી કરી તેમ જ એમને વીનવ્યું કે પરંપરાથી ગરબી, ગરબાઓ, પદો, વગેરેનાં રાગ, રાગિણી, તાલ, ઢાળ હોય તો તે મોકલવા કૃપા કરો. એમના તરફથી કેટલાંક ગરબીઓ, ગરબા, પદો વગેરેના ઢાળ આવ્યા. 'મુજને અડશો મા' અને 'સામું જો' એ બે ગરબીના (આ સંગ્રહના સંખ્યાંક ૯ અને ૧૨ ના) પાઠાંતર પત્રમાં લેખિત આવ્યા.

આટલી સાધનસામગ્રી ઉપરથી પાઠ નક્કી કરી મેં આ સંગ્રહ તારવીને સંશોધ્યો છે. હજી પણ ઇચ્છવા જેવું છે કે પરંપરાથી લખાયેલી અથવા છપાયલી–બધી યે અશુદ્ધિઓ દૂર કરી શકાય તે માટે વધારે જૂની લખાયલી–હોય તેવી આધારભૂત હાથપ્રતો મળે તો પાઠાંતરો નોંધી લેવાય.

સંગ્રહમાં વિશ્વમહાયુદ્ધની કાગળની મહામોંઘવારીના સંકોચને લીધે રાસ, ગરબી, ગરબા, પદો, વગેરે ૧૩૧+૬૭+૧૨= કુલ ૨૧૦ જ માત્ર લઈ શકાયાં છે. બાર વ્રજભાષાનાં પદ લીધાં છે. વચમાં દયારામભાઈની કૃષ્ણ-ભક્તિનું દૃષ્ટિબિન્દુ રજુ કરતું 'ભક્તિપોષણ'કાવ્ય જરા લાંબું છે છતાં મૂકવામાં આવ્યું છે.

**દયારામભાઈનાં** કુલ **રાસ, ગરબી અને ગરબા** મળી આશરે ૧૫૦ ની સંખ્યા સુધી જતાં જણાય છે. આમાંથી જૂજ જ સંખ્યાનાં એક જ ભાવવાળાં આશરે દશેક ગરબાગરબી મેં નથી લીધાં.

## નવીન શીર્ષકો

સંગ્રહનાં ગીતો અને પદોને મેં નવાં શીર્ષકો આપ્યાં છે. આ નવીન સાહસ માટે દયારામભાઈના રસસાહિત્યમાં વિષયવાર તેમ જ ભાવદર્શન સંબંધે કેટલું બધું સરસ વૈવિધ્ય છે એ જણાશે તો એ સાહસ માટે મારા સાહિત્યરસિક બંધુઓ મને ક્ષમા આપશે.

૪

## 'પદ' સંજ્ઞા કોને અપાય?

**નરસિંહ મહેતા** પહેલાંથી આપણા પદ્યસાહિત્યની એક પારિભાષિક સંજ્ઞા તરીકે આ શબ્દ નિયોજવામાં તેમ વપરાશમાં આવ્યો છે. આપણાં **સંસ્કૃત પદ, અષ્ટપદી** વગેરે **પ્રણાલિકાને** બાજુએ રાખીએ તો યે આપણા પ્રાચીન સાહિત્યના સર્જનકાલથી આ સંજ્ઞા વપરાતી **આવતી હોય** એમ જણાય છે. **નરસિંહ મહેતાનાં 'પદો,' 'હારનાં** પદો,' '**સુદામાચરિત્રનાં પદો,' 'રાસ** સાહસ્રીનાં પદો' એથી આપણને સૂચિત થાય છે કે '**પદ**' એ ઊર્મિકાવ્યનું એક નાનું સળંગ એકમ છે—ગીત—છે. એવાં જ 'પદો'ની ગૂંથણી કરી **મહેતાજી**એ એમની 'હારમાલા' ગૂંથી, 'હુંડી' લખી, 'સુદામાચરિત્ર'નું નાનું આખ્યાન બાંધ્યું. બાદ **ભાલણ** અને એના યુગના કવિઓ, ભટ્ટ પ્રેમાનંદ અને એના યુગના કવિઓ, **શામળ**યુગના અને છેક **દયારામ**યુગના કવિઓ અને દલપતનર્મદથી માંડી છેક **ગોવર્ધનરામ**યુગ સુધીના કવિઓ—પણ કાવ્યના એક સુસંબદ્ધ સળંગ ખંડ—કડવા—કડુખલા—કટકા—ગીત—ઊર્મિગીત માટે આ સામાન્ય સંજ્ઞા વાપરતા આવ્યા છે. સાહિત્યના પદ્યવિભાગને ગદ્યવિભાગથી જુદા અને રેખાંકિત કરવા તેના એક એકમને '**પદ**' સંજ્ઞા આમ મળી સંભવે છે. બોલાતા જ સાહિત્યને સંગીતાંકિત કરી જુદા સ્વરૂપમાં મૂકવામાં આવ્યું ત્યારથી '**પદ**' સંજ્ઞાનું સર્જન કરવામાં આવ્યું લાગે છે. '**પદ**'ને **ગીત, રાસ, ગરબી, ઊર્મિ**ગીત એ સંજ્ઞા ક્યારે અને શા માટે આપવામાં આવી એ આપણા પદ્યબંધનો એક રસિક ઇતિહાસ છે અને તે આપણા સંગીત-રસિક સાહિત્યકારોએ ને વિવેચકોએ ચર્ચવા જેવો છે. આપણાં પ્રત્યેક

માત્રાત્મક છંદ, પ્રત્યેક અક્ષરાત્મક વૃત્ત, રૂપાત્મક કે તાલાત્મક ગીત એ પ્રધાનતાએ કે અંશતઃ સંગીતાત્મક છે. આ વૃત્તનાં, છંદનાં પદો, ગીતો બધાં સંગીતદ્વારા પદ્ધતિપૂર્વક ગાઈ શકાય?

આ સંબંધમાં આપણા ગુજરાતના અદ્વિતીય સંગીતકાર પંડિતશ્રી ૐકારનાથજી કહે છે:

"મને લાગે છે કે **માલિની** કે **શાલિની**, **વસંતતિલકા** કે **વંશસ્થ** **મંદાક્રાન્તા** કે **સ્રગ્ધરા**, **પૃથ્વી** કે **શિખરિણી** એ બધાં વૃત્તોનો સીધો સંબંધ હ્રસ્વદીર્ઘ વર્ણસાથે જોડાયલો છે. કોઈ પણ વર્ણવૃત્તને કે માત્રિક છંદને એને અનુકૂળ એવી સ્વરાવલિમાં ગાવામાં બાધ નથી. વર્ણ અને માત્રાનો સ્વર સાથે યા રાગ સાથે વિઘાતક સંબંધ નથી. 'નનમયય' બનાવી **માલિનીમંજુ** ગાવો એ નિયમ પ્રમાણે બે નગણ, એક મગણ અને બે યગણથી તૈયાર થયેલી **માલિનીને** એને અનુકૂળ એવા રાગમાં કે રાગિણીમાં નિઃસંકોચપણે ગાઈ શકાય એમાં સંકોચ નથી. એટલું જ નહીં, કોઈ પણ વૃત્ત કે છંદ રાગ કે રાગિણીમાં અવશ્યમેવ ગાઈ શકાય એમાં જરા યે સંકોચ નથી."[૧૦]

'પદ'માં સંગીતનાં આ અનિવાર્ય તત્ત્વો ને નિયમો સચવાયલાં હોઈ ને તે એક ગીતપ્રકાર છે. એને ખીલવીખીલવીને આપણા જૂના પદ્યસાહિત્યકારોએ સુંદર, સરસ ને સ્વરૂપમય એકમ બનાવ્યું છે. આપણે એને જુદેજુદે મતે કે શબ્દાન્તરે ગેયકાવ્ય, સંગીતકલ્પ કાવ્ય, સંગીતકાવ્ય, ઊર્મિગીત, લિરિક (Lyric) એવાંએવાં વિવિધ નામો આપતા આવ્યા છીએ.

વળી ઊર્મિગીત વિષે વિચારીએ. એનાં લક્ષણ વિષે શ્રીકનૈયાલાલ મુનશી કહે છે:

"ઊર્મિગીત એટલે એક અંગ્રેજી વિવેચક[૧૧] કહે છે તેમ એક અપૂર્વ શબ્દોની અપૂર્વ વ્યવસ્થા."

"અનુભવની પણ માનવહૃદયમાં ભાવના છે. કેટલાક અનુભવો એ ભાવનાને રુચે છે, કેટલાક એને અકારા થઈ પડે છે. જ્યારે અનુભવ તીવ્ર થાય, સર્વગ્રાહી થાય, અને જ્યારે એથી વધારે સરસ

---

૧૦ જુઓ 'એમનું સાહિત્ય અને સંગીત': પૃષ્ઠ ૯.

૧૧ કૉલેરિજ.

અનુભવ અકલ્પ્ય થઈ પડે ત્યારે એ ભાવના સંતોષાય છે. જ્યારે અનુભવમાં આમ અપૂર્વતાનાં દર્શન થાય ત્યારે જ આનંદ ઉદ્ભવે છે. ત્યારે ઊર્મિ પ્રગટે છે તેમાં સરસતા દેખાય છે. આવો એક અનુભવ શબ્દોદ્વારા એવી રીતે વ્યકત કરવામાં આવે છે કે તેના શ્રવણથી અસલ અનુભવમાં રહેલાં અપૂર્વતા, આનંદ ને સરસતા અનુભવાય ત્યારે અપૂર્વ રચના થઈ કહી શકાય, ત્યારે ખરું ઊર્મિગીત સાંપડે.

ઊર્મિગીતનું મૂલ ગમે તે એક ભાવનો વિશુદ્ધ ને તીવ્ર અનુભવ છે. અનુભવપરંપરામાં—અને અવલોકન, વિચાર કે ઉડ્ડયનથી મિશ્રિત અનુભવમાંથી તીવ્રતા ને સરલતા ચાલી જાય છે એવા મિશ્ર અનુભવને પરિણામે બીજા ગમે તે પ્રકારનું કાવ્ય પ્રગટે પણ ખરું ઊર્મિગીત પ્રગટતું નથી.

ગુજરાતમાં ગરબી એ ઊર્મિગીતનું સુંદરમાં સુંદર સ્વરૂપ છે. એમાં ઊર્મિગીત માટે જોઈતાં બધાં લક્ષણો છે. નાની ગરબીમાં એક વિશુદ્ધ અનુભવનું સરલ કથન સહેલાઈથી થઈ શકે.”[૧૨]

એક પદ આમ તેની ઔચિત્યપુરઃસર રચાયલી અને સરસ લલિતકોમળ શબ્દરચનાથી, નાદબ્રહ્મની સ્વરાંકિત લયબદ્ધ ગેયતાથી અને કાવ્યાત્માના પોતાના તીવ્ર સંવેદનમય અનુભવથી આલેખાઈ એક ટૂંકું સફળ સંપૂર્ણ સરસ ગીત બને છે. એક–પદ–ગીત–લો, એને કોઈ નિયમબદ્ધ લયની અનુકૂળ સ્વરાવલિથી ભાવદર્શનપૂર્વક ગાઓ, એને અનુકૂલ વિવિધ પ્રકારના વાદ્યના વાદન સાથે તાલબદ્ધ કરી મેળવો અને અભિનયયુક્ત નર્તન સાથે સંવાદિત કરો અને એ સંગીત બનશે.

આવા ગીતનાં મુખ્યમુખ્ય છ લક્ષણો આપણા રસિક **પ્રાચીનો**એ પણ નિરૂપ્યાં છે:

“ગીતમાં સુસ્વર હોય, તેમાંથી સુરસતા ઉત્પન્ન થાય, તે મધુર હોય, તેના અક્ષરો મધુર હોય, તેમાં વિવિધ અલંકાર (તાનપલટા) હોય અને તે તાલબદ્ધ હોય એવાં છ સરસ લક્ષણો એમાં હોય.”[૧૩]

---

૧૨ જુઓ કનૈયાલાલ મુનશી: દયારામ: ગુજરાતનો પ્રણયકવિ: નડીઆદની નવમી ગુજરાતી સાહિત્યપરિષદનો નિબંધવિભાગ (૧૯૨૮).

૧૩ જુઓ “सुस्वरं सुरसं चैव मधुरं मधुराक्षरम् ।
सालंकारं प्रमाणं च षड्वर्यं गीतलक्षणम् ॥”

રસિક અંગ્રેજ વિવેચકોએ પણ ગીતનાં આ પ્રકારનાં આવાં જ લક્ષણો બાંધ્યાં છે. વીણાના સંવાદિત સ્વરલય સાથે ગવાતા એ ગીતને તેઓ લિરિક—ગીત—ઊર્મિગીત કહી એનાં નીચેનાં લક્ષણ બાંધે છે:—

૧ જે સંગીતવાદ્ય સાથે ગવાવાની ક્ષમતા ધરાવતું હોય,

૨ જે કવિના પોતાના ભાવ, વિચાર યા સંવેદનનું દર્શન કરાવતું હોય, અથવા કોઈ દૃશ્યની, કાર્યની અથવા પાત્રની કવિના પોતાના મનની વાણીથી રચ્યું હોય,

૩ જે એકંદરે ટૂંકું હોય, અથવા એક જ ભાવ અથવા સંવેદન અથવા લાગણીનું દર્શન કરાવતું એકમ હોય,

૪ જે એકધ્યાનાત્મક હોય, તીવ્ર હોય, સંવેદનયુક્ત હોય, તેના પારદર્શક નિર્મળ સ્વરૂપમાં હોય અને સ્વયંસ્ફુરિત ભાવ કે લાગણીનો ધોધબંધ ઊભરાતો આવિર્ભાવ હોય.

આમ 'પદ' એ સંજ્ઞા ગીત માટે–સંગીતના, રાસના અને ગરબીના એકમને માટે–આપણા જૂના કવિઓએ જે દૃષ્ટિથી યોજી હોય તે દૃષ્ટિ પણ ખ્યાલમાં રાખી આપણા હાલના પદ્યકારોએ સ્વીકારવા કે વાપરવા જેવી છે. ધીરાનાં પદો માટે, પાછળથી કોણ જાણે ક્યારે આપણામાંનાઓ 'કાફી' સંજ્ઞા વાપરવા લાગ્યા તે આપણે બરાબર જાણતા નથી–નર્મદે પણ 'પદ' સંજ્ઞાનો પ્રયોગ પોતે એક પદ યોજીને કરેલો નોંધ્યો છે. અને હમણાંના આપણા કડક છતાં અતિરસિક વિવેચક **શ્રીબલવંતરાય ઠાકોર** પણ રસિકતાપૂર્વક વાપરવા લાગ્યા છે.[૧૪]

✓ 'પદ' સંજ્ઞા હેઠળનાં 'ગરબી' તરીકે ગાઈ શકાય છે એવાં ઘણાંએક પદો આ સંગ્રહમાં માલમ પડે છે. ગીતને પદ કહેવાય ?

'પદ' સંબંધક આટલી પ્રાસ્તાવિક ચર્ચા રજુ કરી દયારામભાઈની જીવનયાત્રાની અને તેમના સાહિત્યમંદિર ઉપર દૃષ્ટિ નાંખી લઈએ.

---

૧૪ જુઓ એમની 'કવિતાસમૃદ્ધિ': બીજી આવૃત્તિ : ૧૯૩૯નાં પદો:-

૧ પદ : 'કવિમાં તકરાર' (**મનુ દવે**).

૨ ,, 'કવિને' (**ભાનુશંકર વ્યાસ**).

૩ ,, '**નવાં નવાણ**' (**ઉમાશંકર જોષી**).

૪ ,, '**બહુરૂપિણી**' (**સુંદરમ્**).

૫ ,, '**વત્સલનાં નયનો**' (**કાન્ત**) વગેરે, વગેરે.

૫

## દયારામભાઈ: જીવનરૂપરેખા

(વિ. સં. ૧૮૩૩ થી ૧૯૦૯: ઈ. સ. ૧૭૭૭ થી ૧૮૫૨)

" આ સૂકવણાંમાં એક જ વેલી નવપલ્લવ રહી નયનને અને હૃદયને ઠારે છે. તે નર્મદાને તટે ઉદ્‌ભવી છતાં અન્ય દેશકાલનું પાણી પી ફૂલીફાલી જણાય છે. નરસિંહ, ભાલણ ને પ્રેમાનંદનો ઘટ્ટ પરિચય દયારામભાઈની વાણીમાં જોઈએ છીએ. પણ એ ફક્કડ કવિ કોઈનો દેવાદાર રહ્યો નથી. મહેતાને નામે નવાં પદ જોડીને, ભાલણની 'દશમલીલા'નો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને અને પ્રેમાનંદના ' ઓખાહરણ'માં ભારોભાર ઉમેરો કરીને દયારામે બ્રહ્મીઋણ વાળી દીધું જણાય છે." [૧૫]

આપણા ગુજરાતના પ્રાચીન કવિઓના છેલ્લા છતાં સમર્થ પ્રતિનિધિ દયારામભાઈ જ્ઞાતિએ સાંઠોદરા નાગરગૃહસ્થ હતા. એમના પિતાનું નામ પ્રભુરામ આણંદરામ ભટ્ટ અને માતાનું નામ મહાલક્ષ્મી અથવા રાજકુંવરબાઈ. એમનું વતન ચાંદોદ હતું અને જન્મ એમના મોસાળ ડભોઈમાં વિ. સં. ૧૮૩૩ ના ભાદ્રપદ શુક્લપક્ષ એકાદશી ઉપરાંત દ્વાદશી ( વામનજયંતી ) ને શનિવારે થયો હતો. એમને ગંગાબાઈ નામે એક નાની બહેન હતી તે બાળવયમાં ગુજરી ગઈ હતી. બાળકદયારામ એનાં ભક્તિપ્રિય માતાપિતાનો એક ને એક લાડકો પુત્ર હતો. વિવિધ સૃષ્ટિસૌંદર્યોથી ભરપૂર ગુજરાતની મહાનદી નર્મદાને કાંઠે આવેલા ચાંદોદ-તીર્થે કવિના બાલહૃદય ઉપર ભારે અસર કરી હતી. છેક નાનપણથી જ એને ભક્તિના ઊંડાઊંડા સંસ્કારો એની માતા તરફથી ધાવણમાં મળ્યા હતા. આઠ વર્ષની ઉમ્મરે એને યજ્ઞોપવીત ધારણ કરાવવામાં આવ્યું હતું. આ જ પ્રસંગે એક ગંગા નામની કન્યા સાથે એનું વાગ્દાન થયું હતું. પણ તે બાળા થોડા જ વખતમાં મરણ પામી હતી. પ્રભુરામ ભટ્ટને પોતાના પુત્રને કાશી ભણવા મોકલવાની ઈચ્છા હતી. પણ માતાપિતા વડોદરા સુધી પણ નજર બહાર કાઢવા તૈયાર નહોતાં. સં. ૧૮૪૩ માં પ્રભુરામ ગુજરી ગયા. બે વર્ષ બાદ સં. ૧૮૪૫ માં એની માતાનો પણ સ્વર્ગવાસ થયો. માતાપિતા વગરના

---

૧૫ જુઓ કેશવલાલ ધ્રુવ : બીજી ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખ-પદેથી ૧૯૦૭.

દયારામની નિરાધાર દશામાં સગાંવ્હાલાં એની સંભાળ રાખતાં. ચાંદોદમાં એના કાકાની દીકરી ધનગૌરીએ એની સંભાળ રાખી હતી. પણ તે બાઈ પણ ગુજરી ગઈ. તે પછી એમના મોસાળ ડભોઈમાં જ એ કાયમના છેવટ સુધી રહ્યા હતા.

વડીલોની છત્રછાયા ચાલી ગયા પછી દયારામ મનસ્વી બની યથેચ્છ રીતે ફરતા ને દેવદર્શને જઈ લોકભજનસંગીતમાં ભળતા. ડાકોરના પ્રસિદ્ધ ઈચ્છારામ ભટ્ટજીની એના ઉપર આ વખતે એક કુદરતી કૃપા થઈ. દયારામના ખરાબે ને તોફાને ચડેલા જીવનનાવને વાળીને યોગ્ય વહેણમાં મૂકનારા આ ભટ્ટજી હતા. એમને દયારામ ભક્તિપૂર્વક યાદ કરે છે:

"તું વળાવો, તું નીઝામો, વૈદ્ય તું, માબાપ!
આ દીનને દયા કરી ટાળો ત્રણે તાપ"[૧૬]

ભટ્ટજીએ એમને ઉપદેશ આપી યાત્રા કરી આવવા ને આજીવનાંત ભક્તજીવન ગાળવાનો ઉપદેશ કર્યો. આ પછી દયારામ વખતોવખત ડાકોર જતા ને ત્યાંના દ્વારકાધીશની એમનાં પ્રસિદ્ધ પદોમાં અંકાયલી ભક્તિ કરતા. આ પહેલાં પણ કવિતા કરવાનું કાર્ય કેટલાંક સ્તુતિનાં પદોથી એમણે ક્યારનું યે આરંભી દીધું હતું.

સં. ૧૮૪૭ માં એમણે પોતાના કુલક્રમાગત વૈષ્ણવ સંપ્રદાયાનુસાર બ્રહ્મસંબંધ બાંધી કૃષ્ણને સર્વાત્મનિવેદન કર્યું. સં. ૧૮૫૩ માં વડોદરાથી એક સંઘ નીકળતો હતો તેમાં મામાની ના હોવા છતાં એ જોડાયા. એમણે સં. ૧૮૫૮ માં મનમરજાદ ને સં. ૧૮૬૧ માં પાકી મરજાદ લીધી. ૧૮૬૫ માં એ યાત્રાએથી પાછા આવ્યા ને ૧૮૬૬ થી સ્થાયી મુકામ કરી ડભોઈમાં રહેવા લાગ્યા. સં. ૧૮૮૭-૮ માં શ્રીનાથજીની એ છેલ્લી ઝાંખી કરી આવ્યા. ૧૮૯૮ માં એમને ભારે મંદવાડ આવ્યો હતો. આ વખતે એમણે એમનું મૃત્યુપત્ર કર્યું હતું. સં. ૧૯૦૯ માં શ્રીકૃષ્ણના આ એકનિષ્ઠ અને લોકપ્રિય ભક્તકવિએ કૃષ્ણપ્રાપ્તિ કરી.

દયારામભાઈએ કુલ ત્રણવાર ભારતયાત્રા કરી છે. આ યાત્રાના અનુભવોએ આપણા ભરતખંડનાં સ્થલસ્થલનાં પ્રકૃતિદર્શનોનો કવિને અપાર લાભ કર્યો છે. મનથી સ્વતંત્ર મિજાજના કવિ એમનાં વૈષ્ણવ તીર્થોમાં એની

૧૬ જુઓ 'રસિકવલ્લભ.'

સ્વતંત્રતા કદી મૂકતા નહીં. વૈષ્ણવ મહારાજા સાથે મતભેદ પડતાં એ એમ ચોખ્ખું પરખાવવા યે ચૂકતા નહીં. છતાં વૈષ્ણવ સંપ્રદાય ને તેના સિદ્ધાંતો પર એમના ગાઢ પ્રેમ ને પક્ષપાત એમણે કદી આખર સુધી અળગા કર્યા નથી

દયારામ પણ તે કાળના બીજા કવિઓ માફક વ્રજ( હિંદી ) મ કવિતા કરતા. વળી એમનાં કેટલાંક પ્રયત્નકાવ્યો પરથી જણાય છે તે હિન્દની બીજી ભાષાઓ મરાઠી, પંજાબી, વગેરેવગેરે, સાથે પણ એમ આછોપાતળો પ્રવાસમાં પરિચય કર્યો જણાય છે.

દયારામના ભક્તિપરાયણ જીવનના ઇષ્ટદેવ એક શ્રીકૃષ્ણ જ છે ચાંદોદ, ડભોઈ, યાત્રાઓમાં કે ત્યાંથી આવી કૃષ્ણવિરહિણી ગોપિકાજેવી ભ કવિએ આખી જીવનકલા રસભર ખીલવી છે. પોતાને એ એક ગોપી ભ માનતા હતા. [17]

નિર્મળ ને ભક્તિમય સ્રીહૃદયના જેવી કૃષ્ણ તરફની સર્વસ્વાર્પણ નવધા પ્રેમભક્તિમાં જ કવિએ પોતાનું ૭૬ વર્ષ જેટલું લાંબું આયુષ ધન્ય કર્યું છે.

મનસ્વી, ટેકીલા, એકમાત્ર કૃષ્ણપરાયણ રસિક કવિ આમ પોતાન સંપૂર્ણ જીવનકલા અને તેની સતત પ્રવૃત્તિ એક જ માર્ગે—પોતાના પ્રિયતમ વ્રજેશ નંદકુંવર પ્રત્યેના અગાધ પ્રેમમાર્ગે જ—સમર્પે છે. કૃષ્ણ અને કૃષ્ણને જ કેન્દ્રસ્થ રાખી રસમૂર્તિ ગોપિકાના જેવા જ હૃદયની તાલાવેલી એ સદા સર્વથા અનુભવે છે અને એના કાવ્યપ્રેરિત રસિક હૃદયના પ્રત્યેક ભાવમાત્રને એની સરસ, સુંદર અને પ્રાસાદિક સંગીતમય કાવ્યવાણીમાં અમર કરે છે.

યાત્રાથી પાછા આવતાં ઉત્તર વયમાં ને શિથિલ શરીરસ્વાસ્થ્યમાં વૈષ્ણવના મરજાદી ધર્માનુસાર દેવસામગ્રીમાં મદદગાર તરીકે ડભોઈની એક રતનબાઈ સોનારણની સેવા એમણે સ્વીકારી હતી. કવિનું ભક્તમંડળ બહોળું હતું. એમની લોકપ્રિયતા વિશાળ હતી. વડોદરાનરેશ શ્રીમંત ફત્તેસિંહરાવે પણ બેઠક કરી કવિનો સત્કાર કર્યો હતો. એમના સમકાલીન કવિમંડળમાં 'ગીતગોવિંદ'કાર વંગીય જયદેવજેવા ગુર્જરકવિમંડલેશ્વર સમા આ રસકવિ પૂજાયા હતા.

---

૧૭ જુઓ કવિનું પદ : પૂર્વની પ્રીત : પૃષ્ઠ ૧૪૨.

૬

## દયારામનું વિપુલ સાહિત્યસર્જન

દયારામભાઈની સમૃદ્ધ સાહિત્યસૃષ્ટિ અગણિત નાનામોટા ગ્રંથોથી ભરીભરી અને વિશાળ છે. એમાં ગદ્ય અને પદ્ય બન્ને પ્રકારના ગ્રંથો છે. જૂના પૌરાણિક ગદ્યજેવા ગદ્યગ્રંથોમાં પ્રશ્નોત્તરમાલા, પ્રશ્નોત્તરવિચાર, હરિહરતારતમ્ય, પ્રશ્નોત્તરમાલિકા, લઘુ અને બૃહત કલેશકુઠાર, ભાગવતસાર, વગેરેવગેરે, છે. સતસૈયા ( વ્રજ ) ગ્રંથની ટીકા પણ ગદ્યમાં છે.

નાનામોટા કાવ્યગ્રંથોનું વર્ગીકરણ કરીએ તો તે અનુક્રમે ( ૧ ) ભગવલ્લીલાના ગુણાનુવાદરૂપ, ( ૨ ) સિદ્ધાંતાત્મક, ( ૩ ) ઉપદેશાત્મક અને (૪) પ્રકીર્ણ એમ થાય. પહેલા ક્રમના પેટાવિભાગમાં ભાવાત્મક, આખ્યાનાત્મક અને સ્તોત્રરૂપ, બીજામાં બ્રહ્મવાદ, ઉભયાત્મક અને ભકિતમાર્ગ, ત્રીજામાં આચાર, વૈરાગ્ય, આશ્રય અને દીનતા આવે.

પ્રથમ ભાગના ભાવાત્મક વિભાગમાં કવિશ્રીની અમર કીર્તિ સુઅંકિત કરતી એમની શૃંગારાત્મક ગરબીઓ ને ગરબાઓ આવે, તેમ જ કમળલીલા, દાણલીલા, રાસલીલા, પત્રલીલા વગેરે લીલાત્મક કાવ્યો આવે. આખ્યાનાત્મક કાવ્યોમાં રુક્મિણીવિવાહ, સત્યભામાવિવાહ, કૃષ્ણોપવીત, સીમન્ત, અજામિલાખ્યાન, ઓડાણાખ્યાન, મીરાંચરિત્ર, વગેરેવગેરેનો સમાવેશ થાય. આ ભકતોનાં ચરિત્રો ભેગો આખ્યાનોનો પણ સમાવેશ થાય. સ્તોત્રાત્મક કાવ્યોમાં અનેક ધોળ, ગરબા, વગેરેનો સમાવેશ થાય.

બીજા વિભાગમાં બ્રહ્મવાદમાં શુદ્ધાદ્વૈતપ્રતિપાદન, માયામતખંડન, ભક્તિમાર્ગમાં ભક્તિવિધાન, ભક્તિદઢત્વ વગેરેનો, ઉભયાત્મકમાં રસિકવલ્લભ, ભકિતપોષણ, સિદ્ધાન્તસાર, સંપ્રદાયસાર વગેરેનો સમાવેશ થાય.

ત્રીજા વિભાગનાં ઉપદેશાત્મક કાવ્યોમાં આચારમાં પ્રશ્નોત્તરમાલિકા વગેરેનો, વૈરાગ્યમાં કાલજ્ઞાનસારાંશ, મનોમતિસંવાદનાટક, બ્રાહ્મણભક્તવિવાહનાટક, પ્રબોધબાવની અને દીનતાનાં પદો આવી શકે.

પ્રકીર્ણમાં ષડ્ઋતુવર્ણન, સતસૈયા ( નાયકનાયિકાસ્વરૂપવર્ણન ) સારાવલિ, વસ્તુવૃંદદીપિકા ( કોશગ્રંથ ), હરિહરતારતમ્ય, પિંગળસાર, તાલમાળા, રાગમાળા, વગેરે આવે.

## કેટલીક સાલવાર સાહિત્યકૃતિઓ

**પત્રલીલા** (સં. ૧૮૬૨), **અજામિલાખ્યાન** (૧૮૬૩), **શ્રીમદ્-ભાગવત દશમસ્કંધ અનુક્રમણિકા** (૧૮૬૭), **સતસૈયા (વ્રજ)** (૧૮૭૨), **વસ્તુવૃંદદીપિકા** (૧૮૭૪), **શ્રીમદ્ભાગવતાનુક્રમણિકા** (૧૮૭૯), **સારાવલિ** (૧૮૮૦), **વ્રજવિલાસામૃત** (૧૮૮૨), **રસિકવલ્લભ** (૧૮૮૪), **શ્રીમદ્-ભગવદ્ગીતામાહાત્મ્ય** (૧૮૯૦).

**કુંવરબાઈનું મામેરું**, **નરસિંહ મહેતાની હુંડી** (મરાઠી), **કૃષ્ણની જનોઈ**, **કૃષ્ણજન્મખંડ**, **ભક્તિપોષણ**, **પ્રેમરસગીતા**, **દાણચાતુરી**, **ચેતવણી**, **ભક્તવેલ**, **પ્રેમપરીક્ષા**, **ચોરાશી વૈષ્ણવ**, **વલ્લભનો પરિવાર**, **મનપ્રબોધ** (કક્કો), **પારણું**, વગેરે વગેરે, ઉપરાંત વિવાહનામક, લીલાનામક, મહિમાનામક અને વિલાસનામક નાનાંમોટાં જેની સાલ જણાઈ નથી તેવાં કાવ્યો છે. છૂટક રાસ–ગરબી–ગરબા ને પદો એમણે ચાલુ ને આખર સુધી-રચ્યાં લાગે છે.

એક કૃષ્ણપ્રેમના જ ભક્તકવિ તરીકે સુંદર અને સરસ ભાવવાહી ગરબીઓના ઔચિત્યપુરઃસર લાંબા વર્ણનાત્મક ગરબાઓના ને આર્દ્ર તથા કોમળ પદોના મીઠા કવિ તરીકે તો એ ગુજરાતી સાહિત્યમાં હમેશને માટે અમર છે. એમનો અક્ષરદેહ એમની આ કાવ્યવાટિકા સાથે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં સદા લીલાછમ કુંજાગારજેવો એની ગુણસુગંધ પમરાવી રહેશે.

## દયારામભાઈના કાવ્યાદર્શ શ્રીકૃષ્ણ

દયારામભાઈ ગુજરાતને યુગોથી પ્રિય એવા **શ્રીકૃષ્ણ વાસુદેવના** અનન્ય ભક્તકવિ છે. જૂના હિન્દના દ્વારજેવા દ્વારિકાના રાજાનો પ્રાચીન ગુજરાતે સમ્રાટ તરીકે સત્કાર કર્યો છે. એ ગુર્જર **સમ્રાટે મહાભારત** જીતાડી **ધર્મરાજ પાંડવને હસ્તિનાપુરના સમ્રાટપદે** સ્થાપી એકવારના **ભારતીય સામ્રાજ્યનો** પાયો નાંખ્યો છે. ઉત્તર વયના **કૃષ્ણ વાસુદેવના** ઘડનાર **બાલકૃષ્ણને**, **યમુનાતટના** તેના તોફાની છતાં ગોપ્રિય બાલજીવનને, બાલગોપાંગનાઓ સાથેના તેના વનવિહારોને અને **અન્ય** સંખ્યાબંધ કવિકોવિદોએ અમરતાથી ગાયેલા તેના અદ્ભુત વીર અને રસિક જીવનને પ્રાચીન ને મધ્યકાલીન ગુજરાતે બહુમાનથી તેના જીવનકાલમાં ને જીવનકાલ

પછી ગાયું છે. ગુજરાતની વૈષ્ણવ પ્રજાને આથી જ શ્રીમદ્‌વલ્લભાચાર્ય-સ્થાપિત શ્રીકૃષ્ણચંદ્રની રસપૂજા ને વીરપૂજાની પ્રણાલિકા સદા યે આકર્ષતી રહી ગમી રહી છે.

આપણી વીરસંહિતા મહાભારતના મુત્સદ્દી કૃષ્ણ, તેમાંની ભગવદ્‌ગીતાના આદ્ય ઉપદેશક જ્ઞાની કૃષ્ણ, ઐતિહાસિક 'હરિવંશ'કાવ્યના વીર વાસુદેવ, સાતમા સૈકાના શ્રીમદ્‌ભાગવતના રસકાવ્યની રસમૂર્તિનાયક કૃષ્ણ યદુનંદનની રસપૂજા કે વીરપૂજા આપણા સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ને જૂની ગુજરાતીના કવિઓને પ્રેરણા ને કવિતા આપી ગયાં છે. દયારામભાઇએ પણ એમના પૂર્વજ ભક્તો અને કવિઓને પગલે ચાલી આ કૃષ્ણપૂજા પોતાની સ્વતંત્ર રીતે ષોડશોપચારથી કરી છે.

૭

## 'ભક્તિપોષણ' સ્તવનકાવ્ય : રસદર્શન

આ ગીતસંગ્રહમાં દયારામભાઈનું 'ભક્તિપોષણ' મેં મધ્ય ભાગે મૂક્યું છે જુઓ પૃષ્ઠ ૧૨૭ થી ૧૪૧. આ કાવ્ય દયારામભાઈની કૃષ્ણભક્તિનું દૃષ્ટિબિન્દુ સમજવામાં બહુ જ ઉપકારક નીવડે એવું છે. એ કાવ્યને જરા અવલોકી લઈએ.

નર્મદાતટે, ચંડીપુરમાં બેસી, સાઠોદરા નાગર બ્રાહ્મણ ભટ્ટ દયાશંકરભાઇએ ગુરુપ્રતાપે આ ભક્તિરસકાવ્ય પ્રકાશમાં આણ્યું છે. ભટ્ટ પોતાનું વલ્લભી નામ વૈષ્ણવદાસ જણાવે છે. આ ગ્રંથમાં એમણે "સકળ સિદ્ધાંતસાર તે શોધી કીધો છે ટોળે," અને સમગ્ર પુષ્ટિસિદ્ધાંતનો સારભાગ આ લાંબા કાવ્યમાં આપવાનો પ્રયાસ કર્યો છે. સ્વાભાવિક રીતે લાગે કે સિદ્ધાંતોને આમ પદ્યના સ્વરૂપમાં રજૂ કરવા જતાં શુષ્કતામાં સરી પડવાનો પૂરો સંભવ છે. પણ દયારામભાઇની રસજ્ઞતા ને કાવ્યવાણી એવાં સૂક્ષ્મ ને ભાવપૂર્ણ છે કે સંપ્રદાયી ન હોય એવો તટસ્થ વાચક પણ આ કાવ્ય એક બેઠકે પૂરું કરી શકે ને તેનું અખંડિત તારતમ્ય રસપૂર્વક માણી શકે.

કાવ્યની શરૂઆતમાં જ કવિ સાચા ભગવદ્‌ભક્તનાં લક્ષણો દર્શાવી દે છે. તાપદોષદૈન્યહારક હરિજનનો સત્સંગ, દોષદષ્ટિનો અભાવ, દીનતા, અભિમાનલોપ, 'કોટિ તીર્થ આવી જ્યાં વસે' એવું કૃષ્ણકથાકીર્તન,

ભદ ને અભય માટે શ્રીકૃષ્ણસ્મરણ. શ્રીકૃષ્ણભક્તિ ને શ્રીકૃષ્ણાશ્રય અને છેવટ સર્વાત્મભાવે સર્વસમર્પણ. શ્રીવ્રજરાજનું શરણ મળ્યું કે પછી માયાદાસીની યે બીક નહીં. તો શું આ સંસારનો ત્યાગ કરી દેવો? ના, અર્જુનગીતા કહે છે: 'સંસારશું સરસો રહે ને મન મારી પાસ,' તેમ દયારામભાઈ પણ કહે છે કે 'ત્યાં તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત રહેવું.' સંસારમાં રહીને જ શ્રીગોપાળ અંતરજામીની સ્તુતિ કરો, ને ધીરેધીરે જાય અને સમાન પ્રિય પ્રભુ લાગે તો દુઃખ જન્મજન્મનાં ભાગે. કારણ એ જ કર્તું, અકર્તું, અન્યથા કર્તુંમ્' સમર્થ છે; 'હરિ જંત્રી, તું જંત્ર છે, જેમ વાજે વજાડે તેમ', 'સેવો હરિ, ગુરુ સંતને' એમ અખાની માફક દયારામભાઈ પણ કહે છે કે:

'શ્રીકૃષ્ણ, શ્રીગુરુ, ભગવદી—એ ત્રણે એક સ્વરૂપ.' કવિ ત્યાર પછી આ સેવાના—આ ભક્તિના—નવધા પ્રકાર ગણાવે છે: શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, વંદન, અર્ચન, દાસ્ય, સખ્ય ને આત્મનિવેદન. આ ઉપરાંત દશમી તે પ્રેમલક્ષણા. આ તો 'સાધનતાજ' ને એનાથી 'વશ થાય વ્રજરાજ,' આમાં તો અધમઉત્તમ સૌને અધિકાર.

દયારામભાઈની પ્રેમલક્ષણા ભક્તિની સૂક્ષ્મ ચર્ચા ખૂબ જ રસિક ને પ્રેરક છે. પ્રીતિનાં કારણ ત્રણ: રૂપ, ગુણ, દ્રવ્ય. આ ત્રણ વિકારને પાત્ર છે. પણ શ્રીકૃષ્ણને પ્રિય એ તો એનાથી રહિત એવો સહજ સ્નેહ. એવા સ્નેહનાં ચાર રૂપ: પ્રેમ, આસક્તિ, વ્યસન ને તન્મયતા. પ્રેમનાં લક્ષણ દગરુચિ, સ્મૃતિ, અભિલાષા અને ઉદ્વેગ; આસક્તિનાં વ્યાધિ, પ્રલાપ ને ઉન્માદ; વ્યસનનાં જડતા ને મૂર્છા; ને છેવટ તન્મયતામાં મૃત્યુ નહીં પણ મૃત્યુસાદસ્ય. અનેક રસિક ઉદાહરણો વડે વિસ્તારથી કવિવર આ રહસ્યને છતું કરે છે. પ્રેમલક્ષણા ભક્તિને કશાં બંધન નથી. જેમ સાચી રસોર્મિને દેશકાળનાં, ઇતિહાસનાં, તત્ત્વજ્ઞાનનાં, ધર્મનાં કે નીતિનાં બંધન નથી તેમ જ એને પણ વય, વિદ્યા, વિત્ત, વર્ણ, રૂપ, પરાક્રમ કે આચરણનાં બંધન નથી. એને યોગ કે જ્ઞાન કે કર્મપંથના જેવી અન્ય ગલીકૂંચીઓમાં અટવાવું પડે એમ નથી. એ ભક્તિ તો મણિજેવી છે. 'ભક્તિ મણિ, જ્ઞાન દીપ છે.' મણિ અચલદ્યુતિ છે; જ્યારે દીપકને વાયુનો અપાર ભય છે; તેલપાત્ર ને વાટ વિના એ લય પામે. માટે ભક્તિ વિનાનાં બીજાં બધાં સાધન વ્યર્થ છે.

ભક્તાને માયા સ્પર્શી શકતી નથી. પછી કવિ છેવટ સકળ સારનો સાર સમઝાવે છે:

"જન! થશે પૂર્ણ મનોરથ તારો, માટે શું મોહો! જો પડનારો;
તેને મળશે પૂર્ણાનંદ થાશે, ભવભેભવ તૃષ્ણા ટળી જાશે."

હા, એ પંથ છે ખાંડાની ધારજેવો. હરિ સેવતાં દુઃખ તો થાય, પણ તેને સુખાજેવું માનો. ઓસડ પીતાં તો કડવું લાગે, પણ રોગ ટળ્યા પછી આનંદ જાગે તેમ શ્રીકૃષ્ણપ્રાપ્તિ પછી હૃદય, બુદ્ધિ ને આત્મા રસસ્નાનનો અનેરો બ્રહ્માનંદ અનુભવે છે.

આ કાવ્ય શ્રીકૃષ્ણરાધા પ્રતિ જે સબલ ભક્તિભાવ નિર્દેશે છે તે દૃષ્ટિબિન્દુએથી દયારામભાઈની અન્ય કાવ્યકૃતિઓનું યથાર્થ દર્શન કરીશું તો કવિવર અને તેમના શુદ્ધ ને નિર્ભેળ જીવનસંદેશને આપણે સલાભ સમઝવા શક્તિમાન થઈશું.

૮

## દયારામભાઈના વિવિધદૃષ્ટિ વિવેચકો

કવિ તરીકે દયારામભાઈ વિષે આજ પૂર્વે પૂર્વપક્ષ તે ઉત્તરપક્ષ ક્યારના યે સ્થપાઈ ચૂક્યા છે. અનેકાનેક દૃષ્ટિએ અનેક વિદ્વાનોએ એમનું મૂલ્યાંકન કર્યું છે. એમને પ્રણયકવિ તરીકે બિરદાવાયા છે; એમને નફ્ફટ માનવ બનાવી નફટાઈથી પ્રેમવિકૃતિ ગાતા વર્ણવાયા છે. પણ ભક્તકવિ તરીકે વૈષ્ણવોમાં આજે પણ તેઓ સુપ્રતિષ્ઠિત છે. કોઈક એમને એવા કોઈ પણ વાડામાં ન પૂરતાં માત્ર 'કવિ' તરીકે લેખે છે. વસ્તુતઃ આ આપણા વિવેચનની એક રૂઢ પ્રથા છે ને મોટી મર્યાદા છે. 'કવિ'ની કવિતા કયા વર્ગની છે તે કરતાં કઈ કોટિની છે એ વિચારાય તો કવિને વધુ ન્યાય આપી શકાય એ નિઃશંક.

દયારામભાઈ ભક્તકવિ છે? કે દયારામભાઈ માનવપ્રેમની ગાથા ગાનાર અને છતાં પોતે આધ્યાત્મિક કાંઈક ગાઈ રહ્યા છે એવી આત્મવંચના કરનાર કે ભ્રમણામાં રાચનાર પ્રાકૃત કવિજન છે? દયારામભાઈએ ભક્તજીવનનું ઓઠું લઈ નફ્ફટ માનવપ્રેમ ગાયો છે? આ પ્રશ્નોને બાજૂએ રાખી, એક વાત ખૂબ સચોટતાથી ને સ્પષ્ટતાથી કહી શકાય કે એમની કાવ્યવાણીમાં

પ્રેમલક્ષણાભક્તિની વ્યાપક ઝલક છે. શ્રીકૃષ્ણ, રાધા ને વ્રજની ગોપીઓ વચ્ચેનો રસવિહાર સ્થૂળ દૃષ્ટિએ લાલસા કે ભોગપ્રેરિત લાગે, પણ કવિને અભિપ્રેત એવી પુષ્ટિસંપ્રદાયની પરિભાષામાં વિચારતાં એ ભ્રમ પૂર્ણાંશે નિવારી શકાશે. એટલે 'રસમગ્ન કવિ'નાં 'રસમસ્તીનાં' 'ભોગપ્રધાન' ચિત્રો નરસિંહસખી અને પ્રેમસખીની દૃષ્ટિએ જોતાં ઉન્માદક કે જુગુપ્સાપ્રેરક નહીં લાગે. શ્રીકૃષ્ણ અને રાધિકામાં આપણા માનવભાવોનું આરોપણ કરી એમને કલુષિત કરી, એમના મૂળભૂત સ્વરૂપમાં એમને ન જોવાં એ દૃષ્ટિવિપર્યાસ નથી? વસ્તુતઃ સખીભક્તિથી જ આનું નિરાકરણ થઈ શકે. એટલે અધ્યાત્મદર્શનનો પ્રયાસ આમાં કરીએ તો તુરત દયારામભાઈના નિર્મળ પ્રેમનું, પ્રોજ્જ્વલ ભક્તિભાવનું અને નિર્મળ રમણીય રસોલ્લાસનું સ્વરૂપ આપણને અહીં જડી આવશે.

## દયારામભાઈની કવિતાસુંદરી: રસદર્શન

શ્રીકૃષ્ણ તો 'रसो वै सः' છે, વેદસ્વરૂપ છે; ઉપર કહ્યું તેમ રસિક છે; 'रसिका : कामवर्जिताः'–એમ કામવર્જિત છે ને તે ઉપરાંત ઊર્ધ્વરેતસ છે. રાધા–આત્મસ્વરૂપ છે '–आत्मा वै राधिका प्रोक्ता'–ભક્તિનો અવતાર છે, ને ગોપી વેદની ઋચા છે. જ્યારે રાધા કે અન્ય ગોપીઓ સમયભંગને અંગે રીસાઈ જઈ શ્રીકૃષ્ણની ઉપેક્ષા કરે છે ને માન અનુભવે છે, એમને મેણાંટોણાં મારે છે ત્યારે એ કોઈ તુચ્છ કામવિહ્વળ જનની માફક કાયરત્વ દર્શાવતા નથી કે પ્રણયજડ અરસિક નિષ્ઠુર જનની માફક એની ઉપેક્ષા પણ કરતા નથી. ઊલટું રસના પરમ ભાજનજેવા ભગવાન રીસાયેલી પ્રણયિનીને વિવિધ રીતે મનાવી લઇને પ્રણયનો ઉત્કર્ષ સાધે છે, એને પ્રણયોન્મુખ કરે છે. માન–ઈર્ષ્યા–અસૂયાનું પડ આમ ભેદાતાં, પ્રોજ્જ્વલ પ્રેમભક્તિને અનુરૂપ તેના કોડ પૂરે છે. પ્રેમલક્ષણા ભક્તિના પરમ ઉપાસક દયારામભાઈ આ પ્રસંગને વાણીમાં અમર કરી ઇતિશ્રી માની લે છે.

કવિહૃદયના ભાવ વ્યક્ત કરવા માટે, કવિ પાસે સાધન રસિક વાણીનું–સબળ ભાષાનું–છે. લોકમુખે ચડેલી ભાષા એના અનેકાનેક પ્રયોગોદ્વારા કેટલાક રૂઢાર્થ પકડી લે છે. કવિ માટે એની કાવ્યવાણીની આ એક મોટી ને અનિવાર્ય મર્યાદા બની રહે છે ને તેથી જ કવિના અર્થો જુદાંજુદાં સ્વરૂપ ધારણ કરતા લાગે છે.

વિચારોની કુમાશ, આવિષ્કરણનું લાલિત્ય, ભાષાનું અનુપમ માર્દવ, ઉષ્માભર્યા ભાવોની અપૂર્વ કલાત્મક રજૂઆત,—અનુપમ માધુર્ય, લહેકા, ને સરલતા, આ સાથે દયારામભાઈનાં ઉચ્ચ રસિકતા ને સંગીતનું જ્ઞાન એમની ગરબીઓમાં અદ્‌ભુત મીઠાશ પ્રેરે છે. એમનું સંગીત સૌમ્ય ને ગમે તે કંઠે રમતું થઈ જાય એવું છે. એમનાં સંગીતકાવ્યો ગુર્જરકાવ્યકુંજોમાં અનેરી ભાત પાડે છે. એમની કુદરતી સંવિધાનકલા વડે એ વર્ણન, વૃત્તાન્ત ને ભાવને રસિકતાપૂર્વક ભેગાં ગૂંથી, તેમાં સંગીતની માધુરી પૂરી રાધા, કૃષ્ણ અને ગોપીની હૃદયવૃત્તિનું ચિત્તહારી ચિત્ર ખડું કરી શકે છે.

ગોવર્ધનરામભાઈએ કહ્યું છે તેમ: "કૃષ્ણ અને ગોપાંગનાઓની એની કવિતા એ વાસ્તવિક ચિદ્રસ અને પ્રેમનો ઊકળતો લાવાપ્રવાહ છે. અસંયત ઇચ્છાશક્તિના વિવિધ લાડીલા તરંગો રજૂ કરવાની એની પાસે ચિત્તાકર્ષક ને જાદુઈ કલા છે. એની ભાષા માત્ર કવિત્વમય ને લોકપ્રિય નથી, પણ સાથે કવિ એવી ભાષા ઘડતા પણ જાય છે અને તેને જનસમાજ પ્રેમપૂર્વક સ્વીકારે છે. પોતાના દેશના નરનારીના વૃંદને એણે વિવિધ છંદવૃત્તોનું અને ભિન્નભિન્ન રાગરાગિણીઓનું ભાન કરાવ્યું છે. એમાંનું સંગીત એમને કવિના હૃદયભાવોની જ્વાળાનું સમસંવેદન કરાવે છે. એમના સકલ સર્જનમાં સૂક્ષ્મ સાહજિકતા અને સચોટ સરલતા છે."

આ ગરબીઓનો વિષય મુખ્યત્વે શૃંગારરસના અધિષ્ઠાતા શ્રીકૃષ્ણ, રાસેશ્વરી રાધા ને પ્રેમમગ્ન ગોપીઓ વચ્ચેનાં મિલન, વિરહ, માન, અસૂયા, ઉત્કંઠા, સમયભંગ, દૂતીકર્મ, રતિક્રીડા, આછાં હાસ્યકટાક્ષ, મર્મ ને ઢોંગભર્યાં રીસામણાંમનામણાંના શૃંગારભાવનો છે. કવિ શૃંગારને અપકર્ષક સ્વરૂપે રજૂ નથી કરતા. એક ભક્તની હૃદયવૃત્તિથી શૃંગારનો ઉત્કર્ષ એ સાધે છે. રસ એ કાવ્યનું જીવન છે ને તેથી રસનિષ્પત્તિ સાધી રસિક વાચકનું કે શ્રોતાનું ચિત્ત વશ કરી શકાય તો જ કવિત્વશક્તિની ઉત્તમતા પુરવાર થઈ શકે. દયારામભાઈ એક રસજ્ઞ કવિ છે એની પ્રતીતિ કરાવવા માટે દૂર જવું પડે એમ નથી. એ રસનિષ્પત્તિ કેમ સાધે છે તે જુઓ: જુદાજુદા ભાવોના ઉદય, સંધિ ને શબલતાના યોગે કરીને સ્થાયી ભાવ જાગે છે. દયારામભાઈ સ્થાયીભાવ રતિની જમાવટ માટે રસિક કામવર્જિત, ઊર્ધ્વરેતસ, રસો વૈ સઃ વેદસ્વરૂપ, અલૌકિક રૂપલાવણ્યના પાત્ર, કોટિ કંદર્પસરિખી જેની છબિ શોભે

છે, જેની વાંસળી સાંભળી ગોપીની પાંસળી ભેદાય છે, જેના મિલનથી વિયોગતાપ ટળે છે, એવા શ્રીકૃષ્ણને આલંબનરૂપે સ્વીકારે છે. અને પછી ઉદ્દીપનસામગ્રી વડે તથા અનુભાવ, સંચારીભાવ વગેરે વડે સ્થાયીભાવને પુષ્ટ કરતા જાય છે.

સંભોગશૃંગારનું એક ઉદાહરણ જુઓ :

બહુવલ્લભ નાયક સમયભંગ કરે છે. પ્રેમદામાં અસૂયા જન્મે છે. અન્યોન્યની વિશુદ્ધ રતિ માનવિપ્રલંભથી દૂષિત બને છે અને છેવટ કવિ સામપ્રયોગથી એને દૂર કરે છે. સમાનુરાગી નાયકનાયિકા ફરી મળે છે. આમ સ્થાયી રતિને મસ્ત સંભોગશૃંગારમાં બહલાવી કવિ પાત્રોને રસસાગરમાં તરતાં મૂકી દે છે :

"પ્રભુએ પ્રેમદા પ્રસન્ન કરી ને પ્રેમે આલિંગન દીધું રે,
વિયોગતાપ ટાળ્યા, અધરામૃત બન્નો પરસ્પર પીધું રે.
છૂટયું માન, એકરસ થઈ પોઢયાં, આનંદ ઊર ન સમાય રે,
એ દંપતિની દાસી થવાને દાસદયો ગુણ ગાય રે."

અલબત્ત, ઘણી ગરબીઓ કોઈ ને કોઈ પ્રકારના વર્ણનથી સમાપ્ત થાય છે, પણ ઘણે સ્થળે દયારામભાઈ રસનો સમુલ્લાસ ઉપજાવવા, આ પ્રમાણે શૃંગારની અદ્ભુત અલૌકિક આલંબનસામગ્રીને વૈવિધ્યભર્યા પ્રસંગો વચ્ચે ઉપસ્થિત કરી, ભાષાનાં લાલિત્ય, માર્દવ ને માધુર્યને એના પર મઢી, મીઠા સંગીતના સૂરો એમાં ભેળવી, સહજે કલાત્મક અપૂર્વતા સાધી લે છે. એમની લેખનની રીતિ કૈશિકીવૃત્તિની છે અને તે શૃંગારને ખૂબ ઉપકારક છે; તેથી જ આ ગરબીઓમાં દીર્ઘ સમાસો કે વિકટ પદત્વનો અભાવ છે. બલકે, સર્વત્ર હૃદયહારી પ્રસાદ અને કઠોર વર્ણવિહીન મોહક મધુરતા પ્રગટે છે. એમના લાંબા લાગતા ગરબા પણ એટલા જ મોહક છે.

## દયારામભાઈની પ્રાણવાન ભાષાપ્રભુતા અને તેના ગુણદોષ

દયારામભાઈની કવિતાનું બળ એમની ભાષા ઉપરની પ્રાણવાન પ્રભુતા છે. સમગ્ર ભારતખંડમાં ફરીફરી એમની ગુજરાતી ભાષા અનેક રીતે નવા સહવાસ ને સંસ્કાર પામી રસવતી, મીઠી ને ભૂષણવતી થઈ છે. આદર્શ ગુજરાતી ભાષા કહેવાય એવી એ સાદી, સરસ, શુદ્ધ, કલામય છે. પ્રૌઢ ભાવ ધારણ કરવા છતાં, સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાવાનુરૂપતા સાધવા સમર્થ છતાં,

લોકગમ્ય ગુણોને ત્યાગ્યા વગર એ એવી ને એવી પ્રાણભરી રહી શકે છે. કવિનો શબ્દકોશ વિશાળ છે, તેવો જ રસભર્યો છે. શબ્દોનાં રચના, પસંદગી, ઔચિત્ય, પ્રૌઢતા અને રસિકતા અનેક દૃષ્ટિબિન્દુઓથી જોતાં આનંદકારી લાગે છે. શબ્દેશબ્દનું રહસ્ય એમણે સ્થાનપરત્વે બતાવી આપ્યું છે. સ્ત્રીપુરુષોની વિશિષ્ટ ભાષા, એમના લાક્ષણિક માર્મિક શબ્દો, માર્મિક ઉક્તિઓ વગેરે એમનું ભાષાનૈપુણ્ય જ્યાંત્યાં સબલતાથી સિદ્ધ કરે છે.

આપણા ગુજરાતી સાહિત્યતીર્થની દયારામની મહાનદી રેવાસમી કાવ્યસરિતાનાં મીઠાં જલપાન કરવા કાલેકાલે અનેક રસિકો આકર્ષાયા છે ને હજી આકર્ષાશે. અને ગુજરાતણો તો એમના તરફથી મળેલા ગરબીઓના કદી મૂલવાય નહીં એવા વિરલ વારસાને હૃદયથી લલકારી કદી યે વિસરશે નહીં.

દયારામભાઈની કવિતાનું એક વ્યક્તિગત આગવું લક્ષણ એ વ્યવહારુ બોલીના એમના સંખ્યાબંધ શબ્દપ્રયોગો (colloquialisms) છે. નરસિંહ અને પ્રેમાનંદ આવા પ્રયોગો કહેવતોરૂપે કરે છે: ‘અડાશે’, ‘એક્રો’, ‘બન્નો,’ ‘કલ્યા પૂંઠી,’ ‘ફટકારી સરિખી ફરૂં,’ ‘ઘણા દિવસની ગવાઉં છું જૂઠી,’ ‘આજ કાળજડાનું કહી નાંખ્યું જી,’ ‘કયાંથીને...પાછલીને રાતે.’

કેટલાક અપપ્રયોગો યે છે: ‘હોજલ પડદો’ ‘હિયાના હાથમાં.’

ગ્રામ્યતા યે છે: ‘લટ્ટ’, ‘ચોરણવાળા’, ‘ઘાયલ કરીને ગડબડતી મેલી,’ ‘ધર માર્યું,’ ‘મંદહસણી ને વંકવિલોકણી,’ ‘તોબાખત લખાવ્યું,’ ‘ફાંદો.’

Mannerisms યે છે: ‘આઘા રહો, અડશો મા!’ ‘દરદમાં ગરદ ગઈ છે મળી,’ ‘વણજ વિના શીદ જોખમ જોઇએ?’, ‘તનમાં તાલાવેલી,’ ‘ધીકીએ ઢાંકયાં’, ‘નેણ નચાવ્યાં,’ કાળજાની કોર,’ ‘ભીતરનો ભડકો,’ ‘અણિયાળી આંખ,’ ‘વહાલતણી વેલ,’ ‘માણીગર! પધારો,’ ‘વાંસળી ને પાંસળી,’ ‘કામણગારી રત્નાળી આંખ,’ ‘દાઝ્યા ઉપર લૂણ’ ‘સાસુનણંદ ને પરણ્યાનો ત્રાસ’ વગેરે, વગેરે, લટકાળા પ્રયોગો ને પ્રાસો.

કવિમાં ઊઘાડો શૃંગાર પણ ઓછો નથી:

‘આવોને મારે ઘેર માણવા હો જી રાજ! આવોને.
જોબનતુરીને પલાણવા—
પડતી રાતે પધારજો પ્રીતમ! કોઈ બેઠું નથી જાણવા.’
‘દયાનાં પ્રીતમ બેઉ પલંગે ઢળિયાં.’

'જોબન લહેરે જાય છે, માણીને મારાં રાજ !'
'તું મુજ અડતાં શ્યામ થાશ તો હું ક્યમ નહીં થાઉં ગોરો ?
ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો, તુજ તોરો !'

૯

## આપણાં રાસ—ગરબા—ગરબીઓ

ગુજરાતની આ ગરબીસંસ્થા અને તેની લલિત કલા છેક પ્રાચીન-કાળથી ચાલી આવી છે. **આદ્ય શક્તિ મહામાયા અંબાભવાનીનાં** ભક્તિ ને આરાધનોના ઉત્સવોમાં તેનાં મૂળ હોવાનું જણાય છે. દિશદિશથી ગોળાકાર ઘડાના ગર્ભમાં પ્રકટાવેલા **માતાજીના** આરાધનદીપથી તેજછાયાનાં કિરણો ગોળાકારે પ્રસારતી દેવી એમાં પ્રગટ સ્વરૂપે પધરાવાય છે. **માતાને** પ્રિય **નવરાત્રિના** જવારાના મધ્યમાં પણ અન્ય રીતે આ **આદ્યશક્તિની** પ્રતિષ્ઠા કરવામાં ગુજરાતનાં દેવીપૂજકોને હાથે આવા જ પ્રકારનો ગરબો રચવામાં આવે છે. એની બન્ને બાજૂએ દેવીનાં ઉઘાડાં ખડગો મૂકાય છે. પ્રાતઃકાળ ને સાયંકાળમાં વૈભવભર ષોડશોપચારથી દેવીની પૂજા ને અર્ચા થાય છે, અને

'જય દેવ ! જય દેવ ! જય આદ્યાશક્તિ ! મા જય આદ્યાશક્તિ !
અખંડ બ્રહ્માંડ ઊપાયાં (૨) પડવે પંડની માંહ્ય; જયો ! જયો ! મા જગદંબે !'

—એ તિથિઓ અંતર્ગત આરતીગીતથી આરતી ઊતારી તેની આચકા પૂર્ણ ભક્તિભાવે લેવામાં આવે છે.

**આસો** તેમ જ **ચૈત્રમાસની નવરાત્રિઓના** આ ઉત્સવમાં ઘડાઓને કે માટલીઓને ફળિયાના ચોકમાં મૂકાય છે ને તે ફરતાં બાલાવૃંદો ને સ્ત્રીવૃંદો ગરબાગરબીનૃત્ય કરી દેવીને રીઝવે છે. પુરુષો પણ કહીંક કહીંક ગરબા ગાય છે. ગુજરાતી **નાગરોથી** માંડી ઘણીએક જ્ઞાતિઓ ઘણીએક વખત લાકડાની રંગીત માંડવીઓ ગામના સુતારી કને ઘડાવરાવીને તેમાં ફરતી દીપાવળી પ્રગટાવે છે ને તે ફરતાં ઘૂમવામાં આવે છે. ઘણીએક વાર ફૂલનો ઘુમ્મટ આકારનો ગરબો લાકડાના ચોકઠાંનો રચાય છે ને તે ફરતાં તેમ જ તેને કોઈ સશક્ત સ્ત્રીને માથે રાખી તે ફરતાં ગરબે રમવામાં આવે છે.

કવિ દલપતરામ આ સંસ્થાની નોંધ લે છે :—

"ગુજરાતનાં શહેરો અને ગામડાંમાં અજવાળી રાતે ગરબીઓ ગાવાનો ચાલ છે, તેમાં આસોમહિનાના પહેલા પક્ષમાં (નવરાત્રમાં) તે વધારે ગવાય છે. માંડવીઓ શણુગારીને ઘણા દીવા કરે છે અને તેના ફરતા કુંડાળામાં ફરીને સ્ત્રીઓ ગાય છે."

"અસલના હિંદુઓએ નવરાત્રમાં માંડવી ફરતા ફરીને ગરબા ગાવાનો ચાલ કાઢયો હશે."

"ગરબા ગાનારી સ્ત્રીઓ દયારામની, નરસિંહ મહેતાની કે રઘુનાથ વગેરેની રચેલી ગરબીઓ ગાય છે તેમાં બાળલીલા, રાસલીલા કે દાણલીલા વગેરેનું વર્ણન હોય છે."

આપણા દેશીય સંગીત પરત્વે એ જ કવિ કહે છે તેમ

"માંડવી ફરતાં ફરીને તાળી પાડીને ગાઈ શકાય એવા જેટલા રાગ છે તે ગરબીઓ કહેવાય છે."

"ફરીને ન ગાઈ શકાય તથા જે રાગ વિવાહમાં શોભે છે તે ધોળ અથવા ગીત કહેવાય છે. તો પણ કેટલાંએક ધોળ ટૂંકા રાગથી ગરબીમાં ગાઈ શકાય છે; જેમકે "અમે ઇડરિયો ગઢ જીત્યાં રે આનંદ ભલા !"[૧૮]

દેવી પછી કૃષ્ણ, શિવ અને બીજા ઘણાએક દેવો ને દેવીઓનાં આ ગરબાગરબીદ્વારા પૂજાર્ચન થતાં આવ્યાં છે. એકંદરે એક જ પ્રકારના છતાં આપણા રાસ–ગરબા–ગરબીના સ્વરૂપ સંબંધે વિવિધ પ્રકારના ખ્યાલો આપણા રસિકોમાં પ્રચલિત છે. ગરબાગરબીના ગીતના અર્થમાં રાસ એ શબ્દ પ્રાચીન કાળથી વપરાતો જણાય છે. 'રાસ, 'રાસક્રીડા,' 'રાસલીલા,' 'રાસમંડલ,' 'રાસધારી'–એ શબ્દોમાંનો 'રાસ' એ ગાતાંગાતાં ગોળાકારે ફરતાં ગવાતું એક પ્રકારનું ગીત છે. એ ગીત ગાતાંગાતાં સંગીત, નર્તનની ક્રીડા–લીલા–જામે છે. શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે કરેલી રાસની ક્રીડા એ આ પ્રકારનું એક નર્તન છે. 'રાસડો' એ બનેલા બનાવને વર્ણવતો એક જાતનો 'ગરબો' છે. અને પ્રજામાં પ્રચલિત રાસ–'રાસો' એ એક પ્રકારનું વીરરસ કાવ્ય છે, ને આખ્યાન તરીકે પણ આ જૈન રાસા આપણા સાહિત્યના ઇતિહાસે નોંધ્યા છે. આપણા નરસિંહ મહેતાએ શ્રીકૃષ્ણને સંબોધતા ગોપીકાવૃંદમુખે નૃત્યરાસની ક્રીડા કરવાની ઇચ્છા પ્રગટ કરી છે:—

---

૧૮-જુઓ દલપતરામરચિત 'કચ્છગરબાવલિ' : ઈસવી સન ૧૮૮૦.

**: રાસ :**

**'અમને રાસ રમાડ વ્હાલા !**
**ગોકુલથી વૃંદાવન રૂડું તે મુજને દેખાડ વ્હાલા !**
**જળજુમનાને કાંઠડે રે વાયો વેણુ રસાલ વ્હાલા !**
**ગાય શીખે ને સાંભળે હરિરાધાજીનો રાસ વ્હાલા !**
**તે પદ વૈકુંઠ પામશે એમ ભણે નરસૈંયોદાસ વ્હાલા !'[૧૯]**

આપણાં લોકગીતોના ઘડનારા અજ્ઞાત કવિઓએ તેમ જ આપણા લોકપ્રસિદ્ધ કવિઓએ આ રાસગીત પછી તો આપણને ઉત્તરોત્તર આપ્યા કર્યાં છે.

'રાસ,' ગરબી,' 'ગરબા' ને એક જ ગીતના સમીકરણરૂપે ગણનાર અને નહીં ગણનાર પણ આપણા પ્રતિષ્ઠિત લેખકોમાં કોઈ કોઈ છે. આપણા લેખકો 'રાસ'ની નીચે મુજબ વિવિધ વ્યાખ્યાઓ આપે છેઃ—

'રાસ એટલે કાવ્યફૂલડું : નાનકડું મઘમઘતું, સૌંદર્યસુગંધવાળું. શતદળ કમળસમું કોક મોટું, ઘણાંખરાં પારિજાતકસમાં મધુર સુકુમાર દેવસુગંધવાળાં હોય.'

—**નાનાલાલ કવિ**

'રાસ' શબ્દનો મૂળ અર્થ રસ–ઉલ્લાસ–ભર્યું નૃત્ય થાય છે, જેમાંથી કાલનો ગરબો જનમ્યો છે. મૂળ અર્થમાં આ શબ્દ સામાન્ય રીતે શ્રીકૃષ્ણ અને તેમના સાથી ગોપબાલ તથા ગોપીઓનું વર્તુલાકાર નૃત્ય એ ભાવમાં વપરાયો દીસે છે.'

—**રામમોહનરાય દેસાઈ**

'રાસ' ગરબા, ગરબી, ગોફ, ચોકારા એટલે કે ગોળ કુંડાળે ફરતાં ગવાતાં ને નચાતાં ગીતો.'

—**ઝવેરચંદ મેઘાણી: શ્રી. શાંતિ બરફીવાળાસંપાદિત 'રાસકુંજ'ની** પ્રસ્તાવના

'ઘણે અંશે ગુજરાતનું વિશિષ્ટ કાવ્યસ્વરૂપ તે રાસ. વર્તમાન રાસ એ આપણા જૂના રાસનો નવો–નવપલ્લવિત અવતાર. રાસમાં હું રાસ, રાસડા, ગરબી એ બધાંનો સમાવેશ કરું છું. રાસ ગુજરાતવ્યાપક છે. પછી

---

**૧૯ જુઓ નરસિંહ મહેતાકૃત 'કાવ્યસંગ્રહ.'**

કાઠિયાવાડની ધમકભરી તાળીમાં તે પૂરો ખીલી નીકળે છે કે ગુજરાતના સૌમ્ય દેહહીંડોળમાં તે સુરેખ બને છે.'

—રમણલાલ દેસાઈ

'ગરબો પડયાંપડયાં વંચાય, ગરબો બેઠાંબેઠાં ગવાય ને ગરબો ફરતાં-ફરતાં ઝીલાય એ ત્રણમાં બહુ ભેદ છે.

ચાલતા ગરબાને ચાલતા રથની ઉપમા આપીએ તો એમ કહી શકાય કે ગરબાનો અક્ષરદેહ તે રથ, ઢાળ તે પૈડાં, હીંચ તે ઘોડો, ગવડાવનાર તે સારથી અને ઝીલનારાં તે અંદર બેસનાર.'

—બહેન જયમન પાઠકજી અને ચંદ્રિકા દવે

રાસ–ગરબા–ગરબીને–એ સંસ્થાને–ગીતને–વિવિધ દૃષ્ટિએ અવલોકાય છે, છતાં છેક કાલિદાસના નાટકમાંના અપભ્રંશથી રાસના, રાસસંસ્થાના ને ગીતના ઉલ્લેખ સંશોધાયા છે. આપણા પ્રાચીન પ્રાકૃતઅપભ્રંશમાં નરસિંહયુગ પહેલાંની ને પછીની જૂની ગુજરાતીમાં એનાં આછાંપાતળાં દર્શન થયા કર્યાં છે.

**કવિ ભાણદાસ**

આ પછી કવિભાણદાસની એક હસ્તલિખિત પોથીમાંથી આપણને ગરબા–ગરબી વિષે ઘણું જ વિગતવાર નોંધરૂપે મળી આવે છે:—

"અખાના સમયમાં થઈ ગયેલો છતાં બહુ જાણીતો નહીં તેવા ભાણદાસ નામના એક જ્ઞાની કવિએ ૭૧ ગરબા અને ધોળ વગેરે પોતાને હાથે લખ્યાં હોય અથવા તેના નાના કે મોટા ભાઈ દામોદરદાસે લખ્યાં હોય તેવી એક હાથપ્રત મળી આવી છે. એની પુષ્પિકામાં નીચે મુજબ મળે છે:

"ઇતિ શ્રીગરબા ઇકોત્યિયં સંપૂર્ણ સમાપ્ત. સંવત ૧૭૧૫ વરષે માગસરમાસે. કૃષ્ણપક્ષે. અષ્ટમાં તિથૌ. ભોમવાસરે. લખીત ભીમપુત્ર વૈષ્ણવ ભાણદાસ. તસ્ય ભ્રાત વૈષ્ણવ દામોદરદાસ. લઘુભ્રાતા. વૈષ્ણવ ભાણદાસકૃત. ગરબા ઇકોત્યિર."[૨૦]

---

૨૦ જુઓ શ્રીકેશવરામ કાશીરામ શાસ્ત્રીકૃત 'કવિચરિત': ભાગ ૨: ભાણદાસ (સં. ૧૭૦૬–૭ માં હયાત); તેમ જ નીચેની પાદટિપ્પણીઓ:—

"૧ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી હસ્તલિખિત પુસ્તક નં. ૨૪૦ પૃ. ૧ થી ૧૮૧ માં ૭૧ ગરબા છે;" "૩ તેના તત્ત્વજ્ઞાન અને વૈરાગ્યના ત્રણ ગરબા ફા. ગુ. સ. નં. ૬૮ માં છે. આ પદ્ધતિના ગરબા રચનારાઓમાં ભાણદાસ કદાચ પ્રથમ જ છે, કેમકે બીજાના તેટલા જૂના ગરબા નથી મળતા."

" ભાણદાસનાં ગરબા–ગરબીઓનો એક સારો, સંગ્રહ મળે છે, જેમાં એકોતેર ગરબા પૂરા સચવાઈ રહ્યા છે. × × આરંભમાં અંબાજીનો ગરબો × × × મળે છે. × × એમાં તત્કાલીન ભાષાસ્વરૂપ સાચવતા ગરબાઓ ભાણદાસની પદપદ્ધતિ ઉપર સારો પ્રકાશ પાડે છે. મારી ભૂલ ન થતી હોય તો જૂનામાં જૂની ભાણદાસની આ હાથપ્રત છે અને તેમાં 'ગરબા' શબ્દનો પ્રયોગ મળે છે; અને 'ગરબી' શબ્દનો પ્રયોગ તો ભાણદાસનો પ્રથમ જ છેઃ–

## : ગરબી :

"ગગનમંડલની ગાગરડી ગુણ ગરબી રે !
તેણિ રમિ ભવાની રાસ ગાઉ ગુણ ગરબી રે !
દિનમણિ સૂર્ય દીપક કર્યું ગુણ ગરબી રે !
માંહિ ચંદ્રતણુ પરકાસ ગાઉ ગુણ ગરબી રે ! ૧
પૃથ્વીપાત્ર ત્યાંહાં કોડીઉ ગુણ ગરબી રે !
વાતી પર્વત મેર ગાઉ ગુણ ગરબી રે !
સાતિ સાગર તેલ ભર્યું ગુણ ગરબી રે !
માંહિ મૂગતાફલ ચુફેર ગાઉ ગુણ ગરબી રે ! ૨
થાવરજંગમ ભસ્મ ભર્યું ગુણ ગરબી રે !
સુંદર સકલ વિભાગ ગાઉ ગુણ ગરબી રે !
સર પરિ ગાદી કછપની ગુણ ગરબી રે !
ઊઢણી શેષ નાગ ગાઉ ગુણ ગરબી રે ! ૩
ગાગરિ ઉપરિ ઢાંકણું ગુણ ગરબી રે !
અંબર એક અપાર ગાઉ ગુણ ગરબી રે !
તેત્રીસ કોટિ વિવર કર્યાં ગુણ ગરબી રે !
તેજતણુ નહીં પાર ગાઉ ગુણ ગરબી રે ! ૪
ત્રણ્ય ગુણો થઈ ગુણવંતી ગુણ ગરબી રે !
દૂઝિ પરમ નિધાન ગાઉ ગુણ ગરબી રે !
અહનિસિ અમૃત ઝરિ ગુણ ગરબી રે !
જગત કરિ છિ પાન ગાઉ ગુણ ગરબી રે ! ૫
વિવિધ પિરિ વરસી રહી ગુણ ગરબી રે !
ધર્મ અર્થ નિ કામ ગાઉ ગુણ ગરબી રે !
ચ્યાર વેદ પરગટ થયા ગુણ ગરબી રે !
વિશ્વતણુ વિશ્રામ ગાઉ ગુણ ગરબી રે ! ૬

ત્રહુણિય મૂરત્ય ગાગર મહાગુણ ગરબી રે !
હરિ બ્રહ્મા નિ ઈસ ગાઉ ગુણ ગરબી રે !
મહાકાલ મહજિં ધરિ ગુણ ગરબી રે !
ગૌરી ગાગરિ સીસ ગાઉ ગુણ ગરબી રે ! ૭
આદિ સકત્ય અવીગતતણી ગુણ ગરબી રે !
રમિ રસાલુ રાસ ગાઉ ગુણ ગરબી રે !
ચઉદ લોક મોહ પામીઆ ગુણ ગરબી રે !
ઈમ કહિ છિ ભાણદાસ ગાઉ ગુણ ગરબી રે !" ૮

ગરબીનું, તેની સંસ્થાનું, તેની ભાવનાનું ભાણદાસે આ ગીતમાં બહુ જ વિગતથી ભાવનાપૂર્ણ નિરૂપણ કર્યું છે.

આ પછી ઉક્ત પ્રતમાં જ ભાણદાસરચિત એક ગરબો છે. આ ગરબામાં ગોવિંદના ગુણ ગાતી યોગમાયાઓ વર્ણવાઈ છે. એમનો શણગાર-વિધિ બહુ જ સૂક્ષ્મ વિગતે વર્ણવાયો છે :—

: ગરબો :

"જોનિ ! યોગમાયા ગરબુ રમિ ! તે તુ કરતી અત્ય કલોલ !
ત્યાં કુંકુમ કેસર કસ્તૂરી, વલી રંગતણા બહુ રોલ !
જોનિ ! યોગમાયા ગરબુ રમિ !
પારજાતનાં પુષ્પ ઘણાં ત્યાંહાં સૂકડિ અગર અબીર,
વલી ગાન ગાવિ ગોવિંદતણા ત્યાંહાં ગાજિ સબદ ગંભીર.
જોનિ ! યોગમાયા ગરબુ રમિ !
ત્યાંહાં અઠોતર સુ વારાહી મલી રંગભરિ ખેલી રાસ,
ત્યાંહાં છપન કોટિ મલી ચામુંડા જાણે સૂર્યકોટિ પ્રકાશ !
જોનિ ! યોગમાયા ગરબુ રમિ !
ત્યાંહાં નવિ કોટિ મલિ કાલિકા તે મહામોટી મહામાય,
ત્યાં બ્રહ્માણી અંદ્રાણી આવ્યાં રુદ્રાણી ગુણ ગાય;
જોનિ ! યોગમાયા ગરબુ રમિ !
પંચરંગ પટુલાં, પિહિરણિ, ચરણા ચોલી ચીર,
ત્યાંહાં સ્વેત પીત નિ રાતડાં વલી ભાતિભાતિનાં હીર;
જોનિ ! યોગમાયા ગરબુ રમિ !
ત્યાંહાં વિંછીયડા વાજિં ઘણા વલી ઝાંઝરનુ ઝમકાર,
ત્યાંહાં ઘમઘમ વાજિ ઘૂઘરડી તેહનિ મુગતાફલના હાર;
જોનિ ! યોગમાયા ગરબુ રમિ !

તેહનિ ચૂડુ કંકણુ મુદ્રિકા વલી સીસ રાખડીફૂલ,
તેહનિ નીલવટિ સોહિ ચાંદલુ, ઝાલિતણું નહીં મૂલ;
જોનિ ! જોગમાયા ગરબુ રમિ !
ત્રણિ ભૂવનમાંહીં રમિ તે ગાજી રહ્યુ બ્રહ્માંડ,
તેણિ સાત દ્વીપ સોહિ રહ્યા, વલી સોહી રહ્યા નવખંડ;
જોનિ ! જોગમાયા ગરબુ રમિ !
નવ દાહા નવરાત્ય રમ્યાં તેણિ હઇડિ હરખ ન માય,
પછિ પોતાનિ આશ્રમ્ય ગયાં તેહના ભાણદાસ ગુણ ગાય;
જોનિ ! જોગ માયાગરબુ રમિ !"

આમ આપણા કાવ્યસાહિત્યના વિવિધ પ્રકારનો—આખ્યાન, જ્ઞાનાત્મક કવિતાનો, તેમ જ ગરબાગરબીસાહિત્યની જાણ અને તેના વિકાસ વધતાં ને વધતાં રહ્યાં લાગે છે.

રાસ—ગરબા—ગરબીનાં સંગીતનૃત્ય આ પછી તો ગુજરાતમાં પ્રચલિત થઈ ગયેલાં બહુ જ નોંધાયાં છે. તેનાં ગીતો વધુ ને વધુ મળતાં જાય છે આપણાં લોકગીતો ને જાણીતા કવિઓનાં રચેલાં ગીતો ઊભરાવા માંડે છે. આપણા કરતાં યે વધુ જૂના કાળથી સચવાતા જૈનસાહિત્યમાં આ ગીતો પણ સંખ્યાબંધ છે. છૂટક પદો તે આ ગેય તેમ જ અભિનેય ગીતો છે. એ પદોનાં અનુક્રમવાર ગૂંથનથી આપણાં આખ્યાનો બંધાતાં આપણે જોઈએ છીએ. લાંબાં કડવાંમાં અને પદોમાં—ગીતોમાં—પછી દેશીઓ ઊમેરાય છે. અને ગુજરાતી લૌકિક સંગીતનો—દેશીય સંગીતનો—ધોધબંધ પ્રવાહ બધે રેલાય છે.

માત્ર એક જૈનગીત લઇએ. એમાંના જાદવપતિ નેમરાજ ને રાજુલાદેવીનો વિરહપ્રસંગ આપણી જૈનબહેનો પણ કેટલા બધા વિરહરસમાં આર્દ્ર અને લીન થઈ ગાય છે ?

## : જૈનગરબી :

'હલકો હાંકોને સ્વામી ! હાથિયો રે લોલ !
હું આવું તમારી પાસ રે નગીના નેમ !
ત્યારે તમે ત્યાંથી ચાલજો હો લોલ !
મુજને મળવાની ઘણી હોંસ રે નગીના નેમ ! હલકો. ૧
ભેળા થઇને મુજને ભાવથી હો લાલ !
વળતી વનમાંહીં જાઓ રે નગીના નેમ ! હલકો. ૨

* * * *

આઠ ભવની પીયુ! પ્રીતડી હો લાલ!
નવમે ભવ તજી નાર રે નગીના નેમ! હલકો. ૧૧
ગિરિગિરનાર પર પામિયા હો લાલ!
ધર્મપસાયે ભવપાર રે નગીના નેમ! હલકો. ૧૨

આમ જૈનોનાં અને ઊંચીનીચી પ્રત્યેક આર્ય અને અનાર્ય કોમનાં ગીતો હવે આપણને પ્રકાશન પામેલા સંગ્રહોમાંથી બહુ જ માલમ પડે છે. ગરબીનું સ્વરૂપ આમ ઉત્તરોત્તર સ્થિર અને વ્યાપક થતું ગયું છે.

## ૧૦

## રાસ-ગરબા-ગરબી: ગુજરાતની લાક્ષણિક સંસ્થા

ગુજરાતના લાક્ષણિક સંસ્કાર ને સંસ્કૃતિમાંથી જ રાસગરબાગરબીની સંસ્થાનો ઉદ્ભવ થયો છે અને એની એ આગવી સંસ્થાને રસિક ગુજરાતીઓએ પોતાની લાક્ષણિક રસિકતાથી સંરક્ષી, વિકસાવી અને ફૂલફૂલવતી કરી નવપલ્લવિત રાખી છે. ગરબાગરબીનાં ઘટક તત્ત્વોમાં સાદું ભાવતાલયુક્ત સંગીત છે, સાદો અભિનય છે, સાદું નૃત્ય છે અને વૃંદચારી રસિકો અને રસિકાઓના સમૂહો એમાં વર્તુલાકારે ઘૂમે છે, ગાય છે અને તેમાં સુરાગીલાં એકબે જણ ગવડાવે છે. એમાં રસિકતાપૂર્વક સંગીતનાં આનુષંગિક તત્ત્વો–ગાયન, વાદન, તાલ, અભિનય ને નૃત્ય–પોતપોતાની રસસામગ્રીઓ સાથે ભળે છે. આથી જગતની બીજી પ્રજાઓના રસિકોનાં કે તેમની કલાઓનાં ગરાસ કે સંપત્તિ લઈ લેવામાં કે લૂંટવામાં નથી આવ્યાં. જગતની પ્રત્યેક પ્રજા પોતાની લાક્ષણિક નોખી રસિકતા ને કલા ખીલવે છે. એ ખીલવવામાં એમનું અભિમાન સ્થાને છે. એક જ જાતની આ રસિકતા કે કલા એના અહીંતહીંના અંશે કે પૂર્ણાંશે દેખાતા સામ્યને લીધે બીજાની નથી થતી. ખૂદ હિન્દમાં ઘણાએક પ્રાંતોમાં–બંગાળામધ્યહિંદપંજાબાદિમાં–એક યા બીજે સ્વરૂપે આ કલા છે. જગતની પ્રજાઓમાંની સુધરેલી કે અણસુધરેલી પ્રજાઓમાં લોકગીત, ગીત, સંગીત, અભિનય, નૃત્ય આ સૌ છે જ, છતાં એમને ઉચિત લાગતી એવી એમની આગવી લાક્ષણિકતા યે એમાં છે. એ એમની આગવી કલા કે સંસ્થા છે. એને પોતાની કહેતાં એમને અભિમાન ઊપજે છે. એમાં કોઈનું મૃત કે શુષ્ક અનુકરણ કે આક્રમણ એ નથી ઇચ્છતી. એમાં આક્રમણના પ્રસંગો ઊપજતાં એનું અભિમાન ઘવાય છે અને એ આહ્વાન આપે છે.

આપણા લોકગીતોના–ખાસ કરીને કાઠિયાવાડનાં–રસિક સંગ્રાહક શ્રીઝવેરચંદ મેઘાણી રાસગરબાગરબીના રસિક વિવેચનમાં આપણી આ લોકગીતની સંસ્થાને જગતમાંની સર્વવ્યાપક વિશ્વસહિયારી સંસ્થા ગણવા એકવાર પ્રેરાયા હતા. એમાં એમણે આપણી ગુજરાતની લાક્ષણિકતા નજર બહાર રાખેલી જણાઈ હતી. સ્વર્ગસ્થ નરસિંહરાવે આમ થતાં પોતાની લાક્ષણિક છતાં આભિમાનિકી વૃત્તિથી આ સંબંધે કહીંક ટકોરભર્યું વિધાન કર્યું હતું અને તેના ઉત્તરમાં શ્રીમેઘાણીએ એ ચર્ચા ઊપાડી હતી. જગતની વિવિધ પ્રજાનાં લોકગીતો ભલે એમની લાક્ષણિકતા સાથે જગતનો સર્વભોગ્ય કે સર્વસામાન્ય ગરાસ હોય પણ ગરબાગરબીની સંસ્થા તો ગુજરાતની આગવી જ રસિક સંપત્તિ છે. આથી જ શ્રીમેઘાણીને સ્પષ્ટ ને યોગ્ય છેવટનો ઉત્તર શ્રીનરસિંહરાવભાઈએ આપ્યો હતો.[૨૧]

શ્રીનરસિંહરાવભાઈ આ સંબંધે બહુ જ સ્પષ્ટતાથી કહે છે:—

"ગુજરાતણની રસિકવૃત્તિને પોષણ આપનારું એકલધન–ગરબી."—આ વચનનો મૂળ અર્થ કાયમ રાખીને કાંઈક એ વચનને વિશિષ્ટ કરનારી બીના તમારી સમક્ષ મૂકું છું:—

'લલ્લુભાઈએ (શ્રીનિવાસ) શાસ્ત્રીને પૂછ્યું: 'અમારા ગુજરાતમાં ગરબા થાય છે તે વિષે જાણો છો?' શાસ્ત્રી: 'તાંજોરમાં સ્ત્રીઓ એવા ગાય છે: ગોળ ફરતાં, વાંકાં વળીને, વચમાં દીવી રાખીને, એ જણી ગવડાવે, બીજીઓ ઝીલે, તાળીઓ પાડે.'

આ તાંજોરની કુમ્મીની સંસ્થાને હું અપવાદરૂપ માનીશ; અને ગરબા–ગરબીની સંસ્થાને ગુજરાતનું એકલધન ગણીશ; 'રાસ–ગરબા' સકળ જગતમાં અનેક દેશોની સંપત્તિ છે એવું વિધાન સ્વીકારવાને હું તૈયાર નથી. જગતમાં જ્યાંજ્યાં રાસ અથવા રાસજેવા પ્રકાર–નૃત્ય, અંગવિક્ષેપયુક્ત ચક્રભ્રમણ ત્યાંત્યાં ગરબી એમ માનવામાં ભ્રમ શો થાય છે તે તપાસવામાં રસ પડશે.

પ્રથમ તો ગુજરાતમાં ગરબાને 'રાસ'સંજ્ઞા કાંઈક અર્થદર્શનથી જ અપાઈ છે અને તે પણ ગુજરાતી સાહિત્યમાં તો પાછલાં થોડાં વર્ષોથી.

---

૨૧ જુઓ નરસિંહરાવ દીવેટિયાની નોંધ ૧૮ : ૨ : ૨૯ : સૌ. શાંતિબહેન બરરીવાળાસંપાદિત 'રાસકુંજ.'

**શ્રી. નાનાલાલ કવિએ પોતાના ગરબીસંગ્રહ—'નાનાનાના રાસ' એ સંજ્ઞાથી પ્રથમ છપાવ્યા તે પૂર્વે રાસ ગરબો અથવા ગરબી એ સમીકરણ ગુજરાતી સાહિત્યમાં જાણવામાં આવ્યું ન હોતું. પછી તો ગડુરિકાપ્રવાહે એ સંજ્ઞા—કાંઈક અંશે કાઠિયાવાડના પણ અર્ધસંસ્કારના પરિણામે—પ્રવેશ** પામી, વહન કરવા લાગી. રાસમાં નૃત્યનું તત્ત્વ મુખ્ય–મુખ્ય શું? લગભગ સર્વાંશે સમાયું છે; જોડે જોડે સંગીત ભેળવાય છે, તેથી સંગીત અને નૃત્યના સંયુક્ત સ્વરૂપને રાસ નામથી ઓળખવાનો પ્રચાર ચાલ્યો. પરંતુ ગરબામાં બે અંશો છે—(૧) નૃત્યાભાસ અલ્પરૂપ, અને (૨) ગીતલહરી (અલબત્ત તાલના સહકાર સાથે); એમાં પૂર્વોક્ત અંગ ગૌણ અને ઉત્તરોક્ત મુખ્ય છે તે સ્વરૂપનું વિસ્મરણ થવાથી માત્ર નૃત્યસ્વરૂપ ઉપર જ દૃષ્ટિ રાખવાથી, જગતમાંના બધા 'રાસ'–સંઘનર્તન, વગેરે પ્રકારોને 'રાસ–ગરબા'નાં સ્વરૂપ ગણવાથી ભ્રમ થાય છે. બીજો ભ્રમ માત્ર ballad[૨૨] જેવાં ગીતોને રાસગરબા માનવામાં પણ કરાતો દીઠો છે. એ પ્રકારો સમસ્વરૂપે છે જ નહીં. આ કારણથી ગરબાને રાસસંજ્ઞાથી ઓળખવામાં સ્વરૂપદર્શનની ઊનતા જ હું જોઉં છું.

માટે હું તો ગરબી–ગરબા–ને ગુજરાતનું આગવું ધન જ ગણીશ; અને એ સ્વરૂપે જ એનો વિજય ઇચ્છીશ."[૨૩]

૧૧

## રાસ–ગરબા–ગરબીમાં સંગીત

ગુજરાતનું સંગીત અને દેશીય સંગીત બહુધા ઉત્તર ભારતીય સંગીત પદ્ધતિને અનુસરે છે.

આપણાં ગરબાગરબીને અનુરૂપ સંગીત એ બહુ શાસ્ત્રીય–જેને આપણે 'ઉસ્તાદી' કહીએ છીએ તે—નથી જ. ગરબાગરબીના ગીતને ઉસ્તાદી રાગરાગણીમાં ગાવા જતાં ગાયન સંગીતની લયલીનતામાં ઢળવા માંડે છે. ગરબીના સાદા સંગીતને દીર્ઘ આલાપથી વિલંબિત કરાય છે. એના સાદા

---

૨૨ વર્ણનાત્મક કે ઇતિહાસાત્મક પણ કાંઈક આછું વાર્તાત્મક ગીત એ ballad –(બૅલડ) છે.

૨૩ જુઓ સૌ. શાંતિબહેન બારફીવાળાસંપાદિત 'રાસકુંજ': નરસિંહરાવ દીવેટિયા: આશીર્વાદ: ૧: ૯: ૩૪.

તાલને વિલંબિતતા આપવા જતાં કૃત્રિમતા ને તાલભંગના પ્રસંગો સાંપડે છે. સાદા અભિનયના ભાવદર્શનને મંદતા પ્રાપ્ત થતાં એમાં અતિઅભિનય કે વિલંબિત, શુષ્ક ને ઢીલું ભાવદર્શન ઊમેરાઈ અક્રિયતા ને રસભંગ ઉત્પન્ન થાય છે ને સુંદર દેહનમનની સુંદર છટામાં અતિશયતાના છબરડા વાળવામાં આવે છે. ગરબી ગરબીરૂપે મટી જાય છે અને સંગીત ને અભિનયમાં અતિરેકતા આવી એ નાટકી–માત્ર બતાવવાને ખાતર બતાવવાનું સંગીતઅભિનયનું–પ્રદર્શન બની જાય છે. આપણી કેટલીક ગરબાપાર્ટીઓનાં—ગરબાવૃંદચારી બહેનોનાં–ગરબાગરબીઓમાં આ કૃત્રિમતા જોઈ ગરબીરસિકોનાં હૃદયોને સખ્ત આઘાત થાય છે, તેમના આત્માઓ ઊકળી જાય છે. આપણી કેટલીક પામર કહીએ તેવી નાટકમંડળીની સંસ્થાઓના ગુલામી અનુકરણનું કદાચ આ પરિણામ હશે. પણ તેમાં રસિકતા ને ઔચિત્યનો અક્ષમ્ય ભંગ તો છે જ.

## ૧૨

## રાસ–ગરબા–ગરબીનાં ગીતોના ઢાળ: તેમનાં મૂળ અને વિકાસ

'ઢાળ' એ એક પ્રકારનો ગીતનો બંધ છે, ચાલ છે. એ એક ગાવાની ઢબ, રાહ યા રીત છે. લોકહૃદયથી વાંછાતા વૈવિધ્યને લઈને લોકસંગીતના આ ઢાળોએ સંગીતાનુસાર અનેકવિધ વિવિધતા ધારણ કરી આપણા સુગેય લોક-સાહિત્યને રચ્યાં કર્યું છે. યુગેયુગે આ સાહિત્યનાં ઉત્પત્તિ, વૈશિષ્ટ્ય, ગુણદોષ, વૃદ્ધિક્ષય વગેરેની મીમાંસા કરી છે. રસવૃત્તિના વિવેચકો અને મીમાંસકોએ એની કાળેકાળે કદર કરી એનાં અધ્યયન કરી એને નવપ્રવાહિત રાખવા પ્રયત્નો કર્યા છે. એમાં અસલ જેટલી પુરાણતા તેટલી જ નવીનતા રહ્યા કરી છે.

શ્રીકાકાસાહેબ કાલેલકર ખરું જ કહે છે: 'લોકસંગીત એટલે જૂનું જ સંગીત એવો અર્થ નથી. સમાજહૃદયની નિર્વ્યાજતા, લોકહૃદયની સરલતા અને મૌલિકતા જેની અંદરથી વ્યક્ત થાય, સંસ્કારી હોવા છતાં જેની મુગ્ધતા કાયમ રહે, તે જ લોકસંગીત કે લોકકાવ્યની કસોટી કાળે કરીને જ થાય છે. શિષ્ટ સાહિત્ય કે શાસ્ત્રીય સંગીતમાં પ્રવીણ લોકોનો નિર્ણય બસ થાય છે; અમુક મંડળે માન્યતા આપી એટલે સાહિત્ય કે સંગીત તરત જ શિષ્ટ ગણાય છે. પણ લોકસંગીતનાં પરીક્ષકો અસંખ્યાત મુગ્ધ હૃદયો જ છે. નાનાં બાળકો જેમ પોતાની વૃત્તિને જ વફાદાર રહે છે તેમ જનહૃદય

પણ પોતાની અભિરુચિને જ વફાદાર રહે છે. એ અભિરુચિ જ્યારે પસંદ કરે ત્યારે જ અમુક સાહિત્ય કે સંગીત 'લૌકિક' પદવીએ પહોંચે છે. સમાજમાં જ્યારે ભારે ક્રાંતિ ચાલતી હોય છે, સંખ્યાબંધ લોકોના હૃદયમાં એક જ પ્રાણવાન પ્રેરણાની ઊર્મિઓ ઊઠે છે ત્યારે લોકહૃદયમાંથી નવુંનવું લોકસંગીત પ્રકટ થાય છે અને કશા આધુનિક સાધન વિના પણ લોકમાન્ય કાવ્યોનો અને રાગોનો દેશવ્યાપી પ્રચાર થાય છે.'

× × × ×

'લોકગીતો વિવિધ હોય છે, અને એ વિવિધતા લોકજીવનની વિવિધતા ઉપર આધાર રાખે છે. ગરબા, રાજિયા, ભજનો, વધામણી, વગેરે, પ્રકારો આપણા જૂના લોકજીવનનાં અંગોનું સૂચન કરે છે. નવા જીવનના નવા પ્રકારો માટે નવું જ વર્ગીકરણ થઈ જવાનું. આજનો કાળ સંક્રમણનો છે. આ યુગસંધિને સમયે આપણી દૃષ્ટિ ઉભયતઃ હોવી જોઈએ. જૂનામાં પણ અધ્યયન કરીએ, નવાનું પણ સૂચન કરીએ.'[૨૪]

છેક હેમયુગથી યે આગળ આપણા આ પ્રકારનાં છંદાત્મક ગીતો આપણા સંઘરાયલા સાહિત્યમાં હવે શોધ્યાં મળે છે. દેશીઓ એ સંગીતનો એક લોકપ્રકાર છે—સ્થાનિક ગવાતો પ્રકાર છે. એને શુદ્ધ સંગીત અને મિશ્ર-સંગીતના સૂરોમાં ઢાળીને ગવાય છે. આપણાં લોકગીતો, પદો, આખ્યાનો, લોકવાર્તાઓ, જૈન રાસાઓ વગેરેમાં આપણા આ જૂના રાસ-ગરબા-ગરબીના એ વિવિધતામય તાલબદ્ધ ગવાતા લયો સચવાઈ રહ્યા છે. કવિ નર્મદથી માંડી રણજીતરામ, શ્રીઝવેરચંદ મેઘાણી, મહેતાજી શ્રીછગનલાલ રાવલ વગેરેએ આ ગીતોનો—લોકગીતોનો—સંગ્રહ કરી ગુજરાતને આ જૂનાં લોકગીતથી અને તેમાં આલેખાયલા ગુજરાતી જીવનવિધાનથી પરિચિત રાખ્યું છે.

વળી આપણી નાગર-વડનગરા, સાઠોદરા, પ્રશ્નોરા-જ્ઞાતિઓએ તેમ જ ઔદીચ્ય, ભાર્ગવ, વગેરે, બ્રાહ્મણજ્ઞાતિઓએ, જૈનોએ, પારસી, વગેરેએ પણ પોતપોતાનાં લગ્નાદિ સંસ્કારોત્સવકાલે ગવાતાં સ્ત્રીગીતો-તેતે જ્ઞાતિઓનાં જ માત્ર નહીં પણ ગુજરાતની વિવિધરંગી પ્રજાઓનાં સામાજિક જીવનોનાં તાદૃશ ચિત્રો ખડાં કરતાં સ્ત્રીગીતો-સંગ્રહી પ્રસિદ્ધ કર્યાં

---

૨૪ જુઓ શ્રીનારાયણ ખરેસંપાદિત 'લોકસંગીત'ની પ્રસ્તાવના.

છે. આપણાં લોકગીતોની આ પારાવાર સમૃદ્ધિમાંથી પણ આપણને વિવિધ ચાલ, ઢાળ કે બંધ મળે છે.

આ ગીતોમાંના ઢાળોના લય એ આપણાં ગીતોને વિવિધતાથી સભર કરે છે. એ ગતિ–લય–એના આરોહ–અવરોહ–સ્થાઈ, અંતરા એ આપણા ગીતોનાં એકમો છે. આ વિવિધ એકમોના સરવાળા, બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર એ સૌ આ વિવિધતાની ઘટનાઓનાં બીજકતત્ત્વો છે. કેટલાંક લોકગીતના આ વિવિધતાભર્યાં ઢાળ–દોહરા, ચોપાઈ, દુહાજેવા મૂળ છંદો ને તેમના વિકાસમાંથી ઉદ્‌ભવેલા–જરા વિસ્તારથી જોઈએ.

## કેટલાંક લોકગીતોના ઢાળ

'વ્હાલા ! અળગા રહોને !'
'વીજ ચમકે રે મીઠા મેહુલાની માંહ્ય.'
'આળાલીલા વાંસ વઢાવો રે.'
'હો રાજ ! રાણાના રાજમાં લેલીડો ઘેલો.'
'તમે આડો મેલો ક્હાન !'
'હો મારી વાડીમાં લીંબુનાં ઝાડ છે !'
'આછા ઝરમરિયા રે !'
'અમર વાડીમાં ડંકો વાગે છે.'
'રાતુંરાતું ગુલાબનું ફૂલ, ગુલાબમાં રમતી'તી.'
'ક્હાનો વગાડે વાંસળી જી રે, ગોપી વગાડે કરતાલ રે !
રાસ રમાડો જી રે !'
'વનમાં બોલે ઝીણા મોર, કોયલરાણી કલ્લોલ કરે રે લોલ !'
'મરચાં લાલ ગુલાલ, મરચાં લો રે લોદરિયાં !'
'ઘૂંટડા ભરીભરી પીઓ !'
'રંગ ચોળ (૨), મહીં ભર્યાં રે કપૂર, ચણોઠીનાં ચીર મારે લાવજો રે !'
'મેઘ બોલે ને મોરલા ડોલે છે !'
'સરોવર પાણીડાં ગઈ'તી સાહેલડી !'
'સીતારામનાં સંતાન—'
'ઝીણા મોર બોલે આ લીલી નાઘેરમાં.'
'ગિરધારી રે ! અંતર વાત વિચારો, મારો પાલવડો નવ ઝાલો.'
'હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે !'
'આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે.'
'નંદજી ! એકવાર ગોકુળ સંચરો રે !'

'પ્રગટયા **શ્રી**કૃષ્ણ મને ભાવતા રે લોલ !'
'ડુંગરમાં બોલે છે મોર.'
'કહાનની પછેડી ફૂલડાંભાત—'
'મને આવે છે ફેર—'
'હો મેહુલા ! તું મારો વીર, સરોવર હેલે ચડયું રે !'
'હમ્મર લો.'
'વનમાં હીંડોળા બાંધિયા, સખી ! **શ્યામ** બોલાવે.'
'કુંજલડી રે ! સંદેશો અમારો જઈ વ્હાલમને કહેજો જી રે !'
'સુંદર વેણુ વાગી, વેણુ વાગી !'
'સોળસોળ ગોપીઓ ટોળે મળી રે !'
'રાતલડી રળિયામણી **મન**મોહનજી !'
'**સાહે**બા જી રે ! આવ્યા સખી ! આજ મારા બાગમાં.
'લીલાં લવીંગડાં વાવશું જી રે.'
'ભલે શુકન થાઓ સારા, **આનંદ** છે રે લોલ !
'**રાજ** ! ગરબે રમો તો વહેલા ! આવજો રે !'
'ઝીણા ઝરમર વરસે મેહ ! ભીંજે મારી ચૂંદડલી !'
'પીત્તળ લોટા જળે ભર્યા રે ! દાતણ કરતા જાઓ રે **મલ્હારરાવ** !–'
'વેગળો રહે વરણાગિયા !'
'વાટકીમાં કેસર ઘોળ્યાં વ્હાલમજી !
ઊગ્યો છે રંગનો છોડ, રંગમાં રોળ્યાં વ્હાલમજી !'
'હાં કે રાજ !...મને કેરકાંટો વાગ્યો !'
'**અહો રાજ** ! અમે રે પંખીડાં ગરમ દેશનાં.'
'વીજળીસરખું પીતાંબર સોહે ને વારિદસરખો વ્હાલો રે !'
'વરઘોડો, વરઘોડો, વ્હાલમનો વરઘોડો રે !'
'આજ સ્વપ્નામાં ડોલતા ડુંગર દીઠા જો !'
'છેતર્યાં **છો**ગાળે !'
'આવો હરિ ! રાસ રમો વ્હાલા !'
'આજે મારે આંગણે રે **પ્રભુ**જી ! દાતણ કરતા જાઓ.'
'કહાન ! તારી મોરલીએ જી રે ગરબો ઘેલો કીધો.'
'કૃષ્ણકામધેનુ દૂઝે અમારે.'
'કુંવરને મારો **જ**સોદામાવડી !'
'ઘડૂલો ઘૂઘરમાળ, ઘડૂલો ઘૂમે છે !'
'સોનાનાં બોર, ઝૂલે **નં**દકિશોર ! પ્યારાને બારણે સોનાનાં બોર !'

'લક્ષ્મણ ! લક્ષ્મણ ! બંધવા રે ! વેરી કોણે રે લખિયા !'
'હો રંગરસિયા ! કયાં રમી આવ્યા રાસ જો ?'
'મારી માને કહેજો તે આણાં મોકલે રે !'
'આવો રૂડો જમનાજીનો આરો, કદમકેરી છાયા રે.'
'બીલીબીલીનો રંગ લાગે રૂડો, હો રાધિકા ! રંગભીની !'
'રૂમઝૂમ કરતી નીકસી ભીલડી તપ છોડાવન ચાલી જી !'
'તાતી તુંબડ નૈયે આવી,નૈયાનાં બે પાંદ હેલી ! તુંબડીનો રણુકો વાગ્યો !'
'ગોરી ! મારી આછા સાળું ઓઢો જો, પરબતડી ભીડો તો લાગો
પાતળાં રે લોલ.'
'મહીડાનાં દાન અમે નહીં દઈએ રે લોલ !'
'હો રંગરસિયા ! કયાં રમી આવ્યા રાસ જો ?'
'ઊગમણી ધરતીના કોરા કાગળ આવ્યા રે.'
'સોનાઊઢાણી રૂપાબેડલું રે, પાણીડાં ગઇ'તી તળાવ મારા વ્હાલમા !'
'માગમાગ, પાવાના રાજન ! કે તુઠમાન હું થઈ રે લોલ.'
'સામા ઓરડિયામાં નાગજી પોઢયા, નાગણી ઢોળે વાય મારા વ્હાલા !'
'નાગર ! ઊભા રહો રંગરસિયા !'
'નાથ ! આવો મારે ઓરડે.'
'નહીં આપું હો નંદજીના લાલ રે ! મહીડાં મારાં રે.'
'હું તો ઈશ્વર પૂજવાને નીસરી રે લોલ !'
'ચાલો જોવાને જઇએ.'
'લાવો હરિ ! મારો હારલો, પહેરી મંદિર જાશું.'
'પારસપીંપળા હેઠ જોગીડો રમે જૂગટે માણા રાજ !'
'મેંદી તે વાવી માળવે, એનો રંગ ગયો ગુજરાત રે, મેંદીરંગ લાગ્યો રે !'
'લવીંગકેરી લાકડિયે રામે સીતાને માર્યાં જો.'
'હું તો ભૂભલાં વીણવા ગઈ'તી રે રાજલ મારવાડી !'

અને આપણી આધુનિક ગરબારસિયણોએ પણ એમની વિકસતી જતી રસિકતાનો વિકાસ સૂચવતા જૂનાનવા તેમ જ નવાજૂના ઢાળનાં ગીતો પણ આપણી ગીતફૂલડાંની છાબમાં હમણાંહમણાંનાં ભરવા માંડયાં છે:—

'મય તો ના જાઉં જમના પાણી !'
'એકલાં ન જઇએ રાધા ! એકલાં ન જઇએ !'
'હોળી આવી, હોળી આવી, હોળી આવી રે !'
'રૂમઝૂમ રમવા નીસર્યાં મા !'

'ચાંદલિયો ચમકે, ચાંદલિયો ચમકે છે.'
'એકલાં જાવું, એકલાં જાવું, એકલાં જાવું, ધાંધળ આજે આવું !'
'આવે દૂર દૂરથી સાદ કે મને કોઈ બોલાવે.'
'એક દી ચડયો વંટોળિયો આભે કે આભ ઘોર છાઈ રહ્યું રે લોલ !'
'વીજલડી ચમકેચમકે ને રહી જાય, નિંદરડી આવેઆવે ને ઊડી જાય !'
'ચાલી સૌ સુકુમારી.'
'પનિયારી ! ધીમેથી ચાલજે.'
'પ્યારા નંદના કુમાર ! તારી બંસરી બજાવ.'
'હું તો બંધનમાં બંધાણી સજની ! કેમ કરું ?'
'ભલે સરજ્યા અમે લોક ભરવાડા, નિત્ય વલોણાં વલોવશું રે લોલ !'
'આપણે પૅરિસ જઈએ.'
'એક સમે હરિગોકુળિયામાં રમતા દીઠા જદુરાય જો.'
'મેં ભોળીએ એમ જાણ્યું જે સહિયર ! મેંદી લેશું રે.'
'આંખડી આંસુભરી રે.'
'હું યે ચાલુ ને મારો ચાંદલો રે લોલ.'
'કહું છું કાળની કહાણી—અમારી દાળ દાઝે છે !'
'મોર બોલે રાજ !'
'હાથમાં હૅંડલૉચ ને ડોકમાં માળા, મારા વીર કુંવારા !'
'ઊઠો, ઊઠો, લાડસકેરી લાડી ! ચાલો ઘેર.'

આપણી નાટકમંડળીઓએ પણ આપણને ગરબા–રાસ–ગોફદ્વારા બહુ જ ઢાળ આપ્યા છે:—

'ગાજે ગગન ગરરરરર (૨) ઝબકે વીજળીઓ ઝરરર...'
'ઊગ્યો સખી ! સૃષ્ટિનો શણગારરાજ, ચાલ, ચાલ, જોવાને ચંદ્રમા.'
'ચોકને આંગણે ચાંદની રે ખીલી રૂપેરી રંગ, રંગ રે, આવો સાહેલી રંગ માણવા.'
'પૂનમચાંદની ખીલી પૂરી અહીં રે.'
'વન ઉપવન કુસુમિત કળી કલિત રે, લલિત લતાઓ લહેકી રહી, વસંતે ચોર્યાં ચિત્ત રે.!'

અને આપણાં દેવીઓનાં ને દેવોનાં ગરબાગરબી તો ગુજરાતમાં સદા ગુંજયા કરે છે:—

'અલબેલી રે અંબેમાત જોવાને જઇએ.'
'ધન્ય ! અંબેમાત ! વસિયાં ડુંગરમાંહ્ય કે જાયગા જોઇને.'

'પૂજું ગણપતિના પાય, પૂજું અંબિકાની પાવડી રે લોલ !'
'બેડો બાઈ! બૂડતો તારો રે, અંબેમાઈ! પાર ઊતારો રે !'
'બહુચર ! ભલે આવ્યાં !'
'માતા ! નવસે કળીનો વીંઝણો.'
'ખેલ ખેલ રે ભવાનીમા ! દોસીડામઠ હેઠ !'
'આજ મને આનંદ વાધ્યો અતિઘણો મા !'
'અંબે ! અખિલ બ્રહ્માંડ બિરાજો છો, બહુ ગાજો છો પૂર્ણ પ્રતાપ,
    જગતમાંહીં આપ, પધારો આ અવસરે !'
'જે કો અંબિકામાતને આરાધશે રે લોલ !'
'શોભા ફક્કડ બની, ગોખે વિરાજે આરાસુરની ધણી !'

અને આદ્યભવાની સાથે શંકરનો હિસ્સો પણ હોય જ:

'શંકર વસે રે કૈલાસમાં !'
'શંભુજી સોમવારે ગયા ગંગાને આરે.'

**હનુમાન**

'અંજનીના જાયા હનુમાન રે ! સમરું બજરંગી !'

**તિથિઓ**

'સખી ! પડવેના પડિયા પંથ નાથજી ના'વ્યા રે.'
'સખી ! પડવેના પૂરણબ્રહ્મ જે કોઈ જાણે રે.'
'સખી ! પડવાની પણ પ્રીત ગતમત ભૂલી રે.'

**વાર**

'આદિતે આનંદ સહિયર ! કહું છું રે;
મારે ગિરધરશું ઘરવાસ, વ્રજમાં રહું છું રે !'

અને ગુજરાતી બાલિકા તો છેક બાલ્યકાળથી હરતાં ને ફરતાં, કૂદતાં ને નાચતાં, રસનાં, આનંદનાં, વ્રતનાં ગીતો ગાતી જ હોય છે:—

**બાલાગીતો (ગૌરીગીતો)**

'ઓ લાછાકુંવર ! (૨) તમે કેટલા ભાઈ કુંવારા લાલ ? અચકોમચકો કારેલી !'

'રંગતાળી, રંગતાળી, રંગતાળી કે રંગમાં રંગતાળી.'
'નાગરડી ! ગાગરડી ! એક વાર બોલજે !'
–હું નહીં બોલું જો !

–સસરાજી બોલાવે જો !
–બોલતાં ન આવડે જો !'

**લગ્નગીતો—**

'ઊંચાઊંચા મોહોલ ચણાવ્યો, ઝરૂખે દીવા બળે મોરા રાજ !'
'ઊંચો ચોરો ચોતરો, બનાજી માંડયાં હાટ,
ત્યાં ચડી પોઢે એમના ઘરની નાર, ઝીણા મારુજી હો રાજ !'
'અગરુચંદનના ઓરડા, સુખડજડિયાં કમાડ.'
'જી રે સોનારૂપાની મારી પાલખડી જાય રે રાજાજીને ભેટ રાણીજી લેઈ રહ્યાં.'

'મોર બોલે ઊંચા રે અવાસમાં, મોર બોલે છે;
મોર બોલે વીવાતા મહેલમાં, મોર બોલે છે.'
'એક અતલસી કોયલ ! અતલસુ બોલો, તમારોને શબ્દ સોહામણો.'
'લાડકડી ચડી રે કમાડ સુંદિર વરને નિરખવા રે !'
'કિયા ભાઈના સામાસામા ઓરડા ? કિયા ભાઈની સૂરજસામી પોળ ?
વીરમલ્લ ! વારી જાઉં !—ના હાથી ઝૂલે બાગમાં.'
'માતા ! રહો, રહો રે, તમને કિયા ભાઈ મનાવે ?'
'અલબેલા લાલ ! દેખો રે ગુલાબી ઘોડી ચમકે છે.
ઘોડી ચમકે છે, ચમકાવે છે, એનો જીવ જતનસેં રાખો રે ! અલબેલા.'
'રંગરસ રંગરસ રંગરસ તાજૂડે તોળાય.'
'હાં રે મારા ચતુર સુજાણ ! તારી બોલી પ્યારી લાગે રાજ !'
'લીલુડા વાંસની વાંસળી રે આડી શેરીએ વાગતી જાય.'
'તારે દોરડીએ દસ ગાંઠ કે લાડી ! દોરડો નવ છૂટે.'
'લીમડે દોર નંખાવો, ભાગો રૂસણાં;
—વહૂને ઊંચાં બંધાવો, ભાગો રૂસણાં.'
'મેઘાંડબર ગાજે.'
'ત્રાંબાકુંડી તે નગરસોહામણી.'
'ઓરસિયો ઘડી લાવ રે આરસપહાણનો.'
'કંકુ છાંટી કંકોતરી મોકલે.'
'વડું રે ઝાટણુ, વડું ધોળકું, કોઈ આળવે જાય રે.'

આપણાં લગ્નગીતો તો વિવિધ ઢાળોનાં જનેતાજેવાં પ્રભવસ્થાન છે.

ગરબા–ગરબીને ઉચિત ઢાળો આપણા નરસિંહ મહેતાએ યે એમનાં સંખ્યાબંધ ગીતો અને પદોદ્વારા આપણને આપ્યા છે:—

નરસિંહ મહેતા

'સાત સમુદરની વ્હાલે ગોળી રે કીધી, મેરુપર્વત રવૈયો રે લોલ !
આજ મારે વલોણાવાર છે.'

'વા વાયા ને વાદળ ઊમટયાં, ગોકુળમાં ટહુકયા મોર, રમવા આવો
સુંદિર વર ! શામળિયા !'

'વાસ નહીં જ્યાં વૈષ્ણવકેરો ત્યાં નવ વસિયે વાસડિયાં !'

'ચાલી વૃંદાવનને ચોક કે ચાલી મહી વેચવા રે લોલ !'

'રાસસભામાં અમે રમવાને ગ્યાંતાં.'

'આશાભર્યાં તે અમે આવિયાં, મારે વ્હાલે રમાડયાં રાસ રે, આવેલ
આશાભર્યાં રે !'

'ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી રે !'

'મેહુલો ગાજે ને માધવ નાચે, રૂમઝૂમ વાગે પાયે ઘૂઘરડી રે !'

'નાગર નંદજીના લાલ ! રાસ રમન્તાં મારી નથની ખોવાઈ !'

'જસોદા ! તારા કાનુડાને સાદ કરીને વાર રે !'

'આજની ઘડી રળિયામણી ! હાં રે મારો વ્હાલોજી આવ્યાની વધામણી !
હો જી રે ! આજની.'

'ગોકુળ વહેલા પધારજો રે.'

'મથુરા જાઓ તો મારા સમ હો લાલ !'

'જેણે રે ગોવિંદરામ ! તમને વિસાર્યા રે.'

'જાય છે જુવાની, તારી જાય છે જુવાની, હરિના ભજન વિના જાય છે જુવાની.'

'નહીં આપું હો નંદના લાલ ! મહીડાં મારાં રે !'

'મારી હુંડી સ્વીકારો મહારાજ રે ! શામળા ગિરધારી !'

'મારો નાથ ન બોલે રે ! અબોલ્યાં મરિયે રે !'

'ધન્ય ગોપીઓનો રાસ રે !'

'વ્હાલે કોણ વેળા, કોણ વાર, કામણ કીધું રે ?
વ્હાલે વાઈ વેણ રસાળ મન હરી લીધું રે !'

'લાવ, લાવ રે માળણ ! વેલમરવો.'

'મારે પૂજવો છે ગોપીનો નાથ ગરુવો.'

'કાંઈ ઝાંઝરિયાં ઝમકે ને ઘમકે ઘૂઘરિયો કાંઈ કરતી, હીંચે હરિને '

'લોક લડાવે છે છોકરડાંને, મારે તો છેલછબીલો રે !'

જૂના કવિકોવિદ ને રસિકશિરોમણિ આપણા ભાલણે પણ આપણને કંઈકંઈ ઢાળ એમનાં 'દશમસ્કંધ' અને 'કાદંબરી'દ્વારા તેમ જ છૂટક પદોદ્વારા પૂરા પાડયા છે:—

**ભાલણ**

'**સખી હું શું કરું રે ? ઘડી યે ન રહે ઘેર રે !**'

'મોરલી વાય છે વૃંદાવનમાં **શ્રી**ગોપાળ, મોરલી સાંભળવા જઇએ !'

અને **મીરાં**બાઇએ—**મેવાડનાં** એ વિધવા યુવરાજ્ઞીએ–રાસેશ્વર કૃષ્ણનાં એકનિષ્ઠ ભક્ત બની વિવિધ ઢાળસામગ્રી આપતી પદાવલિઓના ગુજરાતમાં ચોક પૂર્યા છે. અલબત્ત, **મીરાં**નાં અસલ પદ કયાં અને અન્યનાં નકલી કયાં એ જોવાનું તો રહે છે જ:—

**મીરાંબાઈ**

'પ્રેમની, પ્રેમની, પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની !'

'હાં રે કોઈ **માધવ** લો, **માધવ** લો !'

'ઝૂમકહાર શીદ તોડયો હો રાજ ! મારો ઝૂમકહાર શીદ તોડયો ?'

'**નંદલાલ** ! નહીં રે આવું ઘરે કામ છે, તુલસીની માળા શ્યામ છે, વ્હાલા ! નહીં રે.'

'વાગે છે રે, વાગે છે વૃંદાવન મોરલી વાગે છે !'

'રાજા ! તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર.'

'જાણ્યું જાણ્યું હેત તમારું જાદવા ! રે લોલ.'

'કયાં ગયો પેલો **મો**રલીવાળો અમારા ઘૂંઘટ ખોલી રે ?'

'કાંકરી મારે ધુતારો કહાન, પાણીડાં કેમ કરી જઇએ ?'

'કહાનો માગ્યો દે ! ધુતારો માગ્યો દે ! વર તો રાધાનો મને કહાનો માગ્યો દે !'

'બોલ મા, બોલ મા, બોલ મા રે, **રાધાકૃષ્ણ** વિના બીજું બોલ મા !'

'કયાં ગયો તે પેલો મોરલીવાળો અમને રાસ રમાડી રે ?'

'કાલે પરણાવશું **ગોપી** કુંવરને, કાલે—'

'હાં રે કોઈ **માધવ** લો.'

'હમણાં વેણ સમારી સૂતી, પહેરી કસુંબી ચોળી રે.'

'અજબ સલૂણી પ્યારી મૃગયાનેણી ! તેં **મોહન** વશ કીધો રે.'

'કઠણ થયા રે **માધવ મથુરા** જઈ, કાગળ ન લખ્યો કટકો રે !'

'કાળી કુબ્જા ને અંગે છે કૂબડી–એ શું કરી જાણે લટકો રે ?
એ છે કાળો ને તે છે કૂબડી, રંગે રંગ બન્યો ચટકો રે !'

'**પૂનમકેરો પ્રેમચંદ્ર છે, રાસ રમે નંદલાલો રે !**'

'**આતુર થઈશું મુખ જોવાને, ઘેર આવો, નંદલાલા રે !**'

'**નહીં જાઉં રે જમના પાણીડાં !**'

'હાં રે એ જાઓ રે જીવણ! જૂઠડા!'
'હાં રે ચાલો ડાકોરમાં જઈ વસીએ.'
'માણીગર સ્વામી! મારે મંદિર પધારો.'
'એકવાર ગોકુળ આવીએ ગોવિંદજી! એક–'
'વાછરડી હારેડી હો લાલ! તારી વાછરડી રે!'
'પ્રીત પૂરવની, શું કરું શણાજી?'
'શાને રોકો છો વાટમાં? જવા દો મને, શાને રોકો છો—'
'નંદલાલ! નહીં રે આવું મજ ઘેર કામ છે.'
'ગામનાં વલોણાં, મારે મહીનાં વલોણાં, મહીડાં ઘૂમ્યાની ઘણી હામ છે.'
'વાટ જુએ છે મીરાં રાંકડી રે ઊભી ઊભી.'
'હાં રે મેં તો કીધી છે ઠાકોર! થાળી, પધારો વનમાળી!'
'મને મળિયા છે મિત્ર ગોપાળ, નહીં જાઉં સાસરીએ.'

### રામકૃષ્ણ

'લાવે લાવે લટકતી વ્રજની નાર કે મેવા મીઠડા રે લાલ!'

### દેવીભક્ત વલ્લભધોળો

'ગોળી ફોડી, મારી ગોળી ફોડી, જુઓ, જસોદા! ગોળી ફોડી!'
'રંગમાં રંગમાં રંગમાં રે બાળી બહુચરમા ખેલે રંગમાં!'
'અંબામાતા! મા! વીનવું, લંબોદર! લાગુ પાય.'
'આઈ! અંબિકા રે! મા!—'
'મા! તું પાવાની પટરાણી કે કાળી કાળકા રે લોલ!
મા! તારો ડુંગરડે છે વાસ કે ચડવું દોહ્યલું રે લોલ!'

### નિષ્કુળાનંદ

'શ્યામસલૂણા કુંવર! નંદના રે લોલ! તેં મને નાંખી છે ફંદમાં રે લોલ!'
'લટકાળો લટકંતો આવે મોહન મોરલી વાતો રે!
સખીની સંગે અતિઊછરંગે ગીત મધુરાં ગાતો રે.'

### પ્રીતમ

'આનંદે આવો રે જીવન! જમવાને, બહુ પાક બનાવ્યું રે ગિરધર! જમવાને.'

### દ્વારકો

'આજ મારે આંગણીએ પેલો નંદનો કુંવર બેઠો જો!
હું ગઈ'તી જમુના જળ ભરવા, છાનો ઘરમાં પેઠો જો!'
'પાલવ વળગ્યાં જી!'

**રણછોડ અને બીજા કવિઓ**

‘ મોહન રે ! મોહી તારે લટકે !’
‘ આવોને નંદલાલ ! રમવા આવોને રે !’
‘ લાલજી ! કારતકમહિને રથ જાદવરાયે નોતર્યાં હો લાલ ! વ્હેલા આવજો હો લાલ !’
‘ સાંભળ સહિયર ! સુરતા ધરીને આજ મેં એને દીઠો રે.’
‘ હાં રે દાણ માગે રે, દાણ માગે—’
‘ હાં રે સખી ! દીઠો ડોલરિયો કાલંદરીને કાંઠે ઊભો રે.’
‘ આખા આંબલામાં એક ડાળ મીઠું હો રણછોડ રંગીલા !’
‘ લોકડિયાં દેખે છે લાલ ! આંખોમાં ભર્યો ગુલાલ ! મુખડાની ગાશો ગાળ, આ તે શું કર્યું ?’
‘ છોગાળા છબીલા છેલ ! રણછોડ ! રંગીલા રે, કરી બોડાણા ઉપર મહેર, છો મોરલીવાળા.’

આમ ગુજરાતમાં પ્રચલિત રાગરાગણીઓના, તેમનાં મિશ્રિત રાગ-રાગણીઓના, તેમની મિશ્રિત રાગરાગણીઓના ઢાળના, આપણી દેશીઓના, આપણા પ્રાચીન પ્રકાશન પામેલ અને નહીં પામેલ સાહિત્યમાં સંખ્યાબંધ નામનિર્દેશ કરવામાં આવેલા છે. આપણું અને આપણા જૈનબંધુઓનું એવું સાહિત્ય વિપુલ છે અને તેમાંથી આપણને બહુ જ વિવિધ ઢાળો સંખ્યાબંધ મળી આવે છે. જૈનસાધુઓ ગુજરાતમાં જ માત્ર નહીં રહેતાં જ્યાંજ્યાં જૈનો વસી રહ્યા છે ત્યાંત્યાં સિંધ, રાજપૂતાના, દક્ષિણ, મદ્રાસ, મધ્યપ્રાંત, બંગાળા આદિમાં ઘૂમ્યા છે ને તેમણે પ્રત્યેક સ્થાનિક દેશીમાં ગાયું છે. અહીં તો માત્ર વાનગીરૂપે જૈનસાહિત્યમાંથી થોડાક ઢાળ આપી સંતોષ માનીશું:—

## જૈનસાહિત્યમાંથી થોડાક ઢાળ

‘ ફૂતમલ ! પાણીડાં ગઇ’તી તળાવ, લશ્કર આયો હાડારાયરો !’
‘ તે તરિયા રે ભાઈ ! તે તરિયા !’
‘ આ ચિત્રસાલી, આ સુખસજ્યા રે, જો મન માને તો કરો લજ્જા રે.’
‘ રામ સીતાને દ્વિજ કરાવે રે, ત્રણસેં હાથ ખાઈ ખણાવે રે.’
‘ સીતા તે રૂપે રૂડી, જાણે આંબાડાળે સૂડી ! હો ! સીતા અતિ સોહે.’
‘ ઢોલો છે મુખ વારુ રે, એહની આંખડિયે ઝળકયો છે દારૂ રે, મારા ઘણું રે સવાઈ રે ઢોલા !’

'કપૂર હોયે અતિ ઉજળો રે.'
'કાબિલરો પાણી લાગણો, કાબિલ મત ચાલો!'
'ઈડર આંબાઆંબલી રે, ઈડર દાડિમ દ્રાખ.'
'ફૂલડી તે કાજળ સારે, એ તો ભમરનજરાં મારે, રાજ! એ તો ફૂલડીનો રૂપરંગ જોજો!'
'વીરવખાણી રાણી ચેલણાજી.'
'હમિરિયા! તારા ને મારા ટોડિયા ચરતા એકલ નાલ.
હમિરિયા! મન લાગ્યો.'
'રંગમોલમાં રાધિકા મુખકમલ નિહાલે, દર્પણ લેઈ મુખ દેખતી સિણગાર સંભાળે!'
'લાખ ચોરાસી રથ ભલા એ તેહના વૃષભ ધોરી સુકુમલા.'
'તુમે પીતાંબર પહેરી આવ્યા જી મુખને મરકલડે.'
'કંત! તમાકુ પરહરો.'
'રાણકપુર રલિયામણો રે લોલ!'
'એણે પુર કંબલ કોઈ ન લેશિ, ફેર ચાલ્યા પરદેશી.'
'કીસકે ચેલે કીસકે પૂત? આતમ એકીલા હે અબધૂત!'
'સાહેબા! મોતી ઘો, હમારો મોહના મોતી ઘો!'
'દિલ લગા રે વાદલવરણી.'
'કંકણ મોલ લિયો!'
'બાવા કિસનપુરી! તુમ બિના મઢિયા ઉજડ પડી.'
'ચરણાલી ચામુંડા રણ ચઢે.'
'ઊભી બાવાજીરી પોલ, દેવર આણે આવિયો રે લોલ!'
'ઘડીએક ઘોને રાણી! સુંબરો, સુંબરો દરિયે રે ન જાય.'
'ટૂંક ને ટોડા વચ્ચે રે મેંદીના હોય રૂખ, મેંદી રંગ લાગ્યો!'
'પ્રીતડી ન કીજે રે નારી! પરદેશિયા રે!'
'ધણ સમરથ, પિયુ નાનડો!'
'બેડલે ભાર ઘણો છે રાજ!'
'આજ હજારી ઢોલો પ્રાહુણો!
'આંગણ વાવું એલચી રે પડાળે નાગરવેલ ધણરા ઢોલા!'
'ઊઠ કલાલણી! ભર ઘડો રે!'
'રે જાયા! તુજ વિણ ઘડી ય ન જાય.'
'નમણી, ખમણી ને ગયગમણી.'
'સુડલા! સંદેશો કહે મારા પૂજ્યને રે, માનીશ તુજ ઉપગાર રે.'

જૈનસાહિત્યમાં તો બહુ જ વિવિધતાભરી દેશીઓ–છે–નણુદલની, કડખાની, જાટણની, બંગાળીની, બિંદલીની, વગેરે.

આ પછી આપણા નવીન યુગના આદ્ય યુગલકવિઓ–દલપતરામ અને નર્મદ–તો એમના બોધનાં, જ્ઞાનનાં ને નીતિનાં ગરબીગરબાઓ સંખ્યાબંધ આપી ગયા છે. એમના ઢાળ પણ બહુ જ જાણીતા છે, અને લોકપ્રિય થઈ કંઠસ્થ થઈ ગયા છે.

વળી ઋષિરાજે–વરસોડાના હરજીવને–પણ લોકપ્રિય પદો–ગીતો ને ગરબીઓ આલેખ્યાં છે:–

'હાં રે કાળજાની વાત કેને કહિયે! ગોવાળિયે ઘેલાં કીધાં રે?'

આમ નરસિંહયુગથી તે છેલ્લા દયારામયુગ સુધી આપણે ત્યાં યુગવાર આ ગીતોના–ઢાળોના–પ્રવાહ ચાલુ ઊભરાતા રહ્યા છે. શાસ્ત્રીજી કેશવરામ આ અખંડિત ને સર્વવ્યાપક ગીતોની નોંધ લે છે અને દયારામભાઈએ આ સંબંધે સાધેલા મહાભારતકાર્યે ગીતવિકાસના ઇતિહાસમાં કેટલું બધું કર્યું છે તે અભિમાનપૂર્વક જણાવે છે:—

'જેમ આપણે આ બાજૂ આવતા જઈએ છીએ તેમ ગીતોના વાહન તરીકે વપરાયલા છંદોની વિવિધતા વધતી આવે છે. જયદેવ અને વિદ્યાપતિના કૃતિઓમાં, કે નરસિંહભાલણનાં પદોમાં જે સ્વલ્પતા હતી તે ૧૬ મા શતકમાં ટળી જાય છે. વ્રજભાષાના અષ્ટછાપ વગેરે કવિઓએ જે અસાધારણ વિવિધતા સાધી છે તે છંદોના ઇતિહાસમાં અદ્‌ભુત છે. આ પૂર્વે બતાવ્યું છે તેમ શુદ્ધ વર્ણમેળ કવિતજેવા છંદો પણ છૂટે હાથે પ્રયોજાયા છે. ગુજરાતી દેશીબંધમાં સવૈયા–હરિગીત–રોળા–ચરણાકુલ–ચોપાઈ–દોહરા–સોરઠા–ઝૂલણા–પ્લવંગમ–વગેરેનો સર્વસામાન્ય પ્રયોગ છેક આચાર્ય હેમચંદ્રના સમયથી ચાલુ રહ્યો છે અને રાસપ્રબંધો, કડવાબદ્ધ આખ્યાનો અને ગેય પદો—કીર્તનો—માં એ અબાધિત ચાલ્યો આવ્યો છે. દયારામે આજ દિવસ સુધીના છંદોના ઇતિહાસમાં કદી ન બનેલું એવું અદ્‌ભુત તત્ત્વ સાધી આપી જે વિવિધતા દેશીબંધને આપી છે, તે આશ્ચર્ય ઊપજાવે તેવી છે. એણે પદો અને ગરબીઓમાં પ્રસિદ્ધઅપ્રસિદ્ધ પ્રકારની સેંકડો ચાલો આપી છે. એની રસિક શક્તિએ એણે ઊપજાવેલા નવા પ્રયોગો પણ એની ગરબીઓમાં સ્વાભાવિકતા પામી ગયા છે. કાવ્ય અને સંગીતની

તેના ઢાળેલા દેશી ઢાળોમાં તેણે અદ્ભુત મિલાવટ કરી આપી છે, જેનો ગુજરાતમાં બીજો જોટો થયો જ નથી.'[૨૫]

## ૧૩

### ગરબાગરબીમાં નૃત્ય

ભારતીય નૃત્યના સ્વરૂપનું નિરૂપણ ભરતાચાર્યાદિથી માંડી આપણા પ્રાચીન અન્ય શાસ્ત્રકારોએ બહુ જ સૂક્ષ્મતાપૂર્વક કર્યું છે:—

(૧)

'देवरुच्या प्रतीतोयस्तालमानरसाश्रयः ।
सविलासांगविक्षेपो नृत्यमित्युच्यते ॥'

—દેવરુચિને અનુકૂલ, તાલમાનથી યુક્ત, રસિક, વિલાસયુક્ત અને અંગવિક્ષેપ જેમાં હોય તે નૃત્ય કહેવાય છે.[૨૬]

(૨)

"स्त्रीनृत्यं लास्यमाख्यातं पुंनृत्यं तांडवं स्मृतम् ।"

—સ્ત્રીનૃત્ય લાસ્ય અને પુરુષનૃત્ય તાંડવ કહેવાય છે.[૨૭]

ગરબાગરબીમાં જે નૃત્યનો આશ્રય લેવામાં આવે છે તે નૃત્યનો પ્રકાર બહુ સાદો છે. તેના સાદા સ્વરૂપમાં યે આપણા તાંડવ ને લાસ્યના પ્રકારો પરંપરાથી ગરબાગરબી ગાનારાંમાં પ્રચલિત છે. સ્ત્રીપુરુષોના મિશ્રરાસમાં તેમ જ એકલી સ્ત્રીઓનાં ગરબાગરબીમાં તે સચવાયા છે. આપણા ગરબાનૃત્યની કલાના એક આધુનિક વિવેચક કહે છે:—

"ગુજરાતના પ્રચલિત નૃત્યોનું સ્વરૂપ લાસ્ય છે. × × નૃત્યનું વિશેષ લોકપ્રિય સ્વરૂપ ગરબો છે. સંસ્કૃત ગ્રંથોમાં 'હલ્લીશક' નામક એક ઉપરૂપકનું વર્ણન છે. તેની વ્યાખ્યા બીજા લેખકો કરતાં હેમચંદ્રાચાર્યે વધારે સ્પષ્ટતાથી આપી છે અને તેને નૃત્ય તરીકે વર્ણવ્યું છે. 'હલ્લીશક'ની વ્યાખ્યા ગરબાને મળતી આવે છે અને તેનું સંયોજન બાઘની ગુફાઓમાં ભીત્તિ-

---

૨૫ જુઓ શ્રીકેશવરામ શાસ્ત્રી: ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ, કાર્યવહી ૧૯૪૧–૪૨: દેશી ઢાળનાં ગીતો–પદો–કડવાંનાં મૂળ: પૃષ્ઠ ૪૨–૭.

૨૬ જુઓ 'સંગીતદામોદર.'

૨૭ જુઓ 'સંગીતનારાયણ.'

ચિત્રોમાં આલેખાયલું છે. × × રાસ, હીંચ, હમચી, ઈત્યાદિ અન્ય સ્વરૂપોની પ્રાપ્તિ વૈષ્ણવસંપ્રદાયથી થઈ છે."[૨૮]

**ગરબાગરબી વિષે પ્રાચીન ઉલ્લેખો**

**સિદ્ધરાજ જયસિંહદેવકાલીન શ્રીહેમચંદ્રાચાર્ય રાસ ( રાસક ) વિષે** નોંધ લે છે:—

'गेयं डोम्बिका–भाण–प्रस्थान–शिङ्गक–भाणिका–प्रेरण–रामाक्रीड–हल्लीसक–रासक–गोष्ठी–श्रीगदित–रागकाव्यादि.'[२९]

વળી રાસ–રાસક–ના લક્ષણસંબંધી એ જ **આચાર્યશ્રી** તેમ જ એમણે ઊતારેલાં **વાગ્ભટનાં** મંતવ્યો જોવા જેવાં છે.

હેમચંદ્રાચાર્યજી એક અવતરણ આપે છે:—

(૧) 'अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
आचतु:षष्टियुगलाद्रासकं मसृणोद्धते ॥'

( નર્તકીઓ અનેક હોય, જેમાં અનેક પ્રકારના તાલ અને લય હોય, જેમાં ૬૪ સુધીનાં યુગલ હોય તેવું કોમળ અને ઉદ્ધત જે ગેય રૂપક તે '**રાસક.**'

(૨) 'डोम्बिका–भाण–प्रस्थान–भाणिका–प्रेरण–शिङ्गक–रामाक्रीड–हल्लिसक–श्रीगदित–रासक–गोष्ठी.'

—**વાગ્ભટ**

'તાલારસ' અને 'લકુટારસ' એ રાસનૃત્યના બે ભેદ પણ ઉલ્લેખાયા છે. રાસનૃત્યના એક ભેદ તાલારસમાં ગોળ કુંડાળે તાળીઓથી તાલ આપી સંગીતપૂર્વક પગના ઠેકા સાથે ફરવામાં આવતું. લકુટારસમાં બબ્બે દાંડિયાથી આ પ્રમાણે જ ફરવામાં આવતું. એનું વર્ણન જુઓ:—

'બઈસઈ સહૂઈ શ્રમણસંઘ સાવય ગુણવંતા,
જોયઈ ઉચ્છવુ જિનહ ભુવણિ મનિ હરષ ધરંતાં.
તીછે **તાલારસ** પડઈ બહુ ભાટ પઢંતા,
અનઈ **લકુટારસ** જોઈઈ ખેલ નાચંતા.

---

૨૮ જુઓ ડૉ. ડી. જી. વ્યાસ: ગુજરાતી સાહિત્યપરિષદ સંમેલનના કલાવિભાગના પ્રમુખપદેથી ૧૯૪૧.

૨૯ જુઓ શ્રીહેમચંદ્રાચાર્ય.

સવિહૂ સરીષા સિણુગાર સવિ તેવતેવડા,
નાચઇ ધામીય રંગભરે તઉ ભાવઇ રૂડા.
સુલલિત વાણી મધુરિ સાદિ જિણગુણ ગાયંતા,
તાલ માનુ છંદ ગીત મેલુ વાજિંત્ર વાજંતા.'

—સમક્ષેત્રિરાસ (ર. સં. ૧૩૨૭): પ્રાચીન ગુજરાતી કાવ્યસંગ્રહ: (ગાયકવાડ ઓરિયંટલ માળા) પૃ. પર.

ગરબાગરબીના નૃત્યના અને તેના પ્રકારસંબંધી આથી વધુ વિગતમાં ઊતરવાની અહીં જરૂર નથી. નૃત્યરસિકો માટે ભરતમુનિની નાટયશાસ્ત્રાંતર્ગત નૃત્યકલા હવે બહુ જ રસપૂર્વક ગુજરાતમાં આજકાલ અભ્યાસનું ક્ષેત્ર થઈ રહી છે.

૧૪

## ગરબીમાં તાલ, હીંચ

તાલ અને સ્વર એ સંગીતકલાના પ્રધાન સ્તંભો છે. આ બે સ્તંભો ઉપર જ સમતોલ રહી ગરબી એનું પૂર્ણાંગ અનુપમ સૌન્દર્ય પ્રગટ કરે છે. સૂર વિના–સુસ્વર વિના–સંગીત સંભવતું નથી. બસૂરું એ સંગીત નથી જ, તેમ જ તાલ—ભાર—એ તો ગરબીનો એક પ્રધાન સ્તંભ છે—એનો એ આત્મા છે. 'ગરબીનું બંધારણ તેમ જ ગરબે ફરવાની પદ્ધતિ તાલને આત્મારૂપ સ્થાન આપી આપોઆપ તાલસાચવણી માગી જ લે છે.'[૩૦]

દયારામભાઈ 'ગરબે રમવાને' એ ગીતમાં ગરબીમાં રહેલા તાલસ્વરનાં રસિક દર્શન કરાવે છે:—

'ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ.'

—એમાં વર્ણવ્યા પ્રમાણે વ્રજવાસિની ગોરીઓનું સખીમંડળ ગરબે રમવા નીસર્યું છે, અને એમાં

'વિવિધનાં વાજિત્ર વાજે છંદમાં રે લોલ,
**તાલસ્વરે મળી કરે ગાન વ્રજ.** તાળી.
'લાલ' કહેતાં અરુણ અધર ઓપતા રે લોલ,
**લટકે મળી મેળવે સહુ માન વ્રજ.** તાળી.

---

૩૦ જુઓ **શ્રીનરસિંહરાવ દીવેટિયા: શ્રીશાંતિબહેન બરફીવાળાસંપાદિત "રાસકુંજની સરિગમ"ની પ્રસ્તાવના: પૃષ્ઠ ૧—૧૯: ગીત નં. ૨૫: પૃષ્ઠ ૨૧.**

દયારામભાઈ અહીં ગરબીસ્વરૂપમાં અંતર્ગત રહેલા તાલ અને સ્વરનું બહુ જ રસિકતાથી દર્શન કરાવે છે. ગરબીમાં જરૂર તાલ પ્રધાનતાએ હોય છે. તાલક્ષતિ કે તાલભંગ ગરબીના સ્વરૂપને ખંડિત કરે છે અને રસભંગ ઉપજાવે છે. ગરબીની અખંડ મૂર્તિ જ તાલ અને સુસ્વરથી–સારામીઠા સૂરથી–જ ઘડાઈ છે અને આ ઘટક તત્ત્વોથી જ એનું સમગ્ર સ્વરૂપદર્શન યોગ્યતાથી અને પૂર્ણાંશે એ કરાવે છે.

દયારામભાઈના આ અર્થઘન વિધાન ઉપરથી શ્રીનરસિંહરાવભાઈ આ ગરબીમાંના તાલસ્વર ઉપરાંત સ્ત્રીઓના દેહનમનના અભિનય પરત્વે અને એના ગુણદોષ પરત્વે રસિક ટીકા કરે છે:—

"ઉપર કહેલી તાલક્ષતિ ઉપરાંત આધુનિક ગરબાસમારંભોમાં, વિરલ વ્યક્તિઓને અપવાદરૂપ ગણી બાતલ કરીશું તો બીજી એક અરુચિકર રસહાનિ જોવામાં આવે છે. 'લટકે મળી મેળવે સહુ માન' એ વચનમાં દયારામભાઈએ જોયેલું લટકાનું નમન બહુધા અદૃશ્ય થઈ ગયું છે. મારા બાળપણમાં દીઠેલી રસિક નમનલીલા હવે જણાતી નથી તેથી ઊનતા લાગે છે, એટલું જ નહીં, ક્ષતિ લાગે છે. જોઈએ તેટલો નમવાનો શ્રમ ન લેતાં, લગભગ અક્કડ જ રહીને તાળીઓ પાડતી યુવતીઓનું દર્શન હાલમાં થાય છે. ગરબીના તાલસ્વરૂપને ખરા નમનથી જે રસપોષણ મળે છે તે સાથે તાલયોજના પૂર્ણતા પામે છે, તે વાત એ યુવતીઓ ધ્યાનમાં રાખશે તો મારી ટીકાનું રહસ્ય સમઝાશે."[31]

આમ ઔચિત્યપુરઃસર યોજાયલું લલિત શબ્દાવલિભર ગીત, તેની ગેયક્ષમતા, તેની સંગીતાત્મક સ્વરાવલિ, પ્રમાણપુરઃસર તાલબદ્ધતા અને તેને દેહશ્રીના નમનના લલિત લટકાથી ગાઈને સાદા નર્તનથી ઘૂમી બતાવનાર લલનાઓની ગરબી એ આપણી ગરવી ગરબી છે.

આ ગરબીના આત્મારૂપે રહેલા સંગીતાત્મક તાલના સ્વરૂપ વિષે આપણે કંઈક વધુ દર્શન કરી લઈએ.

---

**૩૧ જુઓ શ્રીનરસિંહરાવ દીવેટિયા : સૌ. શાંતિ બરરીવાળાસંપાદિત 'રાસકુંજ'ની સરગિમ : પ્રસ્તાવના : પૃષ્ઠ ૨૦.**

સંગીતનાં ગીતો મૃદંગ અથવા તબલાના સહકાર્ય સંગે અને જુદાજુદા તાલોમાં ગવાય છે. આ તાલ વિશિષ્ટ માત્રાઓના વિશિષ્ટ ઢંગમાં બેસાડેલા સમૂહ છે. ગીતના લય સાથે તાલનો સંબંધ હોય છે. ગીતનો જે લય હોય તે લયને અનુસરીને તાલ વગાડવામાં આવે છે. લયની ત્રણ જાત હોય છે– દ્રુત, મધ્ય ને વિલંબિત. તાલ પણ ઘણા ને વિવિધ હોય છે. તાલના મુખ્ય સ્થાનને અવસાન ને સમ કહેવામાં આવે છે. નીચેના તાલો તેમનાં માત્રાઓ, ખંડ અને તાલીઓ સહિત આપણે ત્યાં પ્રસિદ્ધ છે:—

૧ ઘુમાળી, ૨ કેરવા, ૩ તીનતાલ, ૪ ઝપતાલ, ૫ સુરફાકતા, ૬ દ્રુત એકતાલ, ૭ તેરવા, ૮ રૂપક, ૯ દાદરા, ૧૦ ચોતાલ, ૧૧ ધમાર, ૧૨ આડા-ચોતાલ, ૧૩ ઝુમરા, ૧૪ સવારી અને ૧૫ ટપ્પા. ઠુમરી, ખ્યાલનો ઠેકો, પંજાબી ઠેકો, વગેરે તીનતાલના જ પ્રકારો છે.[૩૨]

'હીંચ' એ પણ એક જાતનો તાલ છે. એનાં લક્ષણ શાસ્ત્રીય પદ્ધતિએ નોંધવામાં આવ્યાં જણાતાં નથી. સૌ. શાંતિબહેન બરફીવાળાએ સ્વર્ગસ્થ ભાવેના અભિપ્રાયની આ સંબંધે નોંધ લીધી છે.[૩૩]

આપણી કચ્છીકાઠિયાવાડી અને ગુજરાતી બાળાઓને અને સ્ત્રીઓને હીંચે રમતી જોવાનું પ્રત્યક્ષ દર્શન નરસિંહ મહેતાની તેમ જ સ્વર્ગવાસી દામોદરદાસ બોટાદકરની નીચેની ગરબીઓને ગીતસ્થાને રાખી તેઓ ઘૂમતી હોય છે ત્યારે યથાર્થતાથી પમાય છે. એમાં દ્રુત ગતિમાં ઘૂમતી અને ગાતી લલનાઓ જ્યારે પૂર્ણોત્સાહે રસે ચડે છે ત્યારે સરસ અને ભવ્ય શ્રાવ્ય અને દૃશ્ય તાદૃશતાથી ખડું થાય છે:—

---

૩૨ પ્રત્યેક તાલનાં માત્રા, ખંડ, તાળીઓ, ખાલી તાળીઓ, વગેરેનું વિગતવાર જ્ઞાન ગરબીની સંગીતરસિકાઓ સંગીતવિષયક શાસ્ત્રીય પુસ્તકોમાંથી લાભપૂર્વક મેળવી લેશે. ભરતમુનિ એમના 'નાટ્યશાસ્ત્ર'માં ૧૨૦ પ્રકારના તાલની નોંધ લે છે.

૩૩ જુઓ શ્રીશાંતિબહેન બરફીવાળાસંપાદિત 'રાસકુંજની સરિગમ'-ની પાદટિપ્પણી: શ્રીભાવેકૃત ગાયનવાદન પાઠમાળા: પુસ્તક ૧, વિભાગ ૨ પૃ. ૨૧૭–૨૧૮.

**હીંચના તાલમાં**

(૧)

'ક્યાં જાઉં રે વેરણ રાતમહીં!
ઝરમર ઝરમર મેહુલો વરસે,
ચમકચમક થાયે વીજલડી!...ક્યાં.
રાત અંધારી ને વાદળ કાળું,
સમી રે સંધ્યાની મારી આંખ મળી...ક્યાં.
મોર મુગટ પીતાંબરવાળા
કાને કુંડળ લળી લળી રે!...ક્યાં.
નરસૈંયાના સ્વામી! મારે મંદિર પધારો,
પાયે લાગું હું તો વળી વળી રે!...ક્યાં.'

—નરસિંહ મહેતા

(૨)

'જનનીની જોડ સખી! નહીં જડે રે લોલ!'

—દામોદરદાસ બોટાદકર

૧૫

## રાસગરબાગરબીમાં અભિનય

રાસગરબાગરબીના સ્વરૂપમાં એક પ્રકારનું દર્શન તેમાંના અભિનયમાં કરી શકાય છે. શ્રીનાનાલાલ કવિ એમાંના એ અભિનયના તત્ત્વને ઉદ્દેશીને કહે છે:—

"ગીત, વાદ્ય અને નૃત્ય ઉપરાંત સૌંદર્યનું એક ચોથું રસતત્ત્વ રાસકલામાં હમણાંહમણાં અધિકું ખીલતું પેખાય છે: અને તે રાસ ઝીલનારીઓના અંગમરોડનું વિધવિધનું કલાદર્શન. સૌ કલાઓનું એક આન્તર તત્ત્વ છે સંયમ. અને સંયમમાં રહીને આ અંગમરોડનું કલાતત્ત્વ ખીલાવાશે તેટલું તે રાસને અલંકારરૂપ થશે."[૩૪]

સંગીતનાં ત્રણ અંગો સાથે—ગીત, વાદ્ય અને નૃત્ય ઉપરાંત—અભિનય પણ એક સહચારી અંગ છે અને તે અંગ પણ ગરબીના સંપૂર્ણ અંગનું પોષક છે. આપણા 'ભરતનાટ્યશાસ્ત્ર'અનુસાર બ્રહ્મા અને ભરતમુનિની વિનતીથી શિવજીએ તંડુને તેના શિષ્યો આગળ નૃત્યની કલાનું રહસ્ય પ્રકટ કરવા આજ્ઞા કરી. તંડુએ ૩૨ અંગહાર, ૧૦૮ કરણ અને ૪ રેચકનું વિગતે વર્ણન

૩૪ જુઓ શ્રીનાનાલાલ કવિકૃત 'નાનાના રાસ' : ભાગ ત્રીજો : પ્રસ્તાવના: ૧૯૩૭.

કર્યું. પછી તેણે નૃત્યના નિયમો અને તે સાથે બજાવવાનાં વાદ્યોનું નિરૂપણ કર્યું. અભિનયને **ભરત**મુનિ ચાર વિભાગોમાં નિરૂપે છે:—(૧) **આંગિક,** (૨) **વાચિક,** (૩) **આહાર્ય** અને (૪) **સાત્ત્વિક.**

પહેલો વિભાગ અંગોનો વિવિધ મરોડ સમઝાવે છે; બીજો વાચાના સંસ્કારી ઉચ્ચારોનાં વિવિધ અંગો સમઝાવે છે; ત્રીજો પોષાક, શણગાર અને નૃત્યને લગતાં સાધનોની માહિતી આપે છે, અને ચોથો મનની વિવિધ સ્થિતિનાં, ભાવનાં અને વિભાવનાં દર્શન કરાવે છે.

**આંગિક** અભિનયના શારીર ( શરીર અને તેના અવયવો ), મુખજ ( મુખના ભાવ ) અને ચેષ્ટા ( ગતિવિષયક ) એમ ત્રણ વિભાગ કરવામાં આવે છે.

શારીર આંગિકમાં મસ્તક, છાતી, હાથ, પડખાં, કમ્મર અને પગનાં વિવિધ સ્થાનકોનો સમાવેશ થાય છે. અભિનયની પારિભાષિક ભાષામાં આ છ ઇંદ્રિયોને **અંગ** ( મોટા અવયવો ) કહેવામાં આવે છે. અંગોને અમુક ઉપાંગ અથવા પ્રત્યંગો હોય છે. **ભરતે** એમના શાસ્ત્રમાં આ અંગોપાંગોનાં સ્થાનકોનું બહુ જ સૂક્ષ્મતાથી ને સચોટતાથી વર્ણન કર્યું છે.

**ભરત** તેમના **નાટ્યશાસ્ત્ર**ના આઠમા અધ્યાયમાં માથાનાં તેર સ્થાનકો, દૃષ્ટિના છત્રીસ પ્રકારના ક્ષેપ, આંખની નવ પ્રકારની ગતિ, આંખનાં પોપચાંની નવ પ્રકારની ગતિ અને સાત પ્રકારની ભ્રૂની ગતિ, સાત પ્રકારની નાકની ગતિ, ગાલની છ ગતિ અને અધરની, હડપચીની અને મુખની દરેકની છ છ અને ચાર પ્રકારની મુખજ સ્થિતિ-ગતિનું—નિરૂપણ કરે છે. મુખનાં સ્થાનકમાં તેના રંગકરણનો—Make up-નો સમાવેશ થાય છે.

ડોકને **ભરત**મુનિ અંગ તરીકે નહીં, પણ માથાના પ્રત્યંગ તરીકે ગણે છે. ડોકનાં એ નવ સ્થાનકો ગણાવે છે.

એક હાથની ( અસંયુતની ) ચોવીસ મુદ્રાઓ, બે હાથની ( સંયુતની ) તેર મુદ્રાઓ તથા નૃત્તના સત્તાવીશ, હસ્ત ને છાતી, પેટ, પડખાં, કમ્મર, નિતંબ, ઘૂંટણ, સાથળ, અને પગના જુદાજુદા પ્રકારનાં સ્થાનકો વર્ણવવામાં આવ્યાં છે. આ પછી પગનાં જમીન પરનાં અને જમીનથી અદ્ધર સ્થાનકો, એનાં સંખ્યાબંધ સંમિલન, જુદાજુદા પ્રકારની ગતિઓ તેમ જ શરીરનાં સ્થાનકોમાં બે પગ વચ્ચે કેટલું છેટું રાખવું એ બધું વિગતે વર્ણવાયું છે.

અંગોપાંગનાં સ્થાનકો અને ગતિઓનું ભારતીય નૃત્યમાં બહુ જ વિગતવાર અને સૂક્ષ્મ પૃથક્કરણ કરવામાં આવ્યું છે. ભારતીય નૃત્યકલા એ આમ બહુ જ વ્યવસ્થિત કલા છે. એમાં તાત્કાલિક કલ્પના કે આવેશને કે નર્તકનર્તિકાના મનસ્વી તરંગોને સ્થાન નથી. અભિનેતા અને નર્તક ઉપર જ નહીં, પણ તેમનાં અભિનય, નૃત્તની જ ક્રિયા ઉપર જ બધો ઝોક હોય છે. સામાન્ય રસિક ( amateur )ને ભારતીય નૃત્યકલામાં અને રંગભૂમિ પર સ્થાન નથી જ. એમાં તો કલાના અને તપના પરમ ઉપાસકોના પરિશીલનને જ સ્થાન છે.[૩૫]

## અભિનયરસિક નર્તકીનાં સ્વરૂપલક્ષણ

" નર્તકી ઘણી સુંદર હોવી જોઇએ. યુવતી, વિકસિત ગોળ સ્તનવાળી આત્મવિશ્વાસુ, મોહક, સાનુકૂળ, વિવેચનરસિક, ચતુરા, પગલાં ભરવામાં ને શરીરના ડોલનમાં કુશલ, રંગભૂમિ ઉપર સ્વસ્થ, અભિનયવિશારદ, પહોળી, પ્રફુલ્લ આંખોવાળી, ગાન, વાદ્ય અને તાલને અનુસરી નૃત્ય કરે એવી, કીમતી આભૂષણોથી વિભૂષિત, મોહક મુખવાળી, નહીં બહુ જાડી, નહીં બહુ પાતળી, નહીં તેમ બહુ ઠીંગણી, એવી જોઇએ."[૩૬]

અંગો અને પ્રત્યંગોની ગતિ સમઝયા પછી કરણ અને અંગહારની વ્યાખ્યાઓ સહેલાઇથી સમઝાય એવી છે. ઘણાંએક અંગોના અને પ્રત્યંગોના મરોડથી કરણ ઉત્પન્ન થાય છે. ઘણાંએક કરણોના સંમિલનથી અંગહાર ઉત્પન્ન થાય છે. ભરતમુનિ કહે છેઃ અમુક સ્થિતિ ( સ્થાનક ), ગતિ ( ચારિ ), અને હસ્તમુદ્રાના ( નૃત્તહસ્તના ) સંમિલનથી કરણ બને છે, ( નાટયશાસ્ત્ર અધ્યાય ૪ : ૫૯ ). નૃત્યમાં કરણ એ હાથ અને પગના હલનચલનની એકતાનતા—સંવાદિતા—છે, ( અધ્યાય ૪ : ૧૭૩ ). આદિ અને નૃત્તહસ્ત એ પ્રાથમિક એકમ છે અને એમાંથી કરણ ઉત્પન્ન થાય છે, (અધ્યાય ૪ : ૧૭૩). ક્રિયાનો એક એકમ બે કરણનો બને છે. આમાંના બે ત્રણ ચારના સંમિલનથી અંગહારની ઉત્પત્તિ થાય છે, ( અધ્યાય ૪ : ૩૧ ). કરણમાં આખું યે

---

૩૫ જુઓ એ.કે. કુમારસ્વામીઃ ' મિરર ઑવ જેસ્ચ્યોર,' પૃષ્ઠ ૩.

૩૬ જુઓ એ.કે. કુમારસ્વામી : ' મિરર ઑવ જેસ્ચ્યોર : મારો લેખ ' ભારતીય નૃત્યકલા : શ્રી. ફા. ગુ. સભામહોત્સવગ્રંથ : ૧૯૪૦ માં અંતર્ગત.

શરીર એક નિયત સ્થાનકમાં રહે છે. અંગહારમાં [37] સ્થાનક વારંવાર બદલાય છે.

એ યાદ રાખવાનું છે કે કરણ અને અંગહાર એ તો માત્ર મૂળ ૭ સ્થાનકો છે અને તે ઘણાં સૂક્ષ્મ છે. અમુક વસ્તુવિષયનું નિરૂપણ કરવામાં જે નૃત્યપ્રયોગ કરવાનો હોય તેના નિયમોને ચોકસાઈ અને ચિવ્વટાઇથી અનુસરે એવી કલાકુશલ નર્તકી હોય તે કરણ અને અંગહારને સફલતાથી પ્રકટ કરે છે. એ નર્તકી બેસીને લાસ્યનૃત્ય કરે અથવા ઊભીઊભી અભિનય કરી તાંડવનૃત્ય કરે, એમાં તેતે સ્થાનકો એ પોતાની કલાથી પ્રત્યક્ષ રીતે પ્રકટ કરે છે. ”[38]

## ૧૬

## ગરબાનૃત્યનાં બીજાં આનુષંગિક અંગો

ગુજરાતી રાસ–ગરબા–ગરબી ગાનારી ગુજરાતણોના સંગીતવિધાનમાં તેમનો વસ્ત્રાલંકારવિધિ પણ એક ઉચિત અંગ છે. રસપ્રસંગના સમારંભના નૃત્યના ઉત્સાહ અને ઊમંગને ગીતની સૂરાવલિની હલક અને હીંચને ગુજરાતી સ્ત્રીઓનાં સુઘડ વસ્ત્રપરિધાન અને સાદો અલંકારવિધિ પણ સુંદરતાભર્યો અનુકૂલ ને અનુપમ છે. શ્રીનાનાલાલ કવિએ ગુજરાતની સ્ત્રીની સુશ્લિષ્ટ દેહશ્રીની મૂર્તિનું જીવન્ત, સુંદર અને કવિત્વમય વર્ણન કર્યું છે:—

“ ચોળી ચણિયો પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર,
છેડલે આચ્છાદી ઊરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આપે યે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;

---

૩૭ જુઓ અંગહારના અર્થ માટે અમરસિંહકૃત ‘ અમરકોશ ’:

“ अंगहारोऽङ्गविक्षेपो व्यंजकाभिनयौ समौ ॥

અહીં કોશકાર અંગહારની ચોક્કસ વ્યાખ્યા આપે છે. કાંડ ૧ : ૪૫. અંગહાર એ શરીરની વિવિધ ગતિસ્થિતિ છે. ટીકાકાર અભિનવ ગુપ્તાચાર્ય કહે છે: અંગહારમાં શરીરના વિવિધ અવયવોને અમુક અનુકૂળ સ્થિતિમાં ગોઠવવા. હર–શિવ–ઉપરથી ‘ હાર ’ શબ્દ વ્યુત્પન્ન થયો છે, એમ અભિનવ ગુપ્તાચાર્ય કહે છે.

૩૮ જુઓ મારો લેખ: ભારતીય નૃત્યકલા : શ્રીફૉર્બ્સ ગુજરાતી સભા મહોત્સવગ્રંથ : ૧૯૪૦.

શાકુન્તલનયા ભાવશોભના,
સુંદરતાનો શું છોડ !
આર્યસુંદરી! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલ કુકુંમ, કર કંકણસાર,
કંથના સજ્યા તેજશણગાર.”

—શ્રીનાનાલાલ કવિ : એક ઐતિહાસિક કાવ્ય.

ગરબાનૃત્ય કરતી ગુર્જર સુંદરી પોતાના વિશિષ્ટ પોષાકવિધિનો જૂનો કે નવો વિધિ પણ પૂર્ણ રસિકતાથી કરી લે છે. રાસરમણીઓને શોભતા ગોપસુંદરીઓના ઘેરાળા મેઘધનુષ્યરંગી કે ખાપભર્યા ચણિયાઓ, વિવિધરંગી ચોળી અને સાળુઓ, જૂના કાળનાં ઢોચલાં કરકંકણો કે નવીન કાળની સુકોમળ બંગડીઓ–કરકાવલીઓ પહેરી, કોઈ કોઈ વાર પહોંચાઘડિયાળો બાંધી, ગરબે ઘૂમે છે. પ્રકાશના પલટાના વિવિધ રંગો પણ આ દેહછટાના ને ભાવના સૌન્દર્યને નવાંનવાં ને વિવિધ તેજોથી રંગે છે. એમના ભાલવ્યોમના લાલ કે તેજસ્વી સોનેરીરૂપેરી ચંદ્રકો–ચાંલ્લા–દ્યુતિ ચમકાવે છે, અને હીરાની શ્વેત કિરણાવલિ એમની નાસિકાને પડખેથી તેજરેખાઓ પ્રસારે છે. કાનનાં બોળિયાંનાં અનુકરણ કરતી શ્રવણકડિયો કે કર્ણલોલકો કે કર્ણપુષ્પો એમની ગોળ રમાતી નૃત્યક્રીડામાં નૃત્ય કરવામાં એમની સાથે હરિફાઈ કરે છે ને સૌ એકબીજા ઉપર તેજછાયાના લોલવિલોલ રંગોની રંગાવલિઓ પૂરે છે. ગોળ ફરતું, રમતું, નતાંગલીલા કરતું આ અનુપમ દશ્ય છે. તે ઉપર શ્રોતાદ્રષ્ટાઓનાં ચિત્ત અને નયનો સમાધિલીન થઈ ઠરી રહે છે. વિરલ નૃત્યચોક, ખુલ્લું મેદાન ને ઉપરની આભછટા—કોઈવાર સૂર્યના, કોઈવાર સંધ્યાના, કોઈવાર રાત્રિના કે કોઈવાર કમનીય ચંદ્રની કૌમુદીના—ઘેરાઘેરા ને ભવ્ય વાતાવરણથી ભર્યાભર્યા લાગે છે. એમાં ગીતનાં સુસ્વરો, તાલ, નૃત્યલીલા, વાદનનાં સહચાર્ય સાધી જામે છે, ડોલે છે અને થનગનતા દેહાત્માની વેલીઓ તાલબદ્ધ થનગનથનગન કરી રહે છે.’

૧૭

## ગરબીકલાનું ભાવિ

છેક વેદકાલથી–મહાભારતકાલથી–તેમ જ કવિકુલગુરુ કાલિદાસ ને નાટ્યકલામીમાંસક ભરતમુનિના કાલથી આરાધાતી આપણી પુરાણી તેટલી જ નવીન આ રાસ–ગરબા–ગરબીની કલા આપણી છે, ગુજરાતના સુંદરીસમાજે

એને અપનાવી છે, એને એ ખીલવે છે. એના ઉપર આપણા આદ્ય કવિવર નરસિંહના અને તેમના યુગનાં પહેલાનાં અને પછીના યુગોનાં મીરાં, ભાલણ, પ્રેમાનંદ અને દયારામભાઈજેવા અસંખ્ય રાસલીલાના કવિઓનાં ગુજરાતી હૃદયોએ આશીર્વાદ વર્ષાવ્યા છે. દલપતનર્મદાદિનાં અને ગોવર્ધનરામયુગના કવિકોવિદોનાં અને તે પછી નાનાલાલયુગની યુગમૂર્તિ વૃદ્ધ છતાં નવયૌવન મહા-ગરબાકાર શ્રીનાનાલાલભાઈનાં એમાં રસસિંચન ભળ્યાં છે. આપણા કાવ્ય-સાહિત્યના નવીન ભકતો હજી એને ગુર્જર સુંદરીઓને ઈષ્ટ ઉચિત ગીત પૂરાં પાડી ખીલવી રહ્યા છે. કોણ એવો ગુજરાતી હશે ને તે નહીં કહેશે કે આ સુંદર કલાનું ભાવિ ઉજ્જ્વળ નથી? આજે આ અમર કલા તેના દિશદિશના પુનરુદ્ધાર સાથે, પુનર્જીવન સાથે, બીજી પુનરુદ્ધાર પામતી લલિત કલાઓ સાથે, અંગોપાંગ ખીલવા માંડી છે. આજે ગ્રામોના, નગરોના આર્યો–અનાર્યોના–રસવિનોદાર્થે થતા સંગીતસમારંભો સાથે આ કલા ખીલવા માંડી છે. ગુજ-રાતની આર્ય ને અનાર્ય કલાઓ–રાસગરબાગરબીની કલા–નૃત્યકલા–ગરાસિયા કોળી, ભીલ, ઠાકરડા, રાનીપરજ વગેરેની એ કલા–સમભાવથી સંશોધાય છે, અને ખીલવાય છે. એટલે એ સાથે આપણી આ સંસ્કારી કલાઓ ભક્તિની, પૂજાની, વ્રતની, જાગરણની, લોકપ્રશ્નોની, ધર્મની, સમાજજીવનની, દુઃખ-સુખની ઐતિહાસિક કહાણીઓની, રાસ-ગરબા–ગરબીની નૃત્યકલા ઉચ્ચ ને સંસ્કારી કુટુંબોમાં વધુ આદર પામી છે. શાળાકૉલેજોએ પણ જૂના ચોખલિયા-વેડા કોરે મૂકી આ કલાનો એમનાં સત્રો ઊજવવામાં, એમનાં સ્નેહસંમેલનો ભરવામાં ઉદ્ધાર કરવા માંડયો છે. નૃત્ય જેનું પ્રધાન અંગ છે એવાં નૃત્યગીતો, અભિનયગીતો, સંગીતવાદનો, નાટયપ્રયોગોએ પણ જ્યાંત્યાં આદર પામી નવીન પ્રજાના સંસ્કાર ઘડવા માંડયા છે. આપણાં નાટયગૃહો, ચલચ્ચિત્ર–ગૃહો નવીન પ્રયોગોનાં સહચારી અંગોજેવાં નૃત્યને, સંગીતને, અભિનયને ખેડવા મંડી પડયાં છે. ગરબીકલાજેવી સૌમ્ય, સંયમિત અને ભવ્ય નૃત્યકલા માટે આ એક પ્રેરક, સુંદર ને ભવ્ય ભાવિ છે. શરીર, મન, આત્મા, ધર્મ, સંસ્કાર ને સંસ્કૃતિને શોભાવે એવી આ નિર્મલ દિવ્યકલા આપણી ભારતીય ગુજરાતી પ્રજાના ધર્મ, અર્થ ને કામનો પૂર્ણાંગ પુનરુદ્ધાર કરી સ્વાતંત્ર્ય, શાંતિ સાધી એના આધ્યાત્મિક સૌન્દર્યનું સદા રસપાન કરો !"[૩૭]

---

૩૭ જુઓ મારો લેખ : ભારતીય નૃત્યકલા : સહેજ ફેરફાર સાથે ઉદ્ધૃત.

૧૮

(૧)

**ઉપસંહાર**

દયારામભાઈનાં આ ગીતોના સંગ્રહમાં મેં એકંદરે

( ૧ ) સંશોધન કરી બને તેટલી વાણીશુદ્ધિ આણી છે અને પાઠો નક્કી કર્યાં છે. બીજી આવૃત્તિનો પ્રસંગ થતાં વધારે સંશોધન કરીને હશે તેટલાં પાઠાન્તરો નોંધવા આશા રાખી છે.

( ૨ ) પ્રત્યેક ગીતને શીર્ષક આપી કવિશ્રીની રસિકતાની રસાળ વિવિધતાનું બને તેટલું સમર્થક દર્શન કરાવ્યું છે.

( ૩ ) ગીતોના ઢાળની પ્રથમ પંક્તિ લઈ તેમનાં પ્રકાર, રાગરાગિણી, તાલ, ઢાળ, વગેરે આપ્યાં છે અને નથી આપ્યાં ત્યાં તે પૂરવા ખાલી જગા રાખી છે.

આપણે ત્યાં આવાં ગીતોનાં રાગરાગિણી આપવામાં બે મત પ્રવર્તે છે—એક તો ગીતોનાં રાગરાગિણીઢાળ ન આપવાં ને અધિકારી ગાનારાંની ઇચ્છા પર જ છોડવું; અથવા તેઓ આ ગીતો ગમે તેમ ગાય નહીં, ગમે તેમ ઢાળનો લય બેસાડી ભાષાના, શબ્દોના, રાગરાગિણીના નૈસર્ગિક ને શુદ્ધ પ્રવાહને ડોળી નાંખે નહીં, તાણીતૂસીને બેસાડે નહીં ને યથેચ્છ મનસ્વી રીતે વર્તે નહીં, માટે આ સૂચન આપવાં એ જરૂરી છે એવો બીજો મત છે. આ સ્થિતિમાં મેં મારા અલ્પ અભ્યાસના પરિણામે કહીંક સૂચનો કર્યાં છે, કહીંક નથી કર્યાં, ને સાહસ ખેડતાં કહીંક સંકોચ પણ અનુભવ્યો છે. આપણા રસિક-વિદ્વાનોમાંથી આ કાર્યને માટે કોઈ ભાતખંડેઓ ઊગશે જ એવી હું શ્રદ્ધા સેવી રહ્યો છું અને આ પ્રદેશની નિયમબદ્ધતાને વાંછી રહ્યો છું. આ પ્રદેશનો બહુ જ અભ્યાસ કરી તેને શાસ્ત્રીયતા ઉપર મૂકવા માટે એક જીવનયાત્રા જેટલી રસિકતાનું વધુ બલિદાન તે માગી રહી છે. મારા મિત્રો શ્રીકેશવરામ શાસ્ત્રીજીએ તેમ જ શ્રીરામનારાયણભાઈ પાઠકે આ પ્રયત્નો આદરી દીધા છે.

દયારામભાઈનાં ગીતોના ઢાળ આપવામાં એમનાથી જૂના કવિઓના ઢાળ આપવા એ જ ઉચિત છે. મેં તેમ કરવા પ્રયત્ન કર્યો છે ને ઢાળની વિવિધતા લગભગ ૬૨ જેટલી નમ્રભાવે સૂચવી છે. કોઈક સ્થલે કદાચ દયારામ-ભાઈ પછીના પણ આપ્યા હશે તો તે માટે જૂનાનું સૂચન કરવા હું મારા રસિક

મિત્રોને વીનવું છું. નરસિંહયુગ પહેલાંથી માંડી, એટલું જ નહીં, આપણા મહાસંસ્કૃત (વૈદિકસંસ્કૃત), સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ને આપણા પ્રાચીન, મધ્યકાલીન અને આધુનિક ગુજરાતી સાહિત્યમાં સંખ્યાબંધ ઢાળ–ચાલ–માલમ પડશે. એ ઢાળો આપણા ગેય દોહરા, દુહા, ચોપાઈ, વગેરે છંદોની સ્વરાલિઓનાં એકમો ઉપરથી લેવાઈ એમાં સ્વરોને વધતાઓછા કરી એમાં નિયમવશ સંગીતપદ્ધતિપૂર્વક વિવિધતાભર વિકાસક્રમ થયો છે. પણ તેમાં વચ્ચે વહેતો તો ગેયતાનો અમર આત્મા છે. ગેય સાખીઓને સ્થાને આપણા આધુનિક મહાગરબીકાર શ્રીનાનાલાલ કવિએ વસંતતિલકા, શાર્દૂલવિક્રીડિત વગેરે વૃત્તોના નવીન આદેશો ને સૂચનો પણ નવીનતાથી પ્રેરાઇને કર્યાં છે. પણ આપણા ગીતકારો હવે તેમ ભસુ ભૂલી એટલું સ્વીકારતા થયા છે કે રાસગરબાગરબીને તેમનાં સ્વરૂપ લુપ્ત કરાવી સંગીતમાં નહીં ખેંચી જવાં, તેમ જ વૃત્તોને વૃત્તો જ રહેવા દઈ તેમને ઉસ્તાદી સંગીતમાં ખેંચી તેમને સ્થાનભ્રષ્ટ ન કરતાં વૃત્તને વૃત્ત જ રહેવા દેવાં, ગરબીને ગરબી જ રહેવા દેવી, અને સંગીતને સંગીત જ રાખવું. એમાં જ તેમનું શાસ્ત્રીય ઔચિત્ય અને અકબંધ સ્વરૂપ અખંડતાથી સચવાઈ રહેશે.

પ્રાચીનોના આ છેલ્લા મહાગરબીકાર દયારામભાઈનાં આ વિવિધ ઢાળવાળાં ગીતો ગરબીરસિક મારી ગુજરાતી બહેનોના કરકમલમાં મૂકવાની ઘણાં વર્ષોની મારી ઇચ્છા આજે સફલ કરતાં મને સહજ આનંદ થાય જ. સાથેસાથે જેટલું આ પ્રકારનું સાહિત્ય જૂનુંનવું જોવા જાણવાનું મને પ્રાપ્ત થઈ શક્યું તેને દિગ્દર્શનરૂપે વિસ્તૃત પ્રસ્તાવનામાં રજૂ કરતાં પણ મને તેટલો જ આનંદ થાય છે. આ એકત્રિત રસસામગ્રીથી પ્રેરાઈ આ દિશામાં જે પારાવાર કર્તવ્ય પડ્યું છે તેને હાથ ધરવાની શરુઆત આપણાં ગરબીરસિક બહેનો કે બંધુઓમાંથી કોઈ કરશે તો વળી મને એથી યે વધુ આનંદ થશે. આપણા ગુજરાતની આ આગવી રસસંપત્તિ જેને વધુ પ્રિય છે, જેઓ ગરબીરસિક જ છે તે બહેનો આપણા વિવિધ લયવાળા ઢાળોને શોધી–સંશોધી–વિકસાવી–વધુ વિવિધતાભર કરી ગુજરાતના સ્ત્રીસમાજના ઘેરેઘેર પાઠવશે એ પણ મારી ઇચ્છા છે. રસિક ગુજરાતણોની આ સંસ્થા છે, એ એમનું જ રસિક સ્ત્રીધન છે અને એને બહલાવવાની પુરુષસમાજ

કરતાં વધુ શક્તિ એ ધરાવે છે એમ હું માનું છું. આપણી અન્ય ભારત-ભગિનીઓ કરતાં સૌભાગ્યે ગુજરાતી બહેનોના શિક્ષણના સંસ્કાર એકંદરે વધુ પ્રમાણમાં છે. માર્ગી ને દેશીય સંગીત માટે એમનો વ્યવસ્થિત અભ્યાસ ને પ્રેમ વધવા માંડ્યા છે. નૃત્ય, અભિનય પણ એમને ભરતનાટ્યશાસ્ત્રદ્વારા ને તેની વિવિધદેશીય પદ્ધતિઅનુસાર આકર્ષવા લાગ્યાં છે. લલિત કલાઓને ખીલવી પોતાની કરવાના એમને ઉત્કટ કોડ જાગ્યા છે. આથી આ ગરબા, ગરબી અને રાસની આ લલિતકલાના વિકાસ એ બહેનો જ વધુ કરી શકશે એવાં સુભગ ચિહ્નો મને તો અહીંતહીં જણાય છે જ.

(૨)

**ઉપકારદર્શન**

આ સંગ્રહને આ રૂપે ને તેની સહસામગ્રી સાથે પ્રસિદ્ધ કરવામાં સીધી ને બીજી રીતે મારા સાહિત્યકારમિત્રો તરફથી મને જેજે કંઈ સાહાય્ય મળ્યું છે તેતે માટે તેમનો હું ઉપકાર માનું છું: છાપખાના માટેની નકલો મારા ચિ. પુત્રો **શ્રી**સનત્કુમાર ને **વિ**ષ્ણુપ્રસાદે મોટે ભાગે કરી છે. **શ્રી**ભાનુભાઈ **વ્યાસે** પહેલેથી છેલ્લે સુધી બધું જ જોઈ જઇ કેટલીક અમૂલ્ય સૂચનાઓ કરવામાં મદદ કરી છે. દયારામભાઈના શિષ્યોના વંશજ **શ્રી**જીવનલાલ **જો**ષીની સહાયતાની નોંધ મેં આગળ લીધી છે. તે ઉપરાંત કેટલાક ઢાળોનાં મૂળ ઓળખાવવામાં મને તેમણે પત્રથી પણ મદદ આપી છે. પ્રાચીન સાહિત્યના ખંતીલા સંશોધક મારા મિત્ર **શ્રી**કેશવરામ **શાસ્ત્રી**જીએ પત્રદ્વારા આ સાહિત્ય સંબંધી મારાં કેટલાંક મંતવ્યોને પ્રકાશ આપ્યો છે. મારા જૂના શિષ્ય અને મિત્ર ભાઈ **શ્રી**રમણીકલાલ **સુ**ખડીઆએ ગરબાગરબીઓને ગાઈ બજાવી તેમાંના સંગીતનાં રાગરાગિણીતાલ મારી આગળ સાકાર કર્યાં છે. ભાઈ **શ્રી**મધુકર **રાંદેરી**આએ અને **શ્રી**મોહનલાલ **સૂચકે** પ્રસ્તાવના માટે જોઈતી કેટલીક સામગ્રી અને પુસ્તકો વગેરે પૂરાં પાડ્યાં છે.

**ભા**વનગરરાજ્યના અધિકારી મારા મિત્ર **શ્રી**નટવરલાલભાઈ **સુ**રતીએ પણ દયારામભાઈ અને વૈષ્ણવ સાહિત્યનો મને વાતો ને પત્રોદ્વારા વધુ પરિચય કરાવ્યો છે; તેમ જ **શ્રી**ધીરજલાલભાઈ **સાં**કળિયાએ.

રાસગરબાગરબીના જૂનાનવા ઢાળોના લયોને ગાઈ બતાવનાર બહેનોની સહાયતા પણ સુભાગ્યે મને મળી છે. તેમાંનાં **સૌ. શ્રીભારતીબહેન મહેતાનો** અને તેમનાં પુત્રી ચિ. ઈલાબહેનનો પણ મારા ઉપર ઉપકાર થયો છે. **સાઠોદરા નાગરોનાં** લગ્નગીતોનાં—જેમાંથી દયારામભાઇએ ઘણાએક ઢાળો યોજ્યા છે એનાં—એ બહેન રસિક જાણકાર છે.

પણ ગરબાગરબી ને લોકગીત ગાઈગાઈ તેનું રસદર્શન મને કરાવનાર મારાં પત્ની **સૌ.** કમળાનું તો મારા આવા પ્રકારના પુસ્તકના પ્રસિદ્ધિપ્રસંગે કરુણભાવે માત્ર સ્મરણ જ કરવાનું રહે છે.

દયારામભાઈની છબિ બ્લૉક કરાવવા આપવા માટે મારા જૂના પ્રકાશકમિત્ર **શ્રીનારાયણદાસ** ડભોઇવાળાનો તેમ જ **શ્રી**મદ્‌વલ્લભાચાર્ય ને **શ્રી**ગોસાંઇજી **મહારાજશ્રી**ઓની છબિઓના બ્લૉક ઉપયોગ કરવા આપનાર **શેઠ શ્રી**કિસનદાસ **સુગંધી**નો પણ હું ઉપકાર માનું છું.

**શ્રી**ત્રિપાઠી અને કંપની લિમિટેડના ઉત્સાહી વ્યવસ્થાપક મારા મિત્ર **શ્રી**પરમસુખભાઈ પંડ્યાએ પણ ખાસ પક્ષપાત કરી પુસ્તકની દેહશ્રીને વસ્ત્રાલંકારવિધિ સજાવી તેનું સુશોભન કર્યું છે.

અને જગતયુદ્ધની આપણા પર આવી પડેલી આ કારી મોંઘવારીના સમયમાં સંપાદનને જોઈતી બધી જ આર્થિક મદદ ઉદારભાવે આપવા બદલ **શેઠ શ્રી**છબીલદાસ દેસાઈ અને **શ્રી**રામલાલભાઈ સુરતીનો ઉપકાર તો છે જ.

ભાદ્રપદ શુક્લપક્ષ,
વામનદ્વાદશી,
દયારામજયંતીદિન,
વિ. સં. ૧૯૯૯.
તા.૧૧-૯-૧૯૪૩:
હરગોવિંદ દેસાઇનાં
કંદોરી બિલ્ડિંગ્ઝ,
મુંબાઇ, ૪.

# દયારામ-રસસુધા

## [ ગરબીઓ અને બીજાં કાવ્યો ]

### ઊભા રહો તો કહું—

ઊભા રહો તો કહું વાતડી બિહારીલાલ !
તમ માટે ગાળી છે મેં જાતડી બિહારીલાલ !
જે દહાડે મળ્યા'તા વૃંદાવનમાં બિહારીલાલ !
તે દહાડાની તાલાવેલી તનમાં બિહારીલાલ !
વેદના વિરહની તે ક્યાં ભાખિયે બિહારીલાલ ?
ભીતરનો ભડકો તે ક્યાં દાખિયે બિહારીલાલ ?
ફટકારીસરખી હું ફરું વનમાં, બિહારીલાલ !
કળ ના પડે રજનીદનમાં બિહારીલાલ !
ઘેલી ઠરી છું સૌ ગામમાં બિહારીલાલ !
ચિત્ત ચોંટતું નથી ઘરકામમાં બિહારીલાલ !
કેમ કહેવાય જેવું દુઃખ મનમાં બિહારીલાલ ?
તાલાવેલી લાગી મારા તનમાં બિહારીલાલ !
ક્ષણેક્ષણે ભણકારા પડે કાનમાં બિહારીલાલ !
પ્રાણ પ્રોવાયો તમારા તાનમાં બિહારીલાલ !
વિકળતાની વાત કહે ના બણે બિહારીલાલ !
ઘરમાં જાઉં ને આવું આંગણે બિહારીલાલ !
આતુરતા એવી તે ક્યાં લગી સહું બિહારીલાલ ?
છો ચતુરશિરોમણિ તો શું કહું બિહારીલાલ ?
પ્રીતડી કીધી તો હવે પાળીએ બિહારીલાલ !
આતુર શરણ આવ્યાને ન ટાળીએ બિહારીલાલ !
તમારે હુંસરખી હજારો હશે બિહારીલાલ !
મારા તો પ્રાણ તમ વિના જશે બિહારીલાલ !

બોલ્યું પણ બીજાનું ગમે નહીં બિહારીલાલ!
લાલચ લાગ્યાં નયણાં તો જઈએ કહીં બિહારીલાલ?
નખશિખ લગી છો સુરૂપ, ગુણભર્યા બિહારીલાલ!
આવડા રૂપાળા તે કોણે કર્યા બિહારીલાલ?
હસો છો મધુર વાંકું જોઈને બિહારીલાલ!
કટાક્ષકટારીએ નાંખ્યાં પ્રોઈને બિહારીલાલ!
વાંસળી વધારે છે તેમાં વ્રેહે બિહારીલાલ!
અબળાનો જોતાં વિવેક કેમ રહે બિહારીલાલ?
દર્દી હોય તે જાણે એ દર્દમાં બિહારીલાલ!
અવર દુઃખ એની આગળ ગર્દમાં બિહારીલાલ!
કહેનારાં કહેશે પણ છો તમે ધણી બિહારીલાલ!
દયાના પ્રીતમ! હું દાસી તમતણી બિહારીલાલ!



૨

## વ્રજ પધારો રે એકવાર!

વ્હાલાજીને કહેજો મધુવ્રત! મારા સમ છે, વ્રજ પધારો રે એકવાર,
મુખડું નીરખીએ હો લાલ!
વ્હાલાજીને ગમશે નહિ એકલડાં કહેજો, લાવે સંગ કુબજાનાર,
નીરખીને હરખીએ હો લાલ! મુખડું.

વ્હાલાજીને કહેજો રાખે ડર રખે, ગોકુળ ગમાર ગોપની સૃષ્ટ,
રાણીજીને ઓઝલ પડદે આંહે રાખીશ જેમ નહિ લાગે દૃષ્ટ. મુખડું.
વ્હાલા! તમો ગુણનિધિ સુરૂપસાગર, મોહ્યા જોઈ કુબજાગુણઅંગ;
વ્હાલાજી રે! તેની ઝાંખી અમને કરાવો, થાયે જન્મ સફળ સંગ. મુખડું.
વ્હાલાજી રે! માનીતીની મરજી જોઈ અમો કરશું આપની ટહેલ;
વ્હાલા! મન ઊઠે તો મધુપુર જાજો રે, રહેશો તો ન્યારા કરાવીશું મહેલ. મુખડું.
વ્હાલાજી રે! ઘર દહાડેથી જાણ્યું નહિ તે થયો અતિશે અનર્થ;
વ્હાલાજી રે! હાવાં ખરખરો ત્યાં શો? વીત્યા વ્રજવસ્યા દિન વ્યર્થ. મુખડું.

મધુકર! કુબજાને પણ કહેજો, પિયુને ઘણાં લડાવે લાડ;
અલી! એ રત્નને જેટલું જત્ન કરીશ તે અમે માનીશું પાડ. મુખડું.
મધુકર! દયાપ્રીતમને કહેજો, એ સુખ સૂણી .હરખ ન માય;
પણ અમો અલ્પભાગ્ય આહીરણી, ઘણું સુખ જોવા નહિ અવાય. મુખડું.



૩

## મારા જીવન પ્રાણજીવન!

મોહનલાલજી રે! મારા જીવન પ્રાણજીવન, હું બલિહારી રાજ! ઘણી ખંમા!
દાસી તમતણી રે, તમને સોંપ્યું તનમનધન. હું બલિહારી રાજ!
મનના માન્યા છો રે, જીવું છું હું શ્રીમુખ જોઈ;
પિયરસાસરે રે વ્હાલું તમસરીખું નથી કોઈ. હું બલિહારી રાજ!
ચકોર ચંદ્રને રે ઇચ્છે ત્યમ તમને મુજ નેણ;
કેવા વ્હાલા છો રે, કહેતાં આવડતું નથી વેણ. હું બલિહારી રાજ!
રસિયા! રૂપાળા છો રે નટવર નંદકિશોર;
સદગુણસાગર છો રે, મીઠાબોલા ચિત્તના ચોર. હું બલિહારી રાજ!
એકોવિધ ઓછા રહો રે તો કાંઈએક વાળું મન;
પૂરણ સૌ વાતે રે, કહો કેમ છૂટે લાલ! લગન? હું બલિહારી રાજ
સૂનો હું દેખું રે પિયુજી! તમ વણ સૌ સંસાર;
પ્યાલો ઝેરનો રે પાઓ તો યે તમથી ન ખસે પ્યાર. હું બલિહારી રાજ
હરખું છું ઘણી રે, મારો હરજી! ઝાલો હાથ;
પ્રીત નિભાવજો રે નિત્ય, ન માગું બીજું નાથ! હું બલિહારી રાજ!
ટાઢક અંતરની રે મારા પ્રાણજીવન આધાર!
પ્રીતમ! દયાતણા રે મારા લોચનના શણગાર! હું બલિહારી રાજ!



૪

## પનઘટ પર

આઠ કૂવા ને નવ વાવડી રે લોલ, સોળસેં પનિહારીની હાર;
મારા વ્હાલાજી! હો હાવાં નહિ જાઉં મહી વેચવા રે લોલ.

સોના તે કેરું મારું બેડલું રે લોલ, ઉઢેણી રત્નજડાવ. મારા.
કેડ મરડીને ઘડો મેં ભર્યો રે લોલ, તૂટયો મારો નવસર હાર. મારા.
કાંઠે તે ઊભો કહાનજી રે લોલ, 'ભાઈ, મને ઘડુલો ચડાવ.' મારા.
'હું તુંને ઘડુલો ચડાવું રે લોલ, થાય મારા ઘરકેરી નાર.' મારા.
'તુજસરખા ગોવાળિયા રે લોલ, તે તો મારા બાપના ગુલામ' મારા.
'તુજસરખી ગોવાળણી રે લોલ, તે તો મારા પગની પેજાર.' મારા.
દયાના પ્રીતમ પ્રભુ પાતળા રે લોલ, તે તો મારા પ્રાણના આધાર. મારા.



૫

## ઝૂલવાને આવો રાજ !

જી રે ઝૂલવાને આવો રાજ !
ચંદ્રભાગાજીના બાગમાં. જી રે ઝૂલવા.
ધારો છો તે વાત આજ લાગમાં જી રે ઝૂલવા.
મળ્યાં રાધિકા ને ચંદ્રાવળી જી રે ઝૂલવા.
મસલત કીધી છે બેઠાં મળી જી રે ઝૂલવા.
રસબસ થયાં સ્નેહરંગમાં જી રે ઝૂલવા.
રોપતણો લેશ નહીં મનમાં જી રે ઝૂલવા.
ચંદ્રાવળીજી પાયે લાગીઆં જી રે ઝૂલવા.
મારે ઘેર પધારો વચન માગીઆં જી રે ઝૂલવા.
વાટિકામાંહે હિંડોળો બંધાવીએ જી રે ઝૂલવા.
ત્યાં પ્રાણજીવન પધરાવીએ જી રે ઝૂલવા.
ઘમ્મરઘટા છે ઘણી વૃક્ષની જી રે ઝૂલવા.
ન્યૂનતા નથી ત્યાં એકે પક્ષની જી રે ઝૂલવા.
ત્રિવિધ પવન લલિત કુંજે છે જી રે ઝૂલવા.
પુષ્પલતા ઝૂલે, અલિ ગુંજે છે જી રે ઝૂલવા.
મધુરી સખી, પક્ષીનો નિવાસ છે જી રે ઝૂલવા.
અવસર અદ્દભુત શ્રાવણમાસ છે જી રે ઝૂલવા.

જુગલકિશોર ત્યાં ઝૂલીએ જી રે ઝૂલવા.
ઝુલાવી તમોને અમો ફૂલીએ જી રે ઝૂલવા.
વચન દીધું હા કહી કીરતીલલી જી રે ઝૂલવા.
રાજને બોલાવા મુને મોકલી જી રે ઝૂલવા.
લલિતાનાં વચન સૂણી છેલડો જી રે ઝૂલવા.
તત્ક્ષણ પધાર્યો અલબેલડો જી રે ઝૂલવા.
ધારી તે વિધિ સૌ સહજ થઈ જી રે ઝૂલવા.
તે સમાની પલક પરમ સુખ લઈ જી રે ઝૂલવા.
હિંડોળે બેઠાં બન્નો બેલડી જી રે ઝૂલવા.
ઝૂલે ઝુલાવે સાહેલડી જી રે ઝૂલવા.
વિવિધનાં વાજિત્ર વામા વાય છે જી રે ઝૂલવા.
નવનવાઈ ધોળ નારી ગાય છે જી રે ઝૂલવા.
હિંડોળો જડિત્ર કનક ને મણિ જી રે ઝૂલવા.
ઝૂલે જુગલરૂપ બહુ બણીઠણી જી રે ઝૂલવા.
રસતણા સમુદ્ર લહેરો ખાય છે જી રે ઝૂલવા.
તેમાં દાસદયો ઝીલી ગુણ ગાય છે જી રે ઝૂલવા.



૬

## વિસારી મેલ્યાં !

ઓ ઉદ્ધવજી ! વ્હાલે તો વિસારી અમને મેલ્યાં !
અમો શું કહિયે ? રાસ રમાડી તેડીને તરછોડયાં !
પ્હેલવ્હેલી પ્રીત અમશું કીધી, મોરલીમાં એણે વશ કરી લીધી,
ગોપી સૌને વિહ્વળ કરી દીધી. ઓ.
પ્રીતલડી તો કરતાં પહેલી, પ્રભુ દેખીને થઈ છું ઘેલી,
મળો મોહન ! અમને મન મેલી. ઓ.
એણે હૈડાનાં તો હીર લીધાં, કાનુડે તો કામણ કીધાં,
ઘેરઘેર દધીમાખણ પીધાં. ઓ.

એ કાનુડો કામણગારો, એની આંખડલીનો છે ચાળો,
પ્રીતિવંતશું પ્રીતિથી નિહાળો. એ.
પેલી કુબજા તો કામણગારી, તેની સાથે લાગી બહુ તાળી,
એણે વશ કીધા છે વનમાળી. એ.
અમે શામળિયાની સંગે રમતાં, વ્રજવનવનમાં પૂંઠળ ભમતાં,
અમો ભેળાં બેસીને ભોજન જમતાં. એ.
મથુરામાં જઈ એણે કંસ રોળ્યો, એક આંગળીએ ગોવર્ધન તોળ્યો,
સત્યવાચી અન્યોક્તિ બોલ્યો. એ.
દયારામના સ્વામીને કહેજો, મથુરા મૂકી દઈ ગોકુલ રહેજો,
સૌ ગોપિકાને દર્શન દેજો. એ.



૭

## મનની વાતડી

મારા મોહનલાલ! આવો તો કહું મારા મનની વાતડી,
મારા પ્રાણપ્યારા! તમ માટે મેં તો ગાળી છે જાતડી.
જાણું છું જે જગમાં છો ડાહ્યા, એવું જાણીને જોડી માયા,
હવે મુજ ઉપર કંઈ આણો દયા. મારા.
વ્હાલા! રૂપ તમારું જોઈને, મારું મનડું રહ્યું છે મોહીને,
કાંઈ નિશદિન જાયે છે રોઈને. મારા.
મેં તો તનમન સોંપ્યું છે તમને, કોઈની ન બીક ધરશો મનપેં,
હવે મહેર કરો મોહન! અમને. મારા.
પ્રભુ! પ્રીત જુઓને તપાસી, કુબજા તો કંસતણી દાસી,
તેની તો ચાલી જગમાં હાંસી. મારા.
હરિ! આવડા હઠીલા ના થઈએ, નંદલાલ! નમેરા ના રહીએ,
સુખદુઃખ અમો કોને કહીએ? મારા.
મારે સાસુસસરાની બીક કશી, મારા હૃદયકમળમાં રહ્યા છો વસી,
દયાના સ્વામી વિણ બીજાથી દૂર ખસી. મારા.



૮

## વાંસલડીને શબ્દે

મારું મન મોહ્યું વાંસલડીને શબ્દે કાનડ! કાળા,
હું તો ઘેલી થઈ, મારા ઘરમાં નથી ગમતું મારા વ્હાલા!
તુજ અધર ઉપર એ વાજે છે, સૂણી અંતર મારું દાઝે છે,
એનો શબ્દ ગગનમાં ગાજે છે. મારું.
એ વનમાં જ્યારે વાગે છે, મુને બાણસરીખી લાગે છે,
મુને વ્રેહની વેદના જાગે છે. મારું.
હું તો દો'તાં દોણી ભૂલી છું, વળી જમતાં અધૂરી ઝૂલી છું,
તારું મુખ જોઈજોઈ હું ફૂલી છું. મારું.
એણે તપની સાધના કીધી છે, કૃષ્ણે કૃપાસાધ્ય કરી દીધી છે,
માટે દયાપ્રીતમે કર લીધી છે. મારું.



૯

## મુજને અડશો મા!

'મુજને અડશો મા! આઘા રહો અલબેલા છેલા! અડશો મા!
મંક ભર્યાના સમ ખાઓ તો અધરતણો રસ પાઉં;
હાનકુંવર! કાળા છો, અડતાં હું કાળી થઈ જાઉં!" મુજને.
'તું મુજને અડતાં શ્યામ થઈશ તો હું કયમ નહિ થાઉં ગોરો?
રી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો, તુજ તોરો!" મુજને.
'કાળી થયાનું કામ નથી, પણ લગ્ન લોકમાં ઠરશે;
ધુ વયમાં લાંછન લાગ્યાથી બીજો વર કયમ વરશે?" મુજને.
'તારે બીજા વરનું કામ શું છે? હું વર, તું વહૂ ધન્ય!
જેનું લાંછન તેને વરિયે, તો તો માન મળે અનન્ય." મુજને.
સૂણી એમ હરિવદની હસી ભેટયાં, પ્રતિઉત્તર ના દીધો;
કાળીની હાંસીમિશે દયાપ્રીતમ એએ આનંદરસ લીધો. મુજને.



## ૧૦
## રાધાનાં વખાણ

તમે ઊભા રહોની અલબેલા હો લાલ!
સૂણો જોબનમદના છકેલા હો લાલ!
એક વાત કહું અતિ મીઠી રે લાલ!
ચડે આજ કે કાલ અંગે પીઠી રે લાલ!
તમે તે દહાડે જે નિહાળી રે લાલ!
મુને કહ્યું ઘણી એ છે રૂપાળી રે લાલ!
હું તો તે જ દિવસની જાણું રે લાલ!
તમારું મન તેમાં લોભાણું રે લાલ!
તે વાત પડી છે ઠેકાણે રે લાલ!
હું આજ ગઈ'તી બરસાણે રે લાલ!
નિશ્ચે કીધું વૃષભાનદુલારી રે લાલ!
નથી પરણી હજુ છે કુમારી રે લાલ!
ગુણરૂપ મેં જોયું છે અગાધ હો લાલ!
પૂછ્યું નામ છે તેનું શ્રીરાધા હો લાલ!
તેને પણ તમારી રઢ લાગી હો લાલ!
જોતાં નેનકટારી ઊર લાગી રે લાલ!
તેણે અવર વર્યાની લીધી બાધા રે લાલ!
તમને વરવા એણે સાચા સમ ખાધા રે લાલ!
એવું લાડલીનું મન જાણી રે લાલ!
તેની સખી સૌ બોલી એવી વાણી રે લાલ!
કાલે વૃંદા વનમાંહીં જઈશું હો લાલ!
નિશ્ચે નંદકુંવર ભેળાં થઈશું હો લાલ!
તેશું તુંને પરણાવીશું છાની રે લાલ!
એવું સૂણી શ્યામા હરખી વાત માની રે લાલ!
ખરી ખબર છે, જોઈને હું આવી રે લાલ!
કહેતાં લાલજી એ હૃદે લપટાવી રે લાલ!

આપ્યો હાર હૈયાનો ઊતારી હો લાલ !
બોલ્યા : તું મુંને પ્રાણથકી પ્યારી રે લાલ !.
બીજે દિવસે થયું તે જ રીતે હો લાલ !
રાધાકૃષ્ણ પરણ્યાં બેઉ પ્રીતે હો લાલ !
સૌને આનંદ ઊર ના સમાયે હો લાલ !
તેનો **દાસદયો** યશ ગાયે હો લાલ !



## ૧૧

## રાસમંડળને દર્શને

જોવા રાસમંડળ મારે હોય રે આનંદ,
પ્રેમપરાક્રમનું બળ ભારે, ઊભરે પરમાનંદ. જોવા રાસમંડળ.
એક સમય વનમાં ગયા હરિ, મોહન વાઈ વંશ,
વેણે વીંધી ગોવાળણી, એણે હરીને લીધા અંશ. જોવા રાસમંડળ.
જે જ્યમ તે ત્યમ નીસર્યાં રે ઘરકારજ છોડી,
કોડ પૂરવા કહાનજીવ્હાલે રમતડી માંડી. જોવા રાસમંડળ.
પીતાંબર ફરકે પ્રભુને, પાયે ઘૂઘરડી ઘમકે,
ચૂંદડી ચળકે નારશું, પાયે નેપૂરિયાં ઠમકે. જોવા રાસમંડળ.
બે પાસે બે સુંદરી ને વચમાં વનમાળી,
નાચેખૂંદે નેહશું, પડછંદે લે તાળી. જોવા રાસમંડળ.
એકની છૂટી વેણ, છબીલી અંબોડાવાળી,
એકને આડી આંખ કરી નાચતાં નિહાળી. જોવા રાસમંડળ.
એકને નખ દે **નાથજી** રે અવળે મોઢે અંગ,
છાશપ્યારી પ્રીતડી એણે સારા કીધા ઢંગ. જોવા રાસમંડળ.
રાતે દાંતે હસે ઘણું રે, હાર હૈયે લળકે,
ફેર ફરતાં ફૂદડી કાને ઝરમરિયાં ઝળકે. જોવા રાસમંડળ.
એક લસડતી ખાંધે વળગી, શીત વળ્યાં ગાલે,
મુખડું લૂએ **માવજી** એને હેત કર્યાં વ્હાલે. જોવા રાસમંડળ.

એક ઠમકતી આવીને બેઠી મોઢું મચકોડી,
સમ ખાયે તો સાંભળે, એને રમવા ઉઠાડી. જોવા રાસમંડળ.
ચારુ ચંદ્રિકા શોભતી રે, કરેણફૂલ કાને,
સેંથો પૂરી ઝઘમઘે એના સંગીતને તાને. જોવા રાસમંડળ.
એક આવી હર્ષભરી રે હું હારભરી હેરું,
નેપૂર ગયાં રે જ્યારે નીસરી હું વાળીને પહેરું. જોવા રાસમંડળ.
એક આવી આરતભરી રે એ વરસે છે નાની,
**નટવર** નાચે પ્રેમશું, કર કોમળ, પગ પાની. જોવા રાસમંડળ.
એક કહે, એને અલ્પ આહાર ને આવડું બળ ક્યાંથી?
માસી મારી પૂતના, એણે જન્મ ધર્યો ત્યાંથી. જોવા રાસમંડળ.
એક કહે, નામીએ જીવણજી! ઝાઝું,
ચીર અમારાં ખસી જશે, હું સહિયરમાં લાજું. જોવા રાસમંડળ.
એક કહે, ઊઠો અલબેલા! જમુનાને આરે,
આપણ બેઉ જણ ઝૂમીએ તેમાં કોણ જીતે ને હારે? જોવા રાસમંડળ.
એક કહે, ઊભા રહો તો કોઈ તમને વરશે,
એ સહિયરનું અંગ ભારે ત્યાં ઢીમચડાં ઢળશે. જોવા રાસમંડળ.
મન્મથમન્મથ **નટવર**જી પર ફૂલડિયાં વરખે,
નાકે મોતી **નાથ**જી તે જોઈજોઈ મન હરખે. જોવા રાસમંડળ.
ગિરિધરગોપી એકરૂપ છે હરિતાદાત્મ્ય વિચારી,
વિશુદ્ધ હરિરસ અંતર દરતાં ભાવપ્રીત બલિહારી! જોવા રાસમંડળ.
ભક્તમનોરથ પૂરણ કરવા હરિએ લીધો અવતાર,
જન્મકર્મ સૌ દિવ્યપણામાં **ગીતા**માં નિરધાર. જોવા રાસમંડળ.
ધન્ય વૃંદાવનવેલડી રે! ધન્ય યમુનાત્રટ સાર!
ધન્ય કન્યા આહીરની! ધન્ય કૃષ્ણતણો અવતાર! જોવા રાસમંડળ.
રસ પ્રગટે છે રસિક હૃદેમાં, રસિકમન આનંદ,
રસાત્મક રસરૂપ થયેથી પ્રગટે પૂરણાનંદ. જોવા રાસમંડળ.
રસનું દાન કરે છે વ્હાલો શ્રીવૃંદાવનચંદ,
એક જ બહુ રૂપો તે ધારે રસસાગર ગોવિંદ. જોવા રાસમંડળ.

વેણુગીતે ભાવ પ્રકાશ્યો, શ્રીવલ્લભની વાણી,
શ્રીગુરુમુખથી શ્રવણ કરીને અંતરમાંહે આણી. જોવા રાસમંડળ.
બહુવિધ ગોપીએ પૂરવમાં મેળવિયાં વરદાન,
તે સૌ પૂરણસિદ્ધ જ કરવા પ્રગટિયા ભગવાન. જોવા રાસમંડળ.
ગોપીગોવિંદની ગત ન્યારી, પૂર્ણ અલૌકિક રીત,
સદાનંદ રસરૂપપણાની પૂરણ ઝળકી પ્રીત. જોવા રાસમંડળ.
રાસમંડળનો ગરબો જે કો પ્રેમ ધરીને ગાશે,
સૂણશે, ભણશે, અંતર ધરશે, હરિરંગે રંગાશે. જોવા રસમંડળ.
રસિકરૂપે રસભાવ માણતાં આનંદહેલી થાશે,
દાસદયો કહે, વણશ્રમ તે જન પરમાનંદપદે જાશે. જોવા રાસમંડળ.



## ૧૨

# સામું જો !

સામું જો નંદના છોગાળા ! મારું ચિત્ત ચોરણવાળા.
નંદના છોગાળા કામણગારા! મોહ્યું તેં બાળાવૃંદ રે. વ્હાલમ ! સામું.
તારી હસણી મંદના ફંદમાં ઘેરી માર્યાં નેનતણા તેં ભાલા રે. વ્હાલમ !
દીનદયાળ પુરાણો પુકારે, પેલા પુરાણી હાલા રે. વ્હાલમ ! સામું.
મુને જખમી કરીને ઝૂલતી મેલી, ન જાણ્યું જે જીવશે કયમ રે ? વ્હાલમ !
મારી તો મુખ દેખાડતો જા, તુંને મારા ગળાના સમ રે. વ્હાલમ ! સામું.
મારો ચંદ્ર તે ચોથો જંપતો નહીં, વણજોયે મુખ ચંદ્ર રે. વ્હાલમ !
ચેન નહિ કયહું, ભાવે ના ભોજન, રેન ન નેનમાં નિંદ રે. વ્હાલમ ! સામુ.
મારા કાળજાનું દુ:ખ કોઈ ન જાણે, જાણે જેને વીતતું હોય રે. વ્હાલમ !
જણાવેથી જંજાળ વધે, પત જાય, કો પીડ ન ખોય રે. વ્હાલમ ! સામું.
મારી આંખના ભાવ્યા, મનના માન્યા, મારા કાળજડાની કોર રે ! વ્હાલમ !
હું પીડની મારી પોકારું દયાપ્રભુ, બીજું શું મારું જોર રે ? વ્હાલમ ! સામું.



૧૩

# પાઓ પ્રેમરસ

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે! દીન થઈ જાચું રે;
મુક્તિમારગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે.
રીઝે રાબડીથકી તો ગરીબ લોક રે, ભોગીને ના ભાવે રે;
અમો રાજનાં ખાસાં ખવાસ રે, મુક્તિ મન ના'વે રે.
નિત નીરખીએ નટવરરૂપ રે, હોંસ મનમાંથી રે;
મનમાન્યું મળે સૌ સુખ રે, એકતામાં ક્યાંથી રે?
દુષ્ટ જીવને તો કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે;
છતે સ્વામીએ સૌભાગ્યનું સુખ રે સ્વપ્ને ન દેખે રે.
દિવ્યરૂપ છો સદા સાકાર રે આનંદના રાશિ રે!
બોલે અનુચિત માયિક મુગ્ધ રે તે નરકનિવાસી રે.
આપ સ્વામી, સદા હું દાસ રે, નાતો એ નિભાવો રે;
રુચે આપને કરાવો તેવી કૃતિ રે, અન્ય રખે લાવો રે.
વિના લાલચનું લાલ! મુને વ્હાલ રે અચલિત આપો રે;
વિષયવાસના પ્રપંચની પ્રીત રે શ્રીકૃષ્ણ! મારી કાપો રે.
અનન્ય સેવા, અખંડ સત્સંગ રે મનોહર! માગું રે;
દયાપ્રીતમજી! આપો મુને એહ રે, પાયે લળી લાગું રે.



૧૪

# મહીઆરીઓ

મહીઆરી મળી ચાલી મહી વેચવા, મધ્ય શ્રીરાધા રૂપતણો ભંડાર જો;
ગોપીજન કોણકોણ સંગે હતાં? તેનાં કંઈએક નામ કરું ઉચ્ચાર જો.
મહીઆરી.
લલિતાજી, ચંદ્રભાગા, ચંદ્રાવળી, ચંપકલતા, વિશાખા, વિરજા, વૃંદા જો;
રત્નપ્રભા, વિમળા ને વ્રજમંગળા, નૃત્યકળા, રત્ના, નાગરી ને નંદા જો.
મહીઆરી.

રૂતિકળા, રસિકા, રસલીના, રમા, ભદ્રા, શ્યામા, કાવેરી ને હીરા જો.
છબીધામા, કલહંસા, મધુમાધવી, માલતી, મોહની, કેતકી ને રતિધીરા જો.
મહીઆરી.

સુચરિતા, કૃષ્ણા, કમળા, સૌરભા, ચિંતામણિ, કુંડલા, સુંદરી, રંગા જો:
કુમુદિની, હંસા, લીલા, મનોરમા, મધુરેક્ષણા, પ્રવીણા, પ્રેમદા, ગંગા જો.
મહીઆરી.

—એ આદિ સખી ચાલી સૌ સમઝણી, મનમાં મોહન મળવાતણો વિચાર જો;
હો સજની! કયમ કરવું? કયહાં ચાલવું? કહો, આજ કયાં મળશે નંદકુમાર જો?
મહીઆરી.

કોઈ કહે, દાણઘાટીમાં દેખશું, કોઈ કહે, કદમખડીમાં ભેળાં થઈશું જો;
કોઈ કહે, શ્યામઘાટ હશે શામળો, કોઈ કહે બંસીબટમાં જઈશું જો.
મહીઆરી.

એવામાં શ્રીગોવરધનની તળેટીમાં અંતરજામીએ કીધો મોરલીનાદ જો;
ગાયમિશે ગિરિ ચડી ગોપાળજી સમઝણ પડવા લાંબો કીધો સાદ જો.
મહીઆરી.

દૂરથકી સૂણી વ્હાલમની વાંસળી લાગી તાલાવેલી, ટળ્યું સૌ ભાન જો;
સર્વ સખી નમી રે ગોવર્ધન ભણી, મનમાં આતુરતા ને પ્રગટયું ગુમાન જો.
મહીઆરી.

આવી ત્યાં જ્યાં અલખેલોજી હતા, સામાસામી મળ્યાં નેહનાં નેણ જો;
મંદ હસે, મન મોહ્યું બંનેતણું, રસ વધવાને બોલ્યાં વાંકાં વેણ જો.
મહીઆરી.

પ્રભુ બોલ્યા: સાંભળજો સૌ ગોપિકા! સાંભળ શ્રીવૃખભાનસુતા! અલબેલી જો;
રહો ઊભી, દાણ લાગે અહીં દધીતણું, જાઓ ધસી શું જોબનમદે છકેલી જો?
મહીઆરી.

એમ સૂણીને લલના બોલી લાલશું, ગુમાને ગળ્યા છેક છકયા શું ચાલો જો?
વાત કરો આઘા રહી અલબેલડા! પાસે આવી પાલવડો મા ઝાલો જો.
મહીઆરી.

કહાન કહે, તું સાહા મારો છેડલો, હું મૂકું તો યે તું ના મૂકેશ જો;
હું અડકયો સાટે અડ તું મુજને, હું હાર્યો રાધા! તું જીતી ઠરેશ જો.
મહીઆરી.

મર્મતણી વાણી સૂણી કહે સ્વામિની, ભલી બતાવી હારજીતની ચાલ જો;
બહુ ભોળા ! કહીને નેન નચાવિયાં, અધર ડસીને ચોંટી દીધી ગાલ જો.
મહીઆરી.

હરિ હસીને કર સાહ્યો શ્યામાતણો, આપ દાણ, મહી વેચે તો લે મૂલ્ય જો;
ગોપ લહી પાય મફત જો માનુની ! તો આ વ્રજમાં નહીં કોઈ તુજ તુલ્ય જો.
મહીઆરી.

કહે રાધા : કર મૂકો કહું કયારની, વનમાં સ્ત્રી રોકો એ ખોટું કાજ જો !
થાઓ ડાહ્યા, લાલ ! હવે મોટા થયા, નથી લહેતા તમો કપરું કંસનું રાજ જો.
મહીઆરી.

કૃષ્ણ કહે : કંસનું અહાં શું ઊપજે ? વૃંદાવનમાં રાજા મદનનરેશ જો;
રહો ઊભાં, આણ તમોને તેતણી, રીઝવશો મુજને તો જાવા દેશ જો.
મહીઆરી.

એમ કરી છડી આડી ધરી છેલડે, રસ્તો રોકી ઊભા નટવરનાગર જો;
રાધાજી હાવાં તો ઉત્તર આપશે, સૂણશે પ્રીતમ દયારામ સુખસાગર જો.
મહીઆરી.



## ૧૫

## કહાનગોપી

**ગોપી:—** "મારગડો મૂકો રે મોહનલાલજી !
આઘા રહો, અલબેલા ! ન કરો આળ જો,
વારું છું હું સખણા રહેજો શામળા !
નહિતર મારા મુખની ખાશો ગાળ જો." મારગડો.

**કહાન:—** હરિ બોલ્યા : "અબળા ! થા મા આકળી,
ચાખંતામાં ચમકી શું થાય લાલ જો ?
બોલ ખરું તું, ગોરસનું શું થાય છે ?
મૂલ આપીને લેઈશું તારો માલ જો." હરિ બોલ્યા.

**ગોપી:—** "છાના રહોને શાણપણું સમઝું સૌ,
કાળજડામાં કપટવચન તો ઠીક જો.

કહોને, શાને મુખ લોહ્યું મુજ છેડલે ?
જુઓ, લાગી રંગ તંબોળની પીક જો."  મારગડો.

**કહાન :—** "સૂણ **શ્યામા** ! સે'જે રંગ લાગ્યો હશે,
કપટ અમારું એમાં શું દેખાય જો ?
આ લે તું ખા બીડી પ્યારી ! પાનની,
સાટે મારે મુખડે રંગ લગાડ જો." હરિ બોલ્યા.

**ગોપી :—** એમ સૂણીને રાધા બોલ્યાં રીસમાં,
ભ્રૂકુટીમાં રુચિ હાસ્ય મધુરું ભાસે જો.
" આઘા રહો, અડશો મા મુજ ઉરમાળને,
મૂકો મટુકી મહી મારું ઢોળાશે જો."  મારગડો.

**કહાન :—** કહાન કહે છે : " દધી મોંઘું તે કેટલું ?
મુખડે માગીશ એટલું આપું ધન જો.
કે મુજને લે બાધો મહીમૂલમાં,
પણ ગોરસ પર લલચાયું મુજ મન જો." હરિ બોલ્યા.

**ગોપી :—** એમ સૂણીને લટકે બોલ્યાં લાડણી,
" વ્હાલાજી ! વેચાતું છે નહીં સહેલ જો.
મહી પીતામાં મોહન ! થાશો માહરા,
કરીશ ગમે તેમ રાખીશ મારે મહેલ જો.  મારગડો.

સમ સાચા ખાતાં સાક્ષી કોણ હશે ?
ગોરસ માટે ગિરધારી થયા મારા જો."

**કહાન :—** હરિ બોલ્યા : " સાખી વ્રજમંડળ સૌ,
ગોધણના સમ હું તારો સૂણ દારા ! જો." હરિ બોલ્યા.

—સૂણી એવી વાણી રીઝયાં રાધિકા,
મનગમતું ગોરસ ગોવિંદને પાયું જો.
બલિહારી દયા ! એ જુગલસ્વરૂપની;
પરમ પવિત્ર ચરિત્ર મેં પ્રિયનું ગાયું જો.  મારગડો.

★

## ૧૬

# પ્રેમની પીડા

પ્રેમની પીડા તે કોને કહિયે રે? હો મધુકર! પ્રેમની પીડા.
થાતાં ન જાણી પ્રીત, જાતાં પ્રાણ જાયે;
હાથનાં કર્યાં તે વાગ્યાં હૈયે રે. હો મધુકર!
જેને કહિયે તે તો સર્વે કહે મૂરખ;
પસ્તાવો પામીને સહી રહિયે રે. હો મધુકર!
ધીફીએ ઢાંકયાં રાતદિવસ અંતરમાં;
ભૂખ નિદ્રામાં નવ લહિયે રે. હો મધુકર!
હું અહીં દુઃખી ને વ્હાલો સુખમાંહે મહાલે;
પણ સમોવડે કાંઈ ટાઢાં થઈએ રે. હો મધુકર!
દાઝયા ઉપર લૂણ દીધું એ દામોદરે;
પેલી શોકલડી સૂણીને કાળજ દહિયે રે. હો મધુકર!
અબળાનો અવતાર તે પરાધીન;
રંક કલ્પીએ પણ કયાં જઈએ રે? હો મધુકર!
સ્નેહનો દઝાડ ઘણો મરણથકી માઠો;
શું કરિયે? વાઢ્યાં તેને વહિયે રે. હો મધુકર!
દયાપ્રભુ આવે તો તો સદ્ય સુખ થાયે;
મુને દુઃખ દીધું એ નંદજીને છૈયે રે. હો મધુકર!



## ૧૭

# પ્રીતડીની રીત

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી! છે પ્રીતડીની રીત અતિ અટપટી.
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહીં, વજ્રરહેણે જડી તે જડી.
ઓધવજી!
પ્રીત ના કહેવાય તે તો સ્વારથ સમઝવો, ચાર દિવસ પ્રગટીને મટી.
ઓધવજી!

પીડાની ભરેલી પ્રીત તો યે કરે પંડિત, દુઃખ પામે તો ય સ્હાય ના ઘટી.
**ઓધવજી!**
શત્રુથી સંતાપ ઘણો સ્નેહથી મળે પણ તે જ માંહીં સૌ મરે મટી.
**ઓધવજી!**
કથ્યાસમઝ્યામાં ન આવે એ વસ્તુ, જાણે જેને હોય વીતતી વટી.
**ઓધવજી!**
દયાના **પ્રી**તમ વિના પ્રીત તે જ પીડા, ધર્મલાજ ખોઈને મરે ખટી.
**ઓધવજી!**

★

## ૧૮

## શ્યામ રંગ

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજથકી શ્યામ રંગ—
જેમાં કાળાશ તે તો સૌ એકસરખું, સર્વમાં કપટ હશે આવું. મારે.
કસ્તુરીકેરી બિંદી તો કરું નહીં, કાજળ ના આંખમાં અંજાવું. મારે.
કોકિલાનો શબ્દ હું સૂણું નહીં કાને, કાગવાણી શકુનમાં ન લાવું. મારે.
નીલાંબર કાળી કંચુકી ન પહેરું, જમનાનાં નીરમાં ન ન્હાવું. મારે.
મરકતમણિ ને મેઘ દષ્ટે ના જોવા, જાંબુવંત્યાક ના ખાવું. મારે.
દયાના **પ્રી**તમ સાથે મુખે નીમ લીધો, મન કહે જે 'પલક ના નિભાવું!' મારે.

★

## ૧૯

## મોહનમાં મોહિની

કિયે ઠામે મોહની ન જાણી રે **મોહનજીમાં** કિયે ઠામે મોહની ન જાણી?
ભ્રૂકુટીની મટકમાં કે ભાળવાની લટકમાં કે શું મોહનીભરેલી વાણી રે?
**મોહનજીમાં.**
ખીટળિયાળા કેશમાં કે **મદનમો**હન વેશમાં કે મોરલી **મોહન**ની પીછાણી રે?
**મોહનજીમાં.**
શું મુખારવિંદમાં કે મંદહાસ્યફંદમાં કે કટાક્ષે મોહની વખાણી રે?
**મોહનજીમાં.**

કે શું અંગેઅંગમાં કે લલિત ત્રિભંગમાં કે શું અંગઘેલી કરે શાણી રે ?
મોહનજીમાં.
ચપળરસિક નેનમાં કે છાનીછાની સેનમાં કે જોબનનું રૂપ કરે પાણી રે ?
મોહનજીમાં.
દયાના **પ્રીતમ** પોતે **મોહનીસ્વરૂપ** છે, તનમનધને હું લૂંટાણી રે !
મોહનજીમાં.

★

૨૦

## શ્યામની શોભા

શોભા સલૂણા **શ્યામ**ની તું જોને સખી ! શોભા સલૂણા **શ્યામ**ની.
કોટિ કંદર્પને લજાવે એનું મુખડું, ફીકી પડે છે કળા કામની. તું જોને.
સદ્‌ગુણસાગર નટવરનાગર ! બલિહારી હું એના નામની ! તું જોને.
કોટિ આભૂષણનું એ રે ભૂષણ, સીમા તું છે એ અભિરામની. તું જોને.
જે ઓળખે તેને તો છે સાર સર્વનો, બીજી વસ્તુ નથી કામની. તું જોને.
અનુપમ એ અલબેલો રસિયો જીવનમૂળી દયારામની. તું જોને.

★

૨૧

## મારામાં શું દીઠું ?

હું શું જાણું જે **વ્હાલે** મુજમાં શું દીઠું ?
વારેવારે સામું ભાળે, મુખ લાગે મીઠું ! હું શું જાણું જે.
હું જાઉં જળ ભરવા ત્યાં પૂંઠેપૂંઠે આવે;
વગર બોલાવ્યો **વ્હાલો** બેડલું ચડાવે. હું શું જાણું જે.
વઢું ને તરછોડું તો યે રીસ ન લાવે;
કાંઈકાંઈ મિશે મારે ઘેર આવી બોલાવે. હું શું જાણું જે.
દૂરથી દેખીને મને દોડયો આવે દોટે;
પોતાની માળા કાઢી પહેરાવે મારી કોટે. હું શું જાણું જે.
એકલડી દેખે ત્યાં મુને પાવલે રે લાગે;
રંક થઈને કાંઈકાંઈ મારી પાસે માગે. હું શું જાણું જે.

જ્યાંજ્યાં જાતી જાણે ત્યાંત્યાં એ આડો આવી ઢૂંકે;
બહેની! દયાનો પ્રીતમ મારી કેડ નવ મૂકે. હું શું જાણું જે.

★

૨૨

## સાસુજીની શીખ

શીખ સાસુજી દે છે રે, "વહૂજી! રહો ઢંગે;
આવડો શો આસંગો રે શ્યામળિયાની સંગે?
વાટે ને ઘાટે રે વળગો છો વાતે;
કહ્યું કોઈનું ન માન્યું રે, દીઠું મારી જાતે.
વહૂઆરુંમાણસ રે! ડાહ્યાં બહુ થાશો મા;
જળ ભરવા એકલડાં રે આજ પછી જાશો મા.
અલબેલો આ શેરીએ રે આવે વહૂ! તમ માટે;
તમો તેને કાજે રે જાઓ જમનાઘાટે.
ચતુરાઈઓ તમારી રે સર્વે હું જાણું છું;
કો દહાડો નથી કહેતી રે આજ મુખે આણું છું.
સાસરિયામાં રહેવું રે ત્યારે એમ નવ કરીએ;
તમો તો થયાં નિર્લજ્જ રે, અમો લાજી મરિયે.
હું તો મુખ પર કહું છું રે, લોકો પૂંઠળ કહે છે;
આડોસી ને પાડોસી રે મસે મેણાં દે છે.
વિવેકવાત કરતાં રે વહૂજી! દુઃખ નવ ધરશો;
દયાના પ્રભુકેરી રે સંગત હાવાં નવ કરશો."

★

૨૩

## વહૂજીનો જવાબ

—એવાં વચન સૂણીને રે વદ્યાં વળતાં વહૂજી:
"ગંગાજળસરખાં રે સાંભળો સાસુજી!
જેના મનમાં જેવું રે તેવું તે સૌ દેખે;
સારાંનરતાં સૌને રે પોતાસરખાં પેખે.

કહો છો તેવાં હોશો રે ત્યારે એમ સૂઝે છે;
દોષ પ્રભુનો શો દીઠો રે જેને જગ પૂજે છે?
હાવાં વાંક નહિ મારો રે, કહું છું કહ્યા પૂંઠી;
એમાં કાંઈ નથી સાચું રે, એ જુગતી સરવે જૂઠી.
જેમ ખૂદ્યાં ખમું છું રે, નચાવી નાચું છું;
તો યે પૂંઠ ના મેલી રે ત્યારે જાઓ, સાચું છે.
હાવાં તો નિત્ય જઈશું રે શ્યામળિયાની સંગે;
વૃંદાવનઘાટે રે સદા રમીશું રંગે.
મન ભાવે તે બોલજો રે, સહેવાયે તો સહેજો;
ચાલે તે કરજો રે, ગમે તેવું કહેજો.
તમારા કહ્યા ઉપર રે હાવાં મારે એ કરવું;
દયાનો પ્રભુ ભજવો રે, કોઈથી નવ ડરવું."



૨૪

## નંદનો નંદન

નંદનો નંદન છબીલો છોગાળો રે!
સખી રે! એની અણિયાળી આંખ કાળજકોર રે! નંદનો.
મારું મન મોહ્યું છે એ અલબેલે રે,
હું બલિહારી ખંમા જી, ખંમા જી, ખંમા!
વારી તુંને ખંમા જી, ખંમા જી, ખંમા!
ચિત્ત મારું ચોર્યું છે એ પાતળીએ રે, એ શ્યામળીએ રે નંદનો.
નટવરનાગર સલૂણો શ્યામળિયો રે;
સખી! એનું હસવું છે મંદ જુલમી જોર રે. નંદનો.
અંગોઅંગ માધુરી મનોહર મોહનમાં રે;
કહેની, કેમ વીસરે એ નંદનો કિશોર રે? નંદનો.
વ્રજપતિ વ્હાલો નથી એ જે જનને રે;
સખી! તેનું વજ્રથકી કાળજું કઠોર રે. નંદનો.
સખી! મુને વિકળ કરી છે એની વાંસળીએ રે;
ખૂબી એની ખસતી નથી નિશભોર રે. નંદનો.

આવડો રૂપાળો સખી ! એને કોણે કીધો હશે રે !
નેણાં મારાં એના મુખચંદ્રનાં ચકોર રે. **નં**દનો.
નેહનો નિભાવણ એ **પ્રી**તમ પાતળીઓ રે;
હું તો એને જાણું છું જીવનની દોર રે. **નં**દનો.
દયાનો **પ્રી**તમ હવે અખંડ મારે કાળજે ચડયો રે;
સખી ! એ તો ચતુરાના ચિત્તડાનો ચોર રે ! **નં**દનો.



૨૫

## ગરબે રમવાને

ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ !
રાધિકા રંગીલી જેનું નામ અભિરામ, વ્રજવાસણી ! રે લોલ !
તાળી દેતાં વાગે ઝાંઝરઝૂમખાં રે લોલ !
સંગે સાહેલી બીજી છે ઘણી રે લોલ !
કાંઈએક હું કહું તેનાં નામ, વ્રજવાસણી ! રે લોલ !
તાળી દેતાં વાગે ઝાંઝરઝૂમખાં રે લોલ !
ગિડ ગિડ તોમ છુમ છુમ છુમ વાજે ઘૂઘરા રે લોલ. તાળી.
ચંદ્રભાગા ને ચંદ્રાવળી રે લોલ,
ચંપકલતા છે ચારુરૂપ. વ્રજ. તાળી.
લલિતા, વિશાખા, વ્રજમંગળા રે લોલ,
માધવી ને માલતી અનુપ. વ્રજ. તાળી.
મન્મથમોદા ને મનઆતુરી રે લોલ,
હંસા, હર્ષા ને હીરા નામ. વ્રજ. તાળી.
કેતકી, પ્રગલ્ભા, પ્રેમમંજરી રે લોલ,
—એ આદે સખી સૌ સુખધામ. વ્રજ. તાળી.
વિવિધનાં વાજિત્ર વાજે છંદમાં રે લોલ,
તાલસ્વરે મળી કરે ગાન. વ્રજ. તાળી.
'લોલ' કહેતાં અરુણ અધર ઓપતા રે લોલ,
લટકે નમી મેળવે સહુ તાન. વ્રજ. તાળી.

ખેલ મચ્યો તે વૃંદાવનમાં રે લોલ,
**અંસીબટચોક** રસરૂપ. વ્રજ. તાળી.
ગરબો જોવાને **ગિરધર** આવિયા રે લોલ,
મોહ્યા જોઈ **શ્યામા**નું સ્વરૂપ. વ્રજ. તાળી.
તે પ્રમાણે મોહ્યાં **શ્યામા શ્યામ**ને રે લોલ,
વ્યાપ્યો બેઉ અંગમાં અનંગ. વ્રજ. તાળી.
**લલિતા**એ લઈ મેળવ્યાં નિકુંજમાં રે લોલ,
રસભર્યાં રમાડ્યાં રતિરંગ. વ્રજ. તાળી.
આનંદસાગર ત્યહાં ઊછળ્યો રે લોલ,
મગન થયાં **લાડલી** ને **લાલ**. વ્રજ. તાળી.
પરમપવિત્ર એ ચરિત્રને રે લોલ
**દાસ**દયો ગાઈ થયો ન્યાલ! વ્રજ. તાળી.



૨૬

## માનીતી વાંસલડીને

માનીતી તું છે **મોહન**તણી હો વાંસલડી!
હો જી તુને **વ્હાલમ** કરે છે ઘણું વ્હાલ રે હો વાંસલડી!
મીઠો આવડો શો શોર? મોહ્યો **નંદ**નો કિશોર,
તારું આવડું શું જોર? ભૂંડી! કાળજું મા કોર રે હો વાંસલડી!
પીએ અધરામૃત પિયુતણું તું વાંસલડી!
અમારે શોકયસરીખું તું સાલ રે હો વાંસલડી! મીઠો.
વાજીવાજી ને વિકળ કર્યાં હો વાંસલડી!
તું તો પીડે અમારા પ્રાણ રે હો વાંસલડી!
સૂણતાં પડે છે હૃદે સોંસરાં હો વાંસલડી!
તારા ટૌકારાથી મોહબાણ રે હો વાંસલડી! મીઠો.
ઝેર ઘણું છે તારી ઝપટમાં હો વાંસલડી!
ભલાં તુંથી ભાલાતલવાર રે હો વાંસલડી!
એકીવારે જ તું હણી નાંખની, હો વાંસલડી!
ઓ ભૂંડી! થોડેથોડે મા માર રે હો વાંસલડી! મીઠો.

પતિવ્રતાનાં પણ તેં મુકાવિયાં હો વાંસલડી !
તેં તો છોડાવ્યાં સતીઓનાં સત્ય રે હો વાંસલડી !
વનવન કુંજેકુંજે ફેરવ્યાં તેં હો વાંસલડી !
તેં તો સૌની કરી છે એવી ગત્ય રે હો વાંસલડી ! મીઠો.
ગરજે ગુમાનભરી આવડી શું હો વાંસલડી ?
તું તો જોની વિચારી તારી જાત રે હો વાંસલડી !
જોતાં તું તો કાષ્ઠકેરો કરકડો હો વાંસલડી !
તુંને આજ મળી છે ઠકરાત રે હો વાંસલડી ! મીઠો.
તેં તો નાક ઘસાવ્યાં સૌ નારનાં હો વાંસલડી !
તેં તો લગાડયું **લાલશું** લગન રે હો વાંસલડી !
ચોરની સંગે શીખી તું ચોરવા હો વાંસલડી !
**વ્હાલે** માખણ ચોર્યું ને તેં તો મન રે હો વાંસલડી ! મીઠો.
માન ન રાખ્યું માનનીતણું તેં હો વાંસલડી !
તેં તો સૌને કર્યાં પાયનામ રે હો વાંસલડી !
દયાના **પ્ર**ભુની દૂતી તું ખરી હો વાંસલડી !
સૌને તેડે તું બેઠી ઠામ રે હો વાંસલડી ! મીઠો.



## ૨૭

## વાંસલડીના વાંક

ઓ વાંસલડી ! વેરણ થઈ લાગી રે **વ્રજ**ની નારને;
**શું** શોર કરે ? જાતલડી તારી તું મન વિચારને.
તું જંગલકાષ્ઠતણો કટકો, રંગરસિયે કીધો રંગચટકો,
અલી ! તે પર આવડો શો લટકો ? ઓ વાંસલડી !
તને કહાનવર તો કરમાં રાખે, તું અધરતણો રસ નિત્ય ચાખે,
તું તો અમને દુઃખડાં બહુ દાખે. ઓ વાંસલડી !
તું **મોહન**ના મુખ પર મ્હાલે, તુજ વિના **નાથ**ને નવ ચાલે,
તું તો શોકય થઈ અમને સાલે. ઓ વાંસલડી !
તુંને **હરિ**એ હાથ ગ્રહી લીધી, તુંને સૌમાં શિરોમણિ કીધી,
ક્ષણું મુખથી નવ મૂકી વ્હીલી. ઓ વાંસલડી !

હું તુજને આવી નવ જાણુતી, નહિ તો તુજ પર મ્હેર ન આણુતી,
તારાં ડાળ સાહીને મૂળ તાણુતી. એ વાંસલડી!
દયાપ્રીતમને પૂરણુ પ્યારી, તુંને અળગી ન મૂકે મૂરારિ,
તારા ભેદગુણુ દીસે ભારી! એ વાંસલડી!



૨૮

## વાંસલડીનો ઉત્તર

એ વ્રજનારી! શા માટે તું અમને આળ ચડાવે?
પુણ્ય પૂરવતણાં, તેથી પાતળિયો અમને લાડ લડાવે.
મેં પૂરણુ તપ સાધ્યાં વનમાં, મેં ટાઢતડકા વેઠયાં તનમાં,
ત્યારે મોહને મ્હેર આણી મનમાં. એ વ્રજનારી!
હું ચોમાસે ચાચર રહેતી, ઘણી મેઘઝડી શરીરે સહેતી,
સુખદુઃખ કાંઈ દિલમાં નવ લ્હેતી. એ વ્રજનારી!
મારે અંગે વાઢ વઢાવિયા, વળી તે સંઘાડે ચડાવિયા,
તે ઉપર છેદ પડાવિયા. એ વ્રજનારી!
ત્યારે હરિએ હાથ કરી લીધી, સૌકોમાં શિરોમણિ કીધી,
દેહ અર્પી અર્ધ અંગે દીધી. એ વ્રજનારી!
માટે દયાપ્રિતમને છું પ્યારી, નિત્ય મુખથી વગાડે મૂરારિ,
મારા ભેદગુણુ દીસે ભારી! એ વ્રજનારી!



૨૯

## વેણુ મા વાશો મારે આંગણે!

વેણુ મા વાશો મારે આંગણે, વારું છું વ્હાલમ! વળીવળી હો જી રે!
વેણુ મા વાશો મારે આંગણે.
મારી સાસુ કહે છે, "જાઓ વહૂ! વેણુ વાગી,"
અને દેરાણીજેઠાણી વાંકું ભણે. હો જી રે! વેણુ.
નિર્લજ્જ હોય તેને લાજ નવ લાગે,
પણુ મુજને તો લોક ઘેલામાં ગણે. હો જી રે! વેણુ.

ખીજવે છે સર્વ મુને 'કા'ન આવ્યો' કહી,
મારો ભાર ગયો સંગ તમતણે. હો જી રે! વેણ.
દાસદયાના પ્રીતમ! પ્રીત છે તમારે મારે,
એમ કરો ત્યારે તો તે કેમ બણે? હો જી રે! વેણ.



૩૦

## સાને સમઝાવ્યા

વળતાં વ્હાલમાં રે નચાવ્યાં લલચાવ્યાં લોચન!
પરખી આંખડી રે હજુ હરિ મળવાનું છે મન.
નયણે નોતર્યા રે સાને સમઝાવ્યા સૌ પેર;
રમીશું રાતડી રે, આવજો, આવજો, અલબેલાજી! ઘેર.
કહેજો માતને રે, 'ગાય એક ખોવાણી છે આજ;
જાઉં છું શોધવા રે,' બાંધજો પાણી પહેલાં પાજ.
સાસરિયાથકી રે મારો અવાસ છે એકાંત;
સંચરજો સુખે રે, રખે કંઈ ભય ધરતા ભગવંત!
વહેલા પધારજો રે, એહી જોઈશ તમારો પંથ;
રખે કંઈ અટકતા રે મારા કામણગારા કંથ!
રાખીશ દીવડો રે, માણીશું મનમાની મોજ;
જાશે જીવડો રે જીવણ! જૂઠા પડશો તો જ.
સુખ ત્યારે થશે રે જ્યારે ઉર લપટાવી લપટાઈશ;
જીવ્યું સફળ થશે રે જ્યારે હું અધરામૃત પી પાઈશ,
—એમ કહી કામની રે હરખી આવી પોતાને ધામ;
પ્રીતમ દયાતણા રે આજ મને મળિયા પૂરણકામ!



૩૧

## સંદેશો

ઉદ્ધવ! નંદનો છોરો તે નમેરો થયો જો;
મુને એકલી મૂકીને મથુરા ગયો જો. ઉદ્ધવ!

એને મૂકી જાતાં દયા નવ ઊપની જો;
મુને ભ્રાંતિ પડી છે એના રૂપની જો. ઉદ્ધવ!
કોઈએ કામણ કર્યું કે ફટકાર્યો ફરે જો;
કેમ દિલ એનું મુજ ઉપર ના ઠરે જો? ઉદ્ધવ!
ઉદ્ધવ! સંદેશો કહીને વહેલા આવજો જો;
સાથે દયાના પ્રીતમને તેડી લાવજો જો. ઉદ્ધવ!



## ૩૨
## એટલું કહેજો

ઉદ્ધવજી! **માધવને** કહેજો એટલું;
શા માટે તમો પાડો છો વિજોગ જી?
નિદ્રા રે દિવસ એકે નથી આવતી,
ગોપીજનને પ્રગટયો છે કાંઈ રોગ જો. ઉદ્ધવજી!
જમુનાની તીરે રે ન્હાવા અમે ગયાં,
ઓચિંતા ત્યાં આવ્યા **શ્યામ**શરીર જો,
વસ્ત્ર વેગળાં મૂકી અમો ન્હાતાં હુતાં,
છાનાંમાનાં ચોરી લીધાં ચીર જો. ઉદ્ધવજી!
વલવલવા લાગી રે સૌ ગોપાંગના,
કદમખંડીમાં સંતાયા **શ્રી**નાથ જો.
**શા**મળિયો શોધ્યો રે અમને જડયો નહીં,
રુદન કરી જોડાવ્યા એણે હાથ જો. ઉદ્ધવજી!
કહીએ, નાનપણાના દિવસ ભૂલી ગયા,
તરછોડો છો શાને **શ્રી**જદુરાય! જો?
અમો અબળા આશાએ વળગી રહ્યાં,
જોર અમારું જોબનિયાનું જાય જો. ઉદ્ધવજી!
મારા સમ **મો**હનને તમો જઈને કહો,
એક વાર તો આવો **ગો**કુળગામ જો.
**કા**માગ્નિ લાગ્યો આવીને હોલવો
વહેલા વળજો દયાપ્રિતમના **શ્યામ** જો. ઉદ્ધવજી!



## ૩૩
## ચાંદલિયાને

**ચાંદલિયા** રે ! ચાલીશ મા અતિ ઉતાવળો,
વ્હાણું વાયાની કરજે ઘડી બેચાર જો,
ઘણે રે દહાડે ગિરધારી ઘેર આવિયા,
રથ ચલાવતાં કરજે ઝાઝી વાર જો. **ચાંદલિયા** રે !
ઝાઝા રે દિવસની દાઝો ભાગશે,
ઘણે દિવસે મને મળિયા જસોદાના કહાન જો.
આજે રે આનંદ મારે અતિ ઘણો,
ઘણું કહી મેં રાખ્યા દેઈને માન જો. **ચાંદલિયા** રે !
બ્રહ્માદિકને સાધ્યા એ તો નવ મળે
તે પ્રભુ મારે મંદિર, લીલાલહેર જો !
ઓચિંતા ક્યાંથી રે આજે આવિયા ?
પધાર્યા છે પ્રભુજી મારે ઘેર જો. **ચાંદલિયા** રે !
ઘણા રે દિવસથી વાયદા વ્હાય છે,
ઘરમાં મારે સાસુડીનું સાલ જો,
દિયરજેઠકેરી રે લજ્જા આણતી,
પરણ્યો મારો વીખડાકેરું ઝાડ જો. **ચાંદલિયા** રે !
નાની રે નણદી રે મેણાં મારતી,
જેઠાણી પણ જૂઠાં ચડાવે આળ જો.
સાસુડી પણ નિત્યે મુજને શારતી.
પરણ્યો આવે ઘરમાં દેતો ગાળ જો. **ચાંદલિયા** રે !
એવાં રે દુઃખડાં રે મારે અતિ ઘણાં,
પણ માન્યું મારે મોહન સાથે મન જો.
આજે રે એકાંતે મુજને પ્રભુ મળ્યા,
હરિને જોઇને શીતળ થયું મારું તન જો. **ચાંદલિયા** રે !
આજની રજની રે મારે આંગણે
પહોંચાડી મારા મનડાકેરી હામ જો.
માટે **ચાંદલિયા** ! રખે તું ચૂકતો,
હેત કરીને ગાયે દયારામ જો. **ચાંદલિયા** રે !



## ૩૪
## જોઇને ચાલો

"વાંકા રે વાંકા શું રે હીંડો છો? આવડું શું રે ગુમાન જી?
પરનારીની સંગે રમતાં નથી વળી કાંઈ સાન, જોઇને ચાલો જી."
"તું તારા મનમાં વિમળ છે, હું છું નાનું બાળ જો;
કેમ કરી મુને મોટો જાણે? જૂઠાં શીદ ચડાવે આળ?" જોઇને.
"નાના છો પણ ગુણ મોટાના, નારી વિના કોણ જાણે જી?
અંગોઅંગથી વિહ્વળ કીધાં, માર્યાં લોચનનાં બાણ." જોઇને.
"નારી તો પુરુષથી અળગી, અળગી વળગી ચાલે જી;
દયારામના **પ્રી**તમ હસીને બોલ્યા: "હવે મળીશું કાલે." જોઇને.

*

## ૩૫
## રાધાવશ પ્રભુ

રાધે! તું પ્યારી જ, બીજું અવર ન કોઈ,
જેને જગત મોહ્યું તે તો તુંને રહ્યો મોહી. **રાધે!**
ગોકુલની ગોરી સૌ એની પૂંઠે ભમે છે,
તે રે **વ્હાલા**ને તારી ગાળો ગમે છે. **રાધે!**
વ્રજવાસી સૌને એ નાક ઘસાવે,
તે રે **વ્હાલો** તારે ઘેર વણતેડયો આવે. **રાધે!**
હું પણ જાણું એનું મળવું કયાંથી?
ક્ષણું એક અળગો ન થાય તારે ત્યાંથી. **રાધે!**
તેં વશ કીધો **રાધે!** દયાનો **પ્ર**ભુજી,
હું નવ જાણું તેં તે કેઈ ગોર પૂજી? **રાધે!**

★

## ૩૬
## સાંઝે વાંસલડી વગાડજો!

વાંસલડી વાજો, સાંઝે આજ વાંસલડી વાજો.
વાત મારી ભૂલી મા જાજો, સાંઝે આજ વાંસલડી વાજો.

જે જયમ કરવું હોય જે રીતે તે તો ગીત વિષે ગાજો. સાંઝે.
કોઈને ના કહેશો, કદી કોઈ પૂછે તો સમ જુગતે ખાજો. સાંઝે.
નંદજસોદાજી તો છે ભોળાં, તેમને વિવેકે વ્હાજો. સાંઝે.
આપ તો સદા સુખી છો પણ આજ સુખ મારું ન્હાજો. સાંઝે.
મારા દોષ ન વિચારશો વ્હાલમ! દીનબંધુ થાજો સાંઝે.
દયાના પ્રીતમ! જાણી દાસી પોતાની પ્રેમ પૂરણ પાજો. સાંઝે.



૩૭

## ફૂલી અલબેલી!

ફૂલી અલબેલી, આવ્યા વ્હાલો ફૂલી અલબેલી!
વ્રેહે દુ:ખ નાંખ્યું છે રેલી, આવ્યા વ્હાલો ફૂલી અલબેલી!
શ્યામસુંદર વરનું મુખ નીરખી ગોપિકા થઈ ઘેલી. આવ્યા.
વિરહઅગ્નિ હોલાયો અંતરનો થઈ આનંદહેલી. આવ્યા.
તેમ ફૂલી જેમ પામે રંક મહારત્નમણિ થેલી. આવ્યા.
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ તે પ્રેમે થઈ સહેલી. આવ્યા.
દયાના પ્રીતમજીની સંગે રમતાં વાધી વ્હાલતણી વેલી. આવ્યા.



૩૮

## માણીગર! મારે મ્હોલે આવો

માણીગર! આવો, મારે મ્હોલે, માણીગર! આવો—
વ્હાલા! શાને લોચન લલચાવો? મારે મ્હોલે માણીગર! આવો.
ઘણા દિવસની ગવાઉં છું જૂઠી તે આજ લઇએ લ્હાવો. મારે.
ના નવ કહેશો, કયાં કહો મળશે ફરી અવસર આવો? મારે.
મનમાની મોજે માણીશું, ફરી તો નહીં ફાવો. મારે.
જ્યારેત્યારે પણ હું છું તમારી, શીદને તરસાવો? મારે.
અધરસુધારસ સુખનો સાગર આજ પીઓ ને પાઓ. મારે.
રસિકરાય છો દયાના પ્રીતમ! માટે મારો દાવો. મારે.



૩૯

## સમો સમઝો

મો સમો તમો સમઝો નહીં ને કરતા હીંડો આળ જી;
ાક શું જાણે જે ટેવ પડી છે? મૂકે માથે ગાળ. પેર ન જાણો જી.
ાસુ અમારી સાંભળતાં મુને શીદ કરો છો સાદ જી?
ાપણુ એને બોલતાં દેખી મારો પરણ્યો કરે છે વખવાદ. પેર ન જાણો જી.
ારા આંગણુલા સામું આવીને કાલે શાને કીધી સાન જી?
ારી નણદી મર્મનાં વચન બોલી, "ભાભી! જાઓ તેડે છે કહાન!" પેર ન જા૦
ાતુર જન તો દીઠા અતિ પણ તમથી આડો આંક જી;
ઃવા સરખું આપણ કરિયે ત્યારે દુરિજનનો શો વાંક? પેર ન જાણો જી.
ળ પોતાને ખૂણે ખાઇએ, કરીએ દીઠો અદીઠો જી;
ાટ કરી બજારે બેઠાં શું લાગે છે અતિ મીઠો? પેર ન જાણો જી.
દહાડાથી પ્રીત બંધાણી તે દહાડાની ચરણે વળગી જી;
સદયાના **પ્રભુ**! મનમાં સમઝો હું નથી તમથી અળગી. પેર ન જાણો જી.

★

૪૦

## આવોની મારે ઘેર માણવા

ાવોની મારે ઘેર માણવા હો જી **રાજ**! આવો મારે ઘેર માણવા.
ારસ પ્યાલો તે પીવાને પાવા, જોબનતૂરીને પલાણવા. હો જી **રાજ**!
તી રાતે પધારજો **પ્રીતમ**! કોઈ નથી બેઠું જાણવા. હો જી **રાજ**!
રી શેરીના છે સંતસાધુ, પરની ન વાત બેસે છાણવા. હો જી **રાજ**!
ાતે જાતાં કોઈ પૂછશે તો કહીશું, તેડ્યા'તા વલોણું તાણવા. હો જી **રાજ**!
ં તજે પણ સમો સંભાળે રસિયા તે પરમાણવા. હો જી **રાજ**!
જની રૂપાળી છબે ચિત્ત મારું ચોર્યું, સમરણ નથી વખાણવા. હો જી **રાજ**!

★

૪૧

## કોની સંગે?

ાલડી કોની સંગે જાગ્યા? ઘાયલ છો જી, નેનબાણ કેઈનાં વાગ્યાં?
ાલકું તમ સામું કઇએ જોયું? મોહન છો, કેઈ મોહિનીએ મન મોહ્યું?

કેઈ પ્રાણપ્યારી કરી ચિત્ત પ્રોયું ? રાતલડી.
ભલા ભગવત ! વચનના સાચા, કહોની કાલે કેવી વદ્યા'તા વાચા ?
તુરતના તુરત દેખાયા કાચા ! રાતલડી.
જૂઠાશું તંત ન કરવો ઝાઝો, બોલ બોલી શકતા નથી કાંઈ સાજો,
જૂઠા સમ ખાતાં લગાર ન લાજો. રાતલડી.
હારનાં ચિહ્ન દે છે ઊર દેખા, અધર પર દીસે છે અંજનરેખા,
મળીમળી જાય છે નેત્રની મેખા. રાતલડી.
જેશું રમ્યા રજની લાગી તે અમોલી, ભૂલે તેનું નામ જવાય છે બોલી,
તેના સમ તમને, કહો દિલ ખોલી. રાતલડી
શ્રમિત છો આવો લગારેક પોઢો, પળોટું પાયે, મટે શ્રમ પોઢો,
આંગણુલે ઊભા આળસ શીદ મોડો ? રાતલડી.
રાખ્યું મુખ પ્રસન્ન હ્રદેમાં દાધી, જશે ખસી વસ્તુ અમૂલિક લાધી,
સમઝણી શ્યામા લીધું કામ સાધી. રાતલડી.
સામાસામી નેન નેહનાં મળિયાં, છૂટયું માન સુખસિંધુમાં મળિયાં,
દયાના પ્રીતમ બેઉ પલંગે ઢળિયાં. રાતલડી.

★

## ૪૨

## હવે હું નહીં બોલું

હાવાં હું સખી ! નહીં બોલું રે નંદકુંવરની સંગે;
મુને 'શશીવદની' કહી છે રે ત્યારની દાઝ લાગી છે અંગે. હાવાં.
ચંદ્રબિંબમાં લાંછન છે, વળી રાહુ ગળે ખટ માસે રે;
પક્ષે વધે ને પક્ષે ઘટે, કળાપૂરણ નિત્ય તે નવ પ્રકાશે. હાવાં.
તે કરતાં 'ચંદ્રવદની' કહી તો કર્યાં હું ને ચંદ્ર એક રાસે રે;
ત્યારે મુજ મુખ પાખે શું અટકયું છે ? જોશે ચંદ્ર આકાશે. હાવાં.
નહીં તો શિવને સમીપ રાખશે ને ભાલે ચંદ્ર દેખાશે રે;
પ્રસન્ન થઈ પાસે રહેશે, નહિ તો કહેવાય નહીં નિજ દાસે. હાવાં.
એવડો શ્રમ પણ શીદ કરે ? જુઓ, ચંદ્ર પોતાની પાસે રે;
વામ ચરણમાં ઈંદુ અચળ છે, શીદ રહે અન્યની આશે ? હાવાં.
દયાના પ્રીતમને કહે સખી, જુઓ શશીમુખ સરખું સુખ પાસે રે;
કોટિ પ્રકારે હું નહીં આવું એવા પુરુષની અડાસે. હાવાં.

★

## ૪૩

# બંસીબટને ચોક

વૃન્દાવનમાં રે બંસીબટને ચોક મનના માન્યા રાજ મુને મળ્યા દૂરથી દેખી રે,
બળવા લાગી શોકય. મન.

સંગ કોઈ ન હોતું રે, આસપાસ નહીં કોઈ, ભરજોબનમાં રે
જીવણે મુજને જોઈ. મન.

મુજને પૂછ્યું રે, 'એકલડી કેમ આજ?' હું નવ બોલી રે
કરી ઘુંઘટ ધરી લાજ. મન.

હઠીલે હસીને રે ઝાલ્યો મારો હાથ, 'ના, ના,' કહેતાં રે
બળીએ ભીડી બાથ. મન.

ચુંબન કરીને રે કર્યું અધરામૃતપાન, થઈ હું પરવશ રે,
ગઈ મારી સુધ ને સાન. મન.

રસિક રૂપાળા રે નટવર નંદકુમાર, મીઠું બોલી રે
ઘણો દેખાડયો પ્યાર. મન.

મંદ હસીને રે માર્યાં લોચનબાણ, તે સમાનું રે
સુખદુઃખ પ્રીછે પ્રાણ. મન.

નખશીખ વાપ્યો રે મન્મથ, કંપે કાય, મુખડે ના કહું રે
મન તો મળવા ચ્હાય. મન.

'હા, ના' કરતાં રે ભરી અલબેલે અંક, અદ્ધર ઊઠાવી રે
લાવ્યા કુંજ નિઃશંક. મન.

કુવલયદલની રે સિદ્ધ હતી પર્યંક, તે હું પામી રે
જેમ રિદ્ધિ પામે રંક. મન.

સુંદર વરની રે સંગે રમી ત્યાં રંગ, બહુ સુખ પામી રે
જિત્યો અજિત અનંગ. મન.

પ્રથમ સમાગમ રે પ્રાણજીવનની સાથ, તન ઘેર આવ્યું રે,
મન રહ્યું મોહન સાથ. મન.

તેહ દિવસથી રે કાળજ કોર્યું કહાન, દયાપ્રીતમને રે
મળવા નિશદિન ધ્યાન. મન.



## ૪૪

# રીસાયો શે રસિયો ?

સખી ! પૂછી જો, અલી ! પૂછી જો, શે રસિયો રીસાવ્યો રે ?
મનથી રીસાણો છે ? કે શોકયે સમઝાવ્યો રે ? સખી !
સાન કરી તેડયો મારી પાસે ના આવ્યો રે,
સામું યે ન જોયું, ધાઇને મેં હૃદયે લપટાવ્યો રે. સખી !
સૂણ મારી સજની ! શો વાંક હશે મારો રે ?
આટલા વનામાં કિયો ? કાઢ નિસ્તારો રે ! સખી !
વાંકલડું જોતામાં શું આંખલડીનો ખૂણો ખૂંચ્યો રે ?
અધર પીતાં શું હૃદેને શ્રમ પહોંચ્યો રે ? સખી !
ભુજ પાસે ભીતાં કંકણકણ ગડિયાં રે ?
કે શું એને કાળજડે કઠોર કુચ નડિયાં રે ? સખી !
કે શું કટિ કૃશ અંક ભરતાં ન ફાવી રે ?
કે શું મોટી મનમાની નાની નજરે હું ના આવી રે ? સખી !
કાચના ફાનસમાં દીપક જેવો ચળકે રે,
સુંદરીનાં વેણમાં તેવો રતિરસ ચળકે રે ! સખી !
સૂણી એવું આવી ભેટયા રસિકબિહારી રે,
'વચને વેચાતો તેં લીધો મુને પ્રાણપ્યારી રે !' સખી !
દયાનો પ્રીતમ પ્યારો પ્રેમરસભોગી રે,
તેને વશ કયમ કરે જ્ઞાની મુનિ જોગી રે ? સખી !



## ૪૫

# કેમ રીસાઈ ?

**શ્યામા** ! તું તો શીદ રીસાવી રે ? કાંઈ એક કારણ મુજને કહેની.
શીદ મૌન ગ્રહીને રહી છે રે ? ઉત્તરનો પ્રતિઉત્તર દેની. **શ્યામા !**
રીસે નેત્ર થયાં છે રાતાં ને અધર ડસે છે દંત રે;
ભ્રુકુટી કમાનસમાન કરી છે ક્રોધ ધરીને અનંત. **શ્યામા !**

કે કાંઈ વાંકું વેણુ કહ્યું ? કે કાંઈ કીધી સમોવડ તારી રે ?
આવડો રોષ ધરી શીદ બેઠી ? સત્ય કહેની સખી ! મારી. **શ્યામા !**
શું **વ્હાલે** તુજથી વ્હાલ ઊતાર્યું ? કે પ્રીત અવરશું કીધી રે ?
કે કાંઈ તારું વચન ઊથાપ્યું જે આવડી હઠ તેં લીધી ? **શ્યામા !**
પાણુ જોડી પરણામ કરીને કહાવ્યું છે તારે કંથે રે.
જો તમો દુઃખે અમારે દાઝો તો પગ ધરજો આ પંથે. **શ્યામા !**
નયણે નીર ભરે છે **નટવર,** મુખે જપે **રાધા**જાપ રે;
**દયા**ના **પ્રી**તમને મળની માનની ! શમશે સૌ પરિતાપ. **શ્યામા !**



૪૬

## દાણલીલા

મારગ મૂકોની કહું છું કહાના ! કયારની જો,
મને રોકી રાખી છે કોણ વારની જો ? મારગ.
મારે માથે મટૂકી મહીતણી તપે જો,
વેળા વીત્યા પછી ગોરસ મારું નહીં ખપે જો. મારગ.
મને એકલી જાણીને ઘેરી છે અહીં જો,
તારા મનતણા વિચાર હું જાણું સહી જો. મારગ.
આડું અવળું હેરો છો તે હું જાણું સહુ જો,
મેં તો તમસરીખા ઠગણા દીઠા છે ઘણું જો. મારગ.
ચાળા મનના મૂકી હુંથી રહેજો પાંસરા જો,
મારે પાલવડે ન વળગો **પ્રી**તમ ! રહો પરા જો. મારગ.
આઘા રહો, અડશો મા, ગિરધારી ! ઘેલા મા થશો જો,
જે કાંઈ ભાળો છો તે અર્થ નહીં સરે કશો જો. મારગ.
મેં તો સાંભળ્યું હતું જે ડાહ્યા છો ઘણું જો,
તેવું ડહાપણુ મેં તો દીઠું આજ તમતણું જો. મારગ.
માણુસ હોય તે તો માને જે કરીએ મને જો,
નિર્લજ્જ હોય તે તો ના કહેતાં આવે કને જો. મારગ.
નિર્લજ્જ ટેવ તે તો તમમાં દીસે **શ્યામ**ળા ! જો,
ઘણી આવડે છે અબળા ધૂત્યાની કળા જો. મારગ.

આળ પરનારીશું કરશો તે કયમ છાજશે જો ?
મારો મા કાંકરી મટૂકી મારી ભાગશે જો. મારગ.
ડરાવી ડરશે તમારી તે કો બીજી હશે જો,
ચાળા હુંથી કીધે જોવાસરીખું થશે જો. મારગ.
લાડકવાયા હશો તો તમારા નંદને જો,
અહીં કો સાંખશે નહીં તમારા ફંદને જો. મારગ.
દાણ મહીનું મહીમંડળમાં હોયે નહીં જો,
એ તો રીત અમે આજ નવાઈની લહી જો. મારગ.
પ્રીતડીની રીતે કહો તો પાઉં મહી જો,
દાણનો કરીને દોકડો આપું નહીં જો. મારગ.
હજી પ્રીતડીની રીત નથી આવડી જો,
રહો ગોવાળામાં ચારી જાણો ગાવડી જો. મારગ.
પ્રીતરીત એ તો નિગમ ચારમાં નથી જો,
વ્હાલા લાગો છો તે માટ કાંઈક કહું કથી જો. મારગ.
સ્નેહશાસ્ત્રમાં એક વ્રજની સ્ત્રી સુજાણ છે જો,
મોટા પંડિતપુરાણી તે અજાણ છે જો. મારગ.
આતુર થઈને મારી પાસે ઊભા રહો હરિ ! જો,
પોથી પ્રેમની તે પઢવી શાખવું ખરી જો. મારગ.
પ્રીત કરવી ત્યારે રીસ તો ન રાખવી જો,
વેળાએ જોઈએ તે વિધિએ વાણી ભાખવી જો. મારગ.
વદી વાણીનો નિભાવ કરી જે શકે જો,
વિકટ દુર્ઘટ પ્રેમપંથ વિષે તે ટકે જો. મારગ.
સદા સર્વદા સતેજ રહેવું શ્યામળા ! જો,
સુરતસંગ્રામ જીતવાની આરત એ કળા જો. મારગ.
પ્રગટ પ્રીતડી ન કરીએ આ સંસારમાં જો,
વાત કરવી તે તો આંખના અણસારમાં જો. મારગ.
નેહ નેણના કટાક્ષમાં જણાવીએ જો,
દુરિજન દેખતાં વ્હાલાને ન બોલાવીએ જો. મારગ.

ઓછા માણુસ સાથે સંદેશો ન કહાવીએ જો,
વાંકું બોલે તેથી વઢતાં નવ ફાવીએ જો. મારગ.
સામું જોતાં સ્નેહ પરખી લીજે નેણમાં જો,
વાત અંતરની તે સમજી લીજે વેણમાં જો. મારગ.
પ્રથમ પહેલો તો સ્વભાવ તેનો પરખીએ જો,
તે પ્રમાણે વચનરૂપી જળ વરખીએ જો. મારગ.
જેશું કામ તેની મરજી માફક ચાલીએ જો,
એ રીતે તો પક્ષી ગગનતણાં ઝાલીએ જો. મારગ.
'હા જી, હા જી'સરખી મોહની એકો નહીં જો,
અમૃતશર્કરારસ રસના મધ્ય છે સહી જો. મારગ.
પ્રીતડીનું કામ રીઝવ્યે થકી થશે જો,
ખીજવાથી તો સમૂળગું ભાગી જશે જો. મારગ.
પાકી પ્રીત બાઝયા વિના ન રીસાવીએ જો,
દોષ દેખીએ પણ મુખે નહીં લાવીએ જો. મારગ.
જેમતેમ કહ્યું કોનું હૃદે ન આણીએ જો,
દૃષ્ટે દીઠું તે પણ વિચારી પ્રમાણીએ જો. મારગ.
જે કોઈ બોલે તેનું હાર્દ સમજી લીજીએ જો,
વિવેક વિચારી ઘટે તે ઉત્તર દીજીએ જો. મારગ.
ઓછા વચને તે કદાપિ નવ બોલીએ જો,
છિદ્ર કો સમાનું તે સમે ના ખોલીએ જો. મારગ.
વિના વિચારે એક ડગલું તો ના દીજીએ જો,
સમો પડયે કાચું હૃદે નવ કીજીએ જો. મારગ.
વિના વિચારે જો સુહૃદ સંગે વઢે જો,
નિશ્ચે તેને પાછળથી પસ્તાવું પડે જો. મારગ.
સ્નેહીઅંગે ઝાઝું ખેંચી નવ ઝાલીએ જો,
સમો હોય તે વિધિએ માફક ચાલીએ જો. મારગ.
કુટિલ આગળ આપ આતુરતા ન દાખીએ જો,
સામું હોય તેવી રીતે રીત રાખીએ જો. મારગ.
મોઢે મીઠું બોલે તેથી નવ રીઝીએ જો,
સાચા સ્નેહ વિના મનડું ના દીજીએ જો. મારગ.

લોભે લલચાઈએ નહીં નાઠાબારી રાખીએ જો,
પાકા પ્રેમીને તો પ્રાણ માગ્યો આપીએ જો. મારગ.
કપટી હોય તેથી સાચું નવ ભાખીએ જો,
જૂઠા સંગે કોરાં વચન આલાપીએ જો. મારગ.
જૂઠાસાચાની પરીક્ષા પ્રથમ કીજીએ જો,
સાચું નીવડ્યા પછી દગો નહીં દીજીએ જો. મારગ.
સ્નેહી સંગે ઝાઝી મોટાઈ નવ રાખીએ જો,
છોટું હોય તો પણ સમોવડતા દાખીએ જો. મારગ.
સમા પ્રમાણે વિવેકમાં ન ચૂકીએ જો,
ટેક પોતાની તે અંતરથી ન મૂકીએ જો. મારગ.
સાત ગળણે ગળ્યા પછી બોલ બોલીએ જો,
બોલ બોલ્યા પછી દુ:ખ થયે ન ડોલીએ જો. મારગ.
વખત વીત્યા પછી વેચાતી મળે નહીં જો,
પય ન થાય કદાપિ જે થઈ ગયું મહી જો. મારગ.
પ્રીત કોઈથકી કદાપિ નવ જોડીએ જો,
બની ભવિષ્યથી તો પ્રાણ ગયે ન તોડીએ જો. મારગ.
રસ પ્રેમનો તે શીષ સાટે માણવો જો,
ગરજ રાખે તેનો દોષ નવ આણવો જો. મારગ.
સાવધાન પ્રીત પાળજો કહું કથી જો,
મનમોતી ને કાચ સંધાતાં નથી જો. મારગ.
પારાસરખો પ્રેમ જુગતે ઝાલવો જો,
વીખરતાં ન લાગે વાર ચેતી ચાલવો જો. મારગ.
પ્રીતરીત છે એ લાગે તો લેખું નહીં જો,
તૂટે પળમાં પછી સાંધ્યું દીસે નહીં કહીં જો. મારગ.
કાળી કસ્તુરી પણ ગુણ ગ્રહીએ સદા જો,
રાતાં ઇંદ્રિવરણાંથી ન મોહીએ કદા જો. મારગ.
સત્ય, સ્નેહ, સેવા, દઢતા ને સંતોષ છે જો,
—વશીકરણવિદ્યાતણા એ કોશ છે જો. મારગ.
બોલતામાં મૂલ્ય મનુષ્યતણું કીજીએ જો,
મુખે કહીએ નહીં ચિત્તમાં ચેતી લીજીએ જો. મારગ.

બુદ્ધિ પ્રમાણે વચન સૌ પડે બકી જો,
દુ:ખ માનીએ ન, બીજું લાવે ક્યાં થકી જો? મારગ.
પ્રીતડી ન પાકે અતિ ઉતાવળપણે જો,
ધીરજ રાખીએ તો કારણ સૌ આવી બણે જો. મારગ.
વિવેકવંતને તો દૂધદોણી—બે રહે જો,
ગોળ ચોરી ખાઇએ પોતાનો, પર શું લહે જો? મારગ.
સમો સમઝી ચપળ થઇને ચોદિશા ફરે જો,
દુરિજન લોક ઠગારા તેને શું કરે જો? મારગ.
ચતુર આગળ દુષ્ટ ચુગલનું ચાલે નહીં જો,
પવન સહુને ડોલાવે, ગિરિ હાલે નહીં જો. મારગ.
ડાહ્યા હોય તેનું એટલું ડાહ્યાપણું જો,
લક્ષણવંત લહે થોડામાં કહ્યું ઘણું જો. મારગ.
મારા સમ, જો મુજ વચનથી રીસાવતા જો,
દ્વાણું એક નહીં ચાલે, ઘણું છો ભાવતા જો. મારગ.
દધીના દાણમાં વેચાણ હું છું તમતણી જો,
હું તો જાણું છું જગજીવન! માથાના મણિ જો. મારગ.
અબળા આતુર વચન મુખેથી નવ કાઢીએ જો,
હેડું દેખાડાતું હોય તો દેખાડીએ જો. મારગ.
આસંગા વિના કો આવડું બોલે નહીં જો,
આસંગો તો પ્રીત વિના ન હોયે કહીં જો. મારગ.
પ્રીત બાંધી અતિશે જ લુબ્ધ થઈ રહો જો,
દયાપ્રીતમજીશું દાણચાતુરી કહી જો. મારગ.



## ૪૭

## કૃષ્ણનો ઉત્તર

સાંભળ વચન મારું કૃષ્ણ કહે, " કામની! જો,
તેં પણ ભ્રમિત કર્યું મન મારું ભામની! જો. સાંભળ.
શેષશંકરજેવાને વશ નવ થયો જો,
તે હું તારા પ્રેમથકી મો'વાઈ ગયો જો. સાંભળ.

બધી વિશ્વને નમાવે છે તું માહરી જો,
મને પીડે પ્રીતરૂપી માયા તાહરી જો. સાંભળ.
તારા સ્નેહ આગળ તું મારો દેખે નહીં જો,
જેમ શૂરો સામા શૂરાને લેખે નહીં જો. સાંભળ.
મને રાતદિવસ તું પણ વીસરતી નથી જો,
હેત હૈયાનું કહેની, કહેવાય કેમ કથી જો ? સાંભળ.
સેજ નિદ્રા ન આવે, ભોજન નથી ભાવતું જો,
દુઃખ કોણ આગે પ્રેમનું કરું છતું જો. સાંભળ.
માતા જસોદા કહે, 'તું જમતો નથી જો,
બાપ ! શું છે દુઃખ તને ? મને કહે કથી જો.' સાંભળ.
—એમ સૂણીને હું નીચું જોઈને રહું જો,
મુજ માત આગે હેતહાર્દ કેમ કહું જો ? સાંભળ.
મને પૂર્ણ પ્યારી લાગે છે તું પ્રેમદા જો,
જરા જુદાઈ ન જાણ, તારો છું સદા જો. સાંભળ.
'હું' ને 'તું' તે એકરૂપ નિશ્ચે જાણજે જો,
દેહ બે ને એક પ્રાણ છે પ્રમાણજે જો." સાંભળ.
—એવાં વચન સૂણી વ્હાલનાં ગોપી હસી જો,
દયાના પ્રીતમની પ્રીત સાચી મન વસી જો. સાંભળ.



૪૮

## ગોપીનો ઉત્તર

"સૂણો શામળા ! હું તમ માટે ઘેલી થઈ જો,
માણસકેરી ઓળમાંથી ટળી ગઈ જો. સૂણો.
મનવિચારમાં ફટકારી થઈને ફરું જો,
બોલુંચાલું તેમાં કાંઈ ન મળે પાધરું જો. સૂણો.
સાસરેથી પિયર, પિયરથી જાઉં સાસરે જો,
ચેટક વળગ્યું હોય ત્યમ ચિત્ત કયાંહીં નવ ઠરે જો. સૂણો.
એવી થઈ છું પણ તમારા લેખામાં નથી જો,
એક ઓળખે ન, એક તો મરે મથી જો. સૂણો.

આવા નમેરા થતાં શું નથી લાજતા જો ?
ચડયું બહુ ગુમાન ! આગળ આવા ન હતા જો. સૂણો.
નંદજસોદાને પખે તો નથી ગયા જો,
કોણ જાણે, એવા કોણસરખા થયા જો ? સૂણો.
આગળ કહેતા'તા જે 'તું તો મારો પ્રાણ છે જો,'
કહાન ! વિચારોને બોલનાર કોણ છે જો ? સૂણો.
હું તો જાણું છું ગિરધારી ! ગરજી છો ઘણા જો,
સ્વાર્થ સાધતાં તો રાખતા નથી મણા જો. સૂણો.
પારકી શી પીડા અર્થ આપણો સર્યો જો ?
વીતી વેદના ને વૈદને પરો કર્યો જો. સૂણો.
વિધાતામાં પણ વિવેક કશો નહીં ઠર્યો જો,
આપી રૂપગુણભંડાર આવો ઠગ કર્યો જો ! સૂણો.
પરમેશ્વરથકી કાંઈક બીને ચાલીએ જો,
મોટા થઈને આવડી તે કયમ ઝાલીએ જો ? સૂણો.
હું રીસાવું છું, પણ મન નથી રીસાવતું જો,
માટે તમ સાથે વઢતાં તે નથી ફાવતું જો. સૂણો.
હોય મારવી તો મુને મારો હાથથી જો,
વ્રેહઅગ્નિએ બાળો તે ઘટતું નથી જો." સૂણો.
—રસિક વચન સૂણી મદનમોહનજી હસ્યા જો,
અબળા આતુર દેખી હૃદે ભીડવા ધસ્યા જો. સૂણો.
આવ્યું સુખ, પહેલું દુઃખ તે ટળી ગયું જો,
એવાં વચન સૂણી ગોપીમન મળી ગયું જો. સૂણો.
ઈચ્છા—એથી અધીક સુખ મળ્યું, પાયે નમી જો,
દયાના સ્વામી પરસન થયા ! હવે શી કમી જો ? સૂણો.



૪૯

## રૂપાળી રાધે !

રાધે ! રૂપાળી રસીલી તારી આંખડી જો;
જોડી કૃષ્ણસમાન છબી ફાંકડી જો ! રાધે ! રૂપાળી.

ઉપમાએ અધિક નહિ તુંથી મૃગલોચની જો,
વિના અંજન મનરંજન ભવમોચની જો. રાધે ! રૂપાળી.
તારું ચંદ્રવદન કહેતાં લાજું તારુણી ! જો,
એક તો કલંકી વિષબિંદુ વારુણી જો. રાધે ! રૂપાળી.
વેણુ વાસુકી, જડિત્રરત્નરાખડી જો;
તને જોતાં બીજું જોવાની થાય આખડી જો. રાધે ! રૂપાળી.
રતિ રૂપતણો ગર્વ મૂકીને ખસી જો;
રસિકરાયના હૃદેમાં તું સદા વસી જો. રાધે ! રૂપાળી.
મદનમોહનનું મન હર તું મનમોહની ! જો;
નથી વિરંચિએ રચી તુજ છબી સોહની જો. રાધે ! રૂપાળી.
સકળ ભૂપમાં જોતાં તું લાધ્યો શ્રીહરિ જો;
ઉમા, રમા ને સાવિત્રી શ્રીપુરંદરી જો. રાધે ! રૂપાળી.
તારી ઉપમાસરખું બીજું કોઈ નથી જો;
થાકયા ઉત્તમ કવિ વેદસ્મૃતિને મથી જો. રાધે ! રૂપાળી.
રસિકરૂપ જુગલ ! વસો હૃદેમાં ઠરી જો;
દાસદયાને સુખદાતા એક તું હરિ ! જો. રાધે ! રૂપાળી.

★

૫૦

## ઓરો આવને

" ઓરો આવને સલૂણા હરિ ! શ્યામળા જો,
શીખ્યો આવડી કયાં સ્નેહશાસ્ત્રની કળા જો ? ઓરો.
મંત્ર મોહનીના રાખ્યા છાના નેણમાં જો,
વશીકરણવિદ્યા વસાવી છે વેણમાં જો. ઓરો.
ભૂરકી નાંખવાની વિધિ ભ્રૂકુટીમાં ભરી જો,
તારી કટાક્ષકટારી પડે છે સોંસરી જો ! ઓરો.
મંદ હસવું તારું કામણટૂમણનું ભર્યું જો,
ચેટકવાળી તારી ચાલે મારું મન હર્યું જો. ઓરો.
જુલમી જાદુવાળું રૂપ રસિક તાહરું જો,
નિરખે શીતળ થાય અંગોઅંગ માહરું જો. ઓરો.

મારો પ્રાણ તુંમાં પ્રોવાયો નિશદિન રહે જો,
મારા કાળજડાનું દર્દ તું કાંઈ નવ લહે જો. ઓરો.
મારા સમ જો તુને દેખું ત્યારે જીવતી જો,
તારે વિજોગે ભાન ના મુને રહે રતિ જો. ઓરો.
એથી અધીક તુંને હવે તે હું શું કહું જો ?
મારું ચાલે તો હું મંદિરમાં રાખી રહું જો. ઓરો.
અબળા આતુર બોલે રાખી રસરીતને જો,
ચતુર હોય તે તો પળમાં પરખે પ્રીતને જો. ઓરો.
પ્રીત વાધે ત્યારે પલટે લોક પાઘડી જો,
તું કહે તો પ્રાણ પલટીએ બે આપણ આ ઘડી જો. ઓરો.
આપણ સમાણાં તે સંદેહ ના'વે કોઇને જો,
ચાલતા લગી તો ડગલું ભરીએ જોઇને જો. ઓરો.
તું થા મારો પ્રીતમ, હું થઈ તાહરી જો,
વ્હાલા ! વાત એ થવા ન દેશો જાહરી જો. ઓરો.
અભિલાખ એવો ઊપનો છે મુજને જો,
નવલ જોબન આ લે અરપ્યું મેં તો તુજને જો." ઓરો.
—રસિક વચન સુણી પ્રગટયો પ્રેમ નાથમાં જો,
નેત્ર નચવી હસી તાળી દીધી હાથમાં જો. ઓરો.
"હું પણ તું માટે તલખું છું સદા સુંદરી ! જો,
તું તો પ્રાણપ્યારી, ચિંતા મારી તેં હરી જો." ઓરો.
પરસ્પર બંનો આતુર મળ્યાં હરખ્યાં ઘણાં જો,
જુગલરૂપનાં લે દાસદયો ભામણાં જો. ઓરો.



## ૫૧

## સાચું માનજે

સાચું માનજે રૂપાળીશી રાધિકા ! જો,
સકળ સદ્‌ગુણનું ધામ ! રહિત બાધિકા જો. સાચું.

તારા કહ્યા પછી કહું છું મનની વાતડી જો,
મારે ઠરવાનો એક ઠામ તારી જાતડી જો. સાચું.
મારી રસના રાધારટણ મૂકતી નથી જો,
તારે રૂપે મારું મનડું લીધું છે મથી જો. સાચું.
તારું સર્વ મીઠું લાગે મને માનની! જો,
જગજીવનનું જીવન સુતા વૃખુભાનની જો. સાચું.
પીત વરણ તારો માટે પીતાંબર ધરું જો,
શ્યામ તે માટે તુજ અંજનનું ચિંતન કરું જો. સાચું.
કમળ ધારું તારું મુખડું થવા ધ્યાનને જો,
રાખું વાંસળી તારા કરવા ગુણગાનને જો. સાચું.
નેત્ર સમઝે તુંને નિરખવાના સુખને જો,
પણ મુખ નેનને ન, નેન નથી મુખને જો. સાચું.
મકરકુંડળ ચપળ કાંઇએક તારાં નેત્રશાં જો,
શંખચક્રગદાકંજ કંકણ કર જસાં જો. સાચું.
'કેવી વ્હાલી છે તું!' કહેતાં આવડતું નથી જો,
વાણી કાળજડાને હોય તો તે કહે કથી જો. સાચું.
સર્વ વસ્તુ ધન્ય પ્રાણપ્રિયા! માહરી જો,
એ જ ઇચ્છા મુને હેલ કરું તાહરી જો. સાચું.
એવો દુર્લભ છું મળતો નથી કોઇને જો,
તે હું છું તારે આધીન જીવું જોઇને જો. સાચું.
મદનમનોહર હું, મુજ ચિત્ત તું ચોર છે જો,
લોચન તારા વદનચંદ્રનાં ચકોર છે જો. સાચું.
'તું તે હું' ને 'હું તે તું,'—એમાં સંદેહ નહીં જો,
અગ્નિજ્વાળા બે જેમ એક વસ્તુતા સહી જો. સાચું.
તારોમારો બે મળીને એક પ્રાણ છે જો,
જૂઠું કહેતો નથી વેદમાં પ્રમાણ છે જો. સાચું.
ભૂષણ જગતનું હું, મારો તું શણગાર છે જો,
આપણ બેનો દાસદયાને આધાર છે જો. સાચું.



## ૫૨

## હઠીલીની હઠ

લલિતા કહે, "સૂણો સ્વામી રે ! હઠીલી હઠ ના તજે, હું હારી !
કહ્યું એ તો કોઈનું ન માને રે, આપ મનાવો પોતાની પ્યારી. લલિતા.
સામદામવિધિભેદ વ્હાલા ! મેં વિવિધ પ્રકારના કીધા રે;
એકે વિધિ મારી નવ ચાલી ત્યારે પગ પાછા મેં દીધા. લલિતા.
હું પાય પડી તૃણ દંત ધરીને, 'હરિ હાર્યા,' કહ્યું મેં જ્યારે રે,
વાંકું વદન કરી વામાએ વચન કહ્યું એક ત્યારે:" લલિતા.
"ચંદ્રમુખી મુને શીદ કહી ? કેમ ચંદ્રસમોવડ જાણી રે ?
જો જાણી તો શીદ ઝૂરો છો ? ચંદ્રથી લો સુખ માણી." લલિતા.
"કહેતામાં કારણ મેં જાણ્યું, માનનો મર્મ જ એહ રે;
ચતુરશિરોમણિ ! એની ઉપર કરીએ ઘટે કંઈ જેહ. લલિતા.
કહ્યું કોઈનું એ નહીં માને હાવાં કોટિ પ્રકારે રે;
દયાના પ્રીતમ ! મને એમ સૂઝે છે—થાશે કારજ આપ પધાર્યે." લલિતા.



## ૫૩

## પ્યારીને મનાવા

પ્યારીને મનાવાને કારણ રે મોહને મનમાં મત્ય વિચારી.
પ્રભુજી પોતે પધાર્યા રે સુંદર રૂપ સુંદરીનું ધારી. પ્યારીને.
નવસત વરસનાં નૌતમજોબન સ્વરૂપતણો ભંડાર રે;
અંગઅંગ પ્રતિ અમિત માધુરી, શું વર્ણું શણગાર ? પ્યારીને.
પીળી પટોળી પહેરી પ્રેમદા, માંહી કંચુકી કાળી રે;
મુનિજનને મન મોહ ઉપજાવે એવી આંજી આંખ અણિયાળી. પ્યારીને.
નખશિખ શોભા કયાંલગી વર્ણું ? આભરણનો અહીં અંત રે;
અનુપમની ઉપમા શી આપું ? પાર ન પામે અનંત. પ્યારીને.
એવે અદ્ભુત વેશે રામા રાધા સમીપે આવ્યાં રે;
ચકિત થઈ વૃખુભાનનંદિની ભાવ સહિત બોલાવ્યાં. પ્યારીને.

" ક્યાં રહો છો ? સખી ! ક્યાં જાવું છે ? શું છે તમારું નામ રે ?
ભૂલ્યાંસરીખાં શું શોધો છો ? કહો, કોનું છે કામ ?" **પ્યારીને.**
" **શ્યામ**ળી સખી ! છે નામ અમારું, વસિયે અમે **ન**ંદગામ રે;
જોવાને અર્થે જાશું અમો **નટવર** સુંદરસ્યામ." **પ્યારીને.**
કામની કહે, ' કાંઈ કપટે હું ખાળું નહીં તો એ નિશ્ચે જાશે રે;
મુજ કરતાં રૂપે છે રૂડી, દેખતાં **લાલ** લોભાશે.' **પ્યારીને.**
**શ્યામ**ા કહે, ' સખી ! એ કારજ તમો ભૂલે કદાપિ ન કરશો રે;
મળતાં **મોહન** ભૂરકી નાંખશે તે પૂંઠેપૂંઠે ફરશો રે. **પ્યારીને.**
આપણ સાચો સ્નેહ કીજિયે, લીજિયે પરસ્પર કોલ રે.
તમો કહો તે અમો કરું, તમો પાળો અમારો બોલ.' **પ્યારીને.**
ફરી બોલ્યાના સમ ખાધા ને વચન પરસ્પર લીધું રે;
પોતપોતાનાં મનમાં ફૂલે જે ' ચતુરપણું મેં કીધું !' **પ્યારીને.**
**રાધા** કહે, ' સખી ! માગું—તમો **શ્યામ** સમીપે ન જાશો રે;'
સખી કહે, ' હું પણ એ માગું—તમો તે ઉપર મા રીસાશો.' **પ્યારીને.**
ફરી બોલ્યાના સમ ખાધા ને પાળ્યાં વચન થઈ રાજી રે;
વળતી **વ્હાલે** નિજ રૂપ પ્રકાસ્યું ! જોતાં જુવતી લાજી ! **પ્યારીને.**
**પ્ર**ભુએ પ્રેમદા પ્રસન્ન કરીને પ્રેમે આલિંગન દીધું રે;
વિયોગતાપ ટાળ્યા, અધરામૃત બન્ને પરસ્પર પીધું. **પ્યારીને.**
છૂટયું માન, એકરસ થઈ પોઢયાં, આનંદ ઉર ન સમાય રે !
એ દંપતીની દાસી થાવાને **દાસ**દયો ગુણ ગાય. **પ્યારીને.**

*

૫૪

## વાંકું મા જોશો !

વાંકું મા જોશો વરણાગિયા ! જોતાં કાળજડામાં કાંઈકાંઈ થાય છે !
હો જી રે ! વાંકું.
અણિયાળી આંખે વ્હાલમ ! પ્રાણ મારા પ્રોયા છે;
મોહન મુખડું જોઈ મન મારું મોહાય છે, હો જી રે ! વાંકું.
મંદમીઠી હસણી તે તો મોહનીનો ફંદ છે;
તેમાં પડયા પછી કેણે નીકળાય છે ? હો જી રે ! વાંકું.

નખશિખ રૂપ રસિક, મધુર, મનોહર;
જ્યાં જોઉં ત્યાં આંખ ઠરી જાય છે! હો જી રે! વાંકું.
નાસિકાનું મોતી ઝૂમી રહ્યું છે અધર પર;
તેમ મન મારું હાં રે ઝોલા ખાય છે! હો જી રે! વાંકું.
અબળાજન મોહાય તેમાં કૌતક કહેવાય નહીં;
મોટા કામજેવા ફૂટડા બ્હવાય છે! હો જી રે! વાંકું.
આતુરતા આગે અંતર દોષ દર્દ છે;
તે પર આધીન થકી સહેવાય છે, હો જી રે! વાંકું.
નટવર નાગર રસિક મુગટમણિ;
જગમોહન રૂપ શાસ્ત્ર ગાય છે, હો જી રે! વાંકું.
દયાના પ્રીતમની મીઠી મોરલી સૂણી જેણે
તે તો વણમૂલે સર્વ વેચાય છે! હો જી રે! વાંકું.



૫૫

## વશકરણી વાંસળી

વશકરણી છે તારી વાંસળી, જેતાં વશ કરી છે વ્રજનારને,
હો જી રે! વશકરણી.
સ્વર સૂણીને હું તો શુદ્ધબુદ્ધ વીસરી,
દરદમાં ગરદ ગઈ છે મળી, હો જી રે! વશકરણી.
સુધાથકી રે સ્વાદ એમાં છે ઘણો,
મુને સાકર કરતાં લાગે છે ઘણી ગળી, હો જી રે! વશકરણી.
ચટકો લાગ્યો રે ઝેરી ડંખથી ના ઊતરે,
ઝેરી ઝાઝી છે તે કરતાં વળી, હો જી રે! વશકરણી.
ઘરકેરાં કામકાજ કાંઈ નવ સૂઝે,
હવે લોક કહે, એ તો ચિત્તથકી ચળી, હો જી રે! વશકરણી.
દાસદયાનો પ્રીતમ પ્રેમનો પયોધિ મળ્યો,
પ્રીતલડી પૂર્વતણી એ ફળી, હો જી રે! વશકરણી.



૫૬

## નંદકુંવરનું સર્વસ્વ

નંદકુંવરજીનું પ્રાણજીવનધન રાધા રંગીલી મૃગયાનેણી રે લોલ !
અખિલાનંદદાયક અલબેલો છેલો, તું તો તેને સુખદેણી રે લોલ ! નંદકુંવરજીનું.
કીરતીકુમારી ! ભૃખુભાનદુલારી, પ્યારી શેષમહેશની માતા રે લોલ !
તે ગિરધર તારા ચરણ સેવે છે, જેના સેવે ચરણ શિવધાતા રે લોલ. નંદકુંવરજીનું.
શ્રીમહાલક્ષ્મીજીની અંશવિભૂતિ, જગસુંદરી શિવાદિક નારી રે લોલ;
કયાં લગી વર્ણું રૂપ રૂપાળી રાધા ? કમળા તે કળા તારી રે લોલ ! નંદકુંવરજીનું.
વેદસરીખા જેનો ભેદ ન જાણે, મોટા મુનિવર વાંછે પદરેણું રે લોલ !
તેણે તુંને કરી હાર હૈયાનો, મણિમુકુટ લોચનનું ઘરેણું રે લોલ. નંદકુંવરજીનું.
ચકોરચંદ્ર ફણીમણિ, જખજલ, ઉપમા શું દઉં ? પડયું કાચું રે લોલ;
પાસે બેઠી છે પિયુ પ્રતીત ન માને, જાણે સ્વપ્ન હશે કે આ તે સાચું રે લોલ !
નંદકુંવરજીનું.

જેવી પ્રીતમજીને પ્યારી પ્રિયાજી, તેવા પ્રીતમજી છે તુંને પ્યારા રે લોલ !
અક્કેકનાં છો તમો પ્રાણ પરસ્પર, નેનણુલીના તારા રે લોલ ! નંદકુંવરજીનું.
અમૃતથી અધિકી રાસક્રીડા સદા વૃંદાવનમાં કરિયે રે લોલ !
ભામણાં લઈ લલિતાદિક કહે છે, અમો રસ હૃદયામાં ભરિયેરે લોલ ! નંદકંવરજીનું.
અખંડ અવિચળ રાજો આ જોડી ! અમો જીવિયે જોઈ નિશદહાડો રે લોલ !
નિજબળથી નિજ જાણી દયાને આપો પ્રેમ જુગલપદ ધાડો રે લોલ !
નંદકુંવરજીનું.



૫૭

## મ્હોલે પધારો

મ્હોલે પધારો મારા રાજ ! માણીગર ! મ્હોલે પધારો;
વ્હાલ વધારો વ્રજરાજ ! માણીગર ! મ્હોલે પધારો.
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની ગોઠ;
રાજ મળે તો કીજીએ, આવી રહી છે મારે ઓઠ. માણીગર !

હું પણ દાસી રાવરી, બાંહ્ય ગ્રહ્યાની લાજ;
જોબન લ્હેરે જાય છે, માણોને મારા રાજ! **માણીગર!**
હુંસરખી બહુ આપને, મારે તો એક આપ;
રહેવાતું નથી રાજ વણ, કોને કહું પરિતાપ? **માણીગર!**
સેજ સમારી ફૂલડે, આનંદ ઊર ન માય;
**પ્રાણ**જીવન! ત્યહાં પોઢશો, હું તો તળાંસીશ પાય. **માણીગર!**
**પ્રીતમ!** દાસદયાતણા **શ્રી**વ્રજરાજકુમાર!
ઘણા દિવસની હોંસ છે, પૂરો પ્રાણઆધાર! **માણીગર!**

★

## ૫૮

## અગમ પ્રેમપંથ

સૂણો **ઓ**ધવજી! પ્રેમતણો પંથ અગમ તમો **શું** જાણો?
સ્નેહસાગરનું નથી પીધું પય ત્યાં લગી જોગ વખાણો.
જુઓ પ્રતિપદ યશ જેનો મીઠો, તે પુરુષ અમે માણ્યો ને દીઠો;
ક્યાં યોગ ઠરે તે ઊર બેઠો? સૂણો **ઓ**ધવજી!
બીજ વાવ્યું સ્નેહનું સુખ છે જાણી, ઊગ્યું આનંદવૃક્ષ સિંચ્યે વ્રેહપાણી;
ફળ્યું ત્યારે લણ્યું કુબ્જારાણી! સૂણો **ઓ**ધવજી!
ત્રીજ ગત્ય મારી તનથી એવી, એ કપટી કંથે કીધી જેવી;
મળી કિંકરી કંસતણી તેવી. સૂણો **ઓ**ધવજી!
ચતુર્થી ચતુર હું એને લહેતી, નામ સુઘડ જેહ સર્વે કહેતી;
**પ્ર**ભુ તે ચતુરાઈ મેલી વહેતી. સૂણો **ઓ**ધવજી!
પંચ મિથ્યા નવ કહે આજ લહ્યું, પ્રીત ના કરિયે ક્યહું સર્વે કહ્યું;
અમો ના માન્યું તે દુ:ખ સહ્યું. સૂણો **ઓ**ધવજી!
ષષ્ઠી સહુને સુખમાં સો'વું, અમારે ભાગ્યે આવ્યું રોવું;
શોક્યને વાટે પતિસુખ હોવું. સૂણો **ઓ**ધવજી!
સપ્ત મિથ્યા **હ**રિના આજ લહું, તમને તજી ક્યહું નહિ જઇએ કહ્યું,
એમનું કહ્યું એમની પાસ રહ્યું. સૂણો **ઓ**ધવજી!

અષ્ટ મિલાપ હાવાં નથી થાવો, દાસીના સંગીથી શો દાવો?
ભલું અમને દુઃખ! એને લ્હાવો! સૂણો **ઓધવજી**!
નોમે તે નેહ નથી એને, અમો સ્નેહવાળાં પડયાં વશ વ્રેહને;
નહિ જાણિયે વિયોગ પીડે શેને! સૂણો **ઓધવજી**!
દસમી અમો જાણી સરસ સાધી, તેનું ફળ આ વ્રેહની પીડ લાધી;
તેની ઝાળે નિશદિન દેહ દાધી. સૂણો **ઓધવજી**!
એકાદશી **શ્રી**કૃષ્ણ અમો સેવું, અન્ય કોથકી નથી લેવુંદેવું;
અમને નિશ્ચે સૂઝે એવું. સૂણો **ઓધવજી**!
દ્વાદશે માસ સુખ દીધું **શ્રી**જી, તેમાં શરદઋતુની ગત બીજી;
રતિરસમાં ભીંજવીને ભીંજી. સૂણો **ઓધવજી**!
તેરશ હાવાં અમો કયાં મળિયે? ક્ષણુંક્ષણું સુખ સાંભરે ને બળિયે;
ખાધી સાકર, લૂણ કહો કયમ ગળિયે? સૂણો **ઓધવજી**!
ચૌદશ જેનું જ્યાં ચિત્ત ભમે, તે યોગ સાખ્યે તે શાનું શમે?
અમારું મન સદા **શ્રી**હરિમાં રમે. સૂણો **ઓધવજી**!
પુણ્યે મેં કીધું પણ નહિ પૂરું, મળ્યું રત્ન અમૂલ્ય ગયું દૂરું;
પહેલું સુખ પામી હાવાં ઝૂરું. સૂણો **ઓધવજી**!
એમાં સર્વ તિથિ સોળે આવી, વ્રેહે વિયોગરસ ભરી નિત્ય ગાવી;
તેથી દયાનો **પ્રી**તમ વસે ઊર આવી. સૂણો **ઓધવજી**!

*

## ૫૯

# મધુપદૂત

પડવે **પ્રા**ણજીવન પાખે કે ધીરજ નવ રહે રાખે;
અનુભવી લહે ન બણે ભાખ્યે, **મધુપ**! **શ્રી**માધવને કહેજો.
બીજે સહુ **શ્રી**જની બાળી તલખે ત્રિભંગલલિતે ટાળી;
પ્રીત કરી દીધી પાળી, **મધુપ**! **શ્રી**માધવને કહેજો.
ત્રીજે તાપ ઘણો તનમાં, વ્રેહજ્વાળા પ્રગટી મનમાં;
કળ ન પડે રજનીદનમાં, **મધુપ**! **શ્રી**માધવને કહેજો.
ચોથે ચિત્ત **ભૂ**ધરમાંહીં ભમે, અન્યતું બોલ્યું પણ ન ગમે;
એ દુઃખ ઓસડથી ન શમે, **મધુપ**! **શ્રી**માધવને કહેજો.

પંચમી પેર ન સૂઝે કશી, ઝેરી તે નટવરનાગે ડસી;
લહેર મદન રોમરોમ વસી, મધુપ! શ્રીમાધવને કહેજો.
છઠ્ઠે છળ છબીલે કીધો, મતલબ સાધી દગો દીધો;
પારધીની પેરે પ્રાણ લીધો, મધુપ! શ્રીમાધવને કહેજો.
સાતમે શોક્યલડી સંગે નિત્યે રમે રસિયો રંગે;
તે અગ્નિ લાગે અંગે, મધુપ! શ્રીમાધવને કહેજો.
અષ્ટમી અંતર દુ:ખ સાલે, કોનું ધન, કોઈ સુખ મહાલે;
રહિયે બળી! કાંઈ નવ ચાલે, મધુપ! શ્રીમાધવને કહેજો.
નોમે નંદકુંવર ના'વ્યા, જોગના સંદેશા કહાવ્યા;
ભોગ તો કુબ્જાને ભાવ્યા, મધુપ! શ્રીમાધવને કહેજો.
દશમે દાવાનળ પ્રગટયો, વાયદાકેરો દિન વટયો;
ના આવ્યો, એ લાલ લટયો, મધુપ! શ્રીમાધવને કહેજો.
એકાદશી એક દિન હતી પાસે હતા જ્યારે પ્રાણપતિ;
કયમ પ્રગટ કરું ગૂઢ ગતિ? મધુપ! શ્રીમાધવને કહેજો.
દ્વાદશ સૂરજતણો તડકો તે વ્રેહતાપતણો કડકો;
તેથી અધિક મુજ ઊર ભડકો, મધુપ! શ્રીમાધવને કહેજો.
તેરશ રીત કયહાં હાવાં કુંજ સંકેત કરી જાવાં?
ક્યાં તે અધરામૃત પાવાં? મધુપ! શ્રીમાધવને કહેજો.
ચૌદશ સુખ નો'તું લેખું, તે તે દિશા દુ:ખડું દેખું;
કારણ? એ પિયુ નવ પેખું, મધુપ! શ્રીમાધવને કહેજો.
શરદપૂનમ આવી સુખરાશિ, વ્હેલા આવોની ઘેર વ્રજવાસી!
રાસ રમો સંગ લઈ દાસી, મધુપ! શ્રીમાધવને કહેજો.
એ પંદર તિથિ તે વરણી પ્રીતે, સ્નેહસંદેશાની રીતે;
દાસદયે ગાઈ તે ગીતે, મધુપ! શ્રીમાધવને કહેજો.

★

૬૦

## રાધાવિરહ

કારતકમાસે મૂકી ગયા કંથ રે સખી! મુને,
હું તો જોઉં છુ પિયુજીનો પંથ રે પળેપળે,

પ્રેહ વાધે ગાતાં ગુણગ્રંથ રે રાધા કહે,
સહિયર! મારી રે, વ્હાલમજી ઘેર ના આવ્યા જી. સખી!
માગસરમાસે મંદિર ખાવા ધાય રે સખી! મુને,
મુને કયહું યે કશું ન સોહાય રે વ્હાલા વિના,
મારે પલક કલ્પસમ થાય રે, કોને કહું? સખી!
પોષમાસે પિયુજી પરદેશ રે, સખી! મારા,
હું તો એકલડી કયમ રહેશ રે આ રતમાં?
મારું જોબન બાળે વેશ રે ફૂલ્યું જોની. સખી!
માહે મન મળવા અકળાય રે અલખેલાને,
ઢાંકયું ધીખે કાળજ, ના કહેવાય રે દુઃખ કોઇને,
મારે રાતદિવસ રોતાં જાય રે વ્હાલા વિના. સખી!
ફાગણ અબિલગુલાલે રંગરોળી રે કેસર ઊડે,
શામળિયા વિના સૂની પડી ટોળી રે સાહેલીની,
મારે હૈયે પ્રગટી છે હોળી રે પ્રેહે અગ્નિની. સખી!
ચૈત્રે ચંદ્રચંદ્રિકા ફૂલી રે વૃંદાવનમાં,
વેલવૃક્ષલતા રહી ઝૂલી રે જમુનાજીમાં,
મારે જોવાનું સુખ ગયું ઊલી રે પ્રીતમ પાખે. સખી!
વૈશાખે વ્રજ સૂનું સૌ લાગે રે વ્હાલમ વિના,
મુને પ્રેહનાં બાણ ઊર વાગે રે, કોને કહું?
મારું એ દુઃખ કોઈથી ન ભાગે રે કૃષ્ણ વિના. સખી!
જેઠમાસે જ્વાળા ઘણી લાગી રે કાળજડામાં,
વ્હાલાજીએ શોકય કરી છે સુભાગી રે સૂણતાં સખી!
આપણે સર્વ ઠર્યાં નિર્ભાગી રે નટવર વિના. સખી!
અષાડમાસે ગગને ઘન ગાજે રે સખી! સૂણો,
મોહન પાખે મારું મન દાઝે રે, કોને કહું?
હું પીડાઉં પ્રભુ નવ લાજે રે વર્ષાઋતુ. સખી!
શ્રાવણમાસ સરવડે વરસે રે, સખી! મારું
મન મળવાને ઘણું તરસે રે મોહનજીને,
દ્વાદશ ન્યાળું, કયહું નવ દરસે રે દામોદરજી. સખી!

**ભાદરવે** ભલી વીજળી ચળકે રે, સખી ! જોની,
શોભા જોતાં આંખે આંસુડાં ઢળકે રે, કાળજ ધીખે,
જાણે **પ્રભુનું** પીતાંબર ઝળકે રે એવું દીસે ! સખી !
**આશ્વિનમાસે** તો રમવાને રાસ રે **વ્હાલો** આવ્યા,
**વ્હાલે** પૂરી સહુ પ્રેમદાની આશ રે, આનંદ વધ્યો,
ગુણ ગાય **દયો** કૃષ્ણનો દાસ રે જોડી કર,
સહિયર ! મારી રે **વ્હાલમજી** ઘેર આવ્યા જી ! સખી !



૬૧

## રાસલીલા

વાગે **વૃં**દાવનમાં વાંસળી રે, ઊભોઊભો વગાડે કહાન;
નાદે વેધી મુનિવરપાંસળી રે, નવ રહી કોને સાન. વાગે.
તરુની શાખાઓ ઝૂમી રહી રે ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝૂમી રહી રે, ભાગ્ય અમારાં આજ. વાગે.
**જ**મનાનીર ચાલે નહીં રે, મૃગને મન મોહ થાય;
પંખી માળામાં મહાલે નહીં રે, નાદ સૂણી ન રહેવાય ! વાગે.
વાછરું કાન દઈને સાંભળે રે, કરે નહીં પયપાન,
ગાયો ગાળા તોડી ત્યહાં પળે રે નાદ સૂણવાને કાન. વાગે.
ફૂલ્યાં કમળ, જળ ટાટડી રે, દીસે ઊદિયો છે **ભાણ** !
**શં**કર સમાધ મેલી રહ્યા રે, થયું જગતને જાણ. વાગે.
કાને પડિયો તે **વ્ર**જની નારને રે **વ્હાલા**જીનો રે નાદ;
તારું પદ પામે નિજ ધામને રે, ધાઈ ગયાં સૌ સાદ. વાગે.
એકે નેપૂર કાને ઘાલિયું રે, ચરણે પહેરી છે ઝાલ,
એકે કંકણ માથે ઘાલિયું રે, એવી થઈ છે બેહાલ. વાગે.
એકે કુમકુમ કાજળ રોળિયું રે, ટપકું કીધું છે ગાલ,
એકે ખાવું ઘાલ્યું અંચળે રે જોવા **દી**નદયાળ. વાગે.
એકના કરમાં કોળિયો રે, પીતી ચાલી એક નીર;
એક છોરું રડતાં મેલી ગઈ રે, ચાલી **જ**મનાને તીર. વાગે.

એકના સ્વામીને મન આમળો રે, જાવા દીધી નહીં નાર;
કર જોડી કહે છે કામની રે, 'મને જાવા દો નિરધાર.' વાગે.
સંગમાંની પો'તી સર્વે ભામની રે, પછી બેઠો ઘસવા હાથ;
રીસ તજીને રીસાળવે રે દીન થઈ દીનાનાથ. વાગે.
સર્વે પહેલી જઈ તે મળી રે, તેની દેહ પડી ઘરમાંહ્ય;
મોહનજીના અંગમાં જઈ મળી રે, થાય અચરજ સહુ ત્યાંહ્ય. વાગે.
કુળનો ધર્મ નથી એ નારીઓ! જાઓ પોતાને ઠામ,
ધન્ય! ધન્ય! તમારી રીતને રે, મેલ્યાં ઘરનાં તે કામ! વાગે.
આપણા ઘરનાં તે કાજ ન મૂકીએ રે, આવી કરીશું કાલ;
વચન વ્હાલાજીનું સાંભળી રે, ગોપી બોલ્યાં સહુ વ્હાલ. વાગે.
'હાવાં કેમ જઇએ મંદિર ફરી રે? અમે તજીશું તન;'
દેખી ગોપીજનની પ્રીતશું રે હરખ્યા શ્રીભગવન. વાગે.
હાવાં આવો આપણ સહુ મળી રે રમીએ રૂડેરો રાસ.
એકએક ગોપી વચ્ચે નાથને રે નિરખે રૂડી પેરે પાસ. વાગે.
માંહોમાંહે ભરાવી બાથને રે કહો કેમ જઇએ ઘેર?
વચમાં લીધા વળી નાથને રે, રૂપ જુએ રૂડી પેર. વાગે.
વિમાસે શ્યામ ને શ્યામની રે, ઊરની ત્રૂટી છે માળ.
વાધી શરદપૂનમની રાતડી રે કીધી શ્રી રે ગોપાળ. વાગે.
લીલા દેખી કુંજધામની રે પવન થયો ગતિભંગ.
દેવતા વૃષ્ટિ કરે પ્રસન્ન થઈ રે દેખી વ્રજનો ઊમંગ. વાગે.
બ્રહ્માદિક જાણે જોઇએ જઈ રે લીલા ગોકુળચંદ
જેમ અભ્ર વિષે ઓપાઈ છે રે, તારા વચ્ચે જેમ ઇંદુ. વાગે.
—એ રાસલીલા જે ગાયે ને સાંભળે રે તે પામે નિજધામ.
પાતક સર્વે શમાવજો રે કહે જનદયારામ. વાગે.



૬૨

## હરિની બાળલીલા

સજ્જન! સાંભળો રે, હરિની બાળલીલા કાંઈ ગાશું,
કોટિક કલ્પના રે પતિતપણાથી પાવન થાશું.

ઈશ્વર અખિલતણા રે, જેનું કરે શેષશિવ વંદન,
ભક્તવત્સલ પ્રભુ રે માટે થયા નંદના નંદન.
ગોકુળગામમાં રે નિત્ય યશોમતીઘેર આનંદહેલી,
કાલાંતોતલાં રે સુતનાં વચન સૂણી થાય ઘેલી.
મોહન મૂરતી રે સહેજે દીઠેથી મોહ લાગે,
તે હરિ હઠ કરી રે, 'મા ! મા !' કહીને માખણ માગે.
પાગે લંગરી રે, છમછમ કરતો છબીલો ચાલે,
લટકે લાડકો રે રંગત લાકડલી કર ઝાલે.
કટિ કંદોરડો રે ચરણ ધરંતાં ખમખમ બોલે,
લટકે ફૂમતું રે, શોભા નહિ કોઈ તેની તોલે.
પોંચાંસાંકળાં રે કરમાં કંચનકંકણ શોભે,
પોંચી બહેરખાં રે બાજુબંધે બહુ મન લોભે.
ઊર પર સાંગલું રે, સિંહનખ શોભે સોવ્રણમઢિયો,
મણિમુક્તાતણી રે માળાઓ જઈ નાભી અડીઓ.
મોહન મુખડું રે શરદપૂનમશશીથકી બહુ સારું,
નિર્મળ નાસિકા રે મોતી લળકે, મોહ્યું મન મારું.
લીલવટ લાલનું રે શોભે કુમકુમબિંદુ દીધું,
આંજી આંખડી રે માજી ગાલનજરિયું કીધું.
કુંડળ કાનમાં રે પડયાં પ્રતિબિંબ કપોળે ઝળકે,
ઝૂમણવેળિયું રે મોતીભરિયું લટકે લળકે.
મુખ પર ઝૂમતા રે હરિને ખિટલિયાળા કેશ,
છબિ ઘનશ્યામ છે રે, મનમોહન પ્રભુ બાળકવેશ.
મુખ દધી લેપિયું રે, નિરખે ઊર ભરી આવે વ્હાલ,
પરમ આનંદનો રે સાગર શ્રીનવનીતપ્રિય નંદલાલ.
એવો લાડિલો રે ઠમકે ચાલ ઠમકતી ચાલે,
મહીડું વલોવતાં રે ગોવિંદ ગોળી ને રવી ઝાલે.
બોલે તોતલું રે, ઠણુઠણુતો કાનડ થાય કાલો,
'માડી ! ધવડાવની રે,' હઠ કરી કહેતાં લાગે વ્હાલો.

પાનો ઊભર્યો રે, કોકા દઇને કંઠ લપટાવે,
શિર સુંઘી કરી રે લઇને ઊછંગે ધવરાવે.
ગોવિંદ ઘૂંટડે રે દૂધ પીએ, જસોદા મુખ જોય,
પુચકારી કરી રે જનુની આંખનાં આંસુ લ્હોય.
તૃપ્ત થયા પછે રે માજી વિવિધ રમકડાં આપે,
ખેલે આંગણે રે, ગોપીજન લઈ હૃદયા ચાંપે.
બાળકવેશ છે રે પણ સુખ છાનું સઘળું આપે,
કોઇને કહે નહીં રે, અબળા અતિ આનંદ ઊર વ્યાપે.
લેતી ભામણાં રે, નિરખે શિશુ માટે મુખ ચૂમે,
ઘેર જવાય નહીં રે, લલચ્યું લાલ વિષે મન ઘૂમે.
રમતાં આંગણે રે કર્દમ વળગ્યો છે શ્રીઅંગે,
બહેક બરાસની રે ઝાંઝી ફેલી છે હરિસંગે.
—એવા રજભર્યા રે વછનું પૂંછ ગ્રહી ફરે પૂંઠે,
પડી જવાય છે રે, ગોપી હસી પડે વળી ઊઠે.
વ્રજની સુંદરી રે લાલચ માખણતણી બતાવે,
અંતર પ્રેમથી રે પ્રભુને થેઇથેઇ થનક નચાવે!
બાળચરિત્રનો રે આનંદ એવો વ્રજજન માણે,
વ્રજવાસીતણા રે ભાગ્યતણો કોઈ પાર ન જાણે.
'નેતિ' નિગમ કહે રે, અગમ અગોચર સૌથી અળગો,
તે પ્રભુ પ્રેમથી રે આહીરડાંને આવી વળગ્યો.
ક્રીડાઅવતાર ઘણા રે, શિરોમણિ વ્રજલીલા વ્રજરાણી;
દાસદયાતણા રે પ્રાણજીવનધન એ પ્રભુ જાણો.



૬૩

## ગોપીઓની ફરિયાદ

'કુંવરને વારોની રે વ્રજરાણી!'
સહુ વ્રજનાર મળીને આવી, શ્રીયશોદાજીને ધામ રે;
'લાડકવાયો પુત્ર કર્યો કયમ? વસિયે ગોકુળગામ.' કુંવરને.

એક કહે, 'જળ ભરવા જાઉં ત્યારે ઘરમાં પેસે ગિરધારી રે;
માનશો નહિ, પણ માડી! કહું, તમે સાંભળોને ગતિ મારી. કુંવરને.
સાંચ્યુંસંતાડ્યું હોય જે મારું તે ક્ષણમાં એ શોધી કાઢે રે;
પહોંચે નહિ તો પિંડો માંડે ને, તે ન પહોંચે તો પાડે!' કુંવરને.
ત્યારે માતાજી એમ બોલ્યાં, 'તમે ચતુર થઈ કાં ચૂકો રે?
જ્યાં એની દૃષ્ટે પડે નહિ વસ્તુ ત્યાં અંધારે મૂકો. કુંવરને.
એક કહે, 'મેં એ પણ કરી જોયું, મૂક્યું અંધારામાંહે રે;
એને શી ચિંતા? થાય અજવાળું જઈ ઊભો રહે જાંહે.' કુંવરને.
કૃષ્ણમાત ત્યારે એણી પેરે બોલ્યાં, 'તું ઘેલી ગોપી! શીદ શોચે રે?
મહીમાખણ ઊંચું શીકે મેલો, ત્યાં એ બાળક નહિ પહોંચે.' કુંવરને.
તવ બોલી એક બાળા, 'આવો, હું શીકાની ગત દેખાડું રે;
શાણા સુતનાં જુઓ પરાક્રમ, થાયે અંતર ટાઢું. કુંવરને.
લાકડી લેઈ ચડે અનુખળ પર, શીકેથી લઈ સહુ ખાય રે;
સખાને આપે ને તેથી વધે તો માંકલડાંને પાય.' કુંવરને.
માતા કહે, 'અનુખળથી ન પહોંચે એવું ઊંચું તમે બાંધો રે;
મટૂકીતણું મુખ વસ્ત્રે વીંટીને સોયદોરડે લઈ સાંધો.' કુંવરને.
'હજુ તમો પણ લક્ષણ લાડકવાયાનાં ન જાણો માતા રે!
ઘરમાં ગરીબ અને બારણે બીજો, વીતે તે જાણે વાત. કુંવરને.
એક સખાની ખાંધે ચડીને અતિ ઊંચું પણ ચાખે રે;
તેથી ન ફાવે તો દોણી કરે કાણી, ધાર તળે મુખ રાખે.' કુંવરને.
ત્યારે માજી કહે, 'એ બાળકને હું કઈ રીતે ખાળું રે?
મહીમાખણને મજૂસમાં મેલી દોની ત્રિયા! ત્યહાં તાળું.' કુંવરને.
એક કહે, 'માડી! એમ કરે તો થાય છે બમણું જાન રે;
ખાવા ના પામે ત્યાં ખીજી દે ગાળો, ભાંજે પાત્ર બહુ કહાન.' કુંવરને.
કાંઈ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વિના ધવરાવે રે;
સૂતાં બાળકને જઇને જગાડે, ચોંટિયો દેઇને રડાવે.' કુંવરને.
એવું સાંભળીને કહે રાણીજી, 'દેશ શિખામણ બાઇ રે!
મંદિરમાં પેઠો તમો દેખો તો લાવજો એને સાહી.' કુંવરને.

'અરે માત! મેં એક દહાડે સંતાઈ આવતો હેર્યો રે;
પેસી સદનમાં ખાવા વળુંધ્યો એટલે જઇને મેં ઘેર્યો. કુંવરને.
મેં કહ્યું, ચોર! આવ્યો આજ દાવે, નહિ જાવા દઉં, ગ્રહેશ રે;'
મરડી મૂછ એણે કહ્યું મુજને, 'હું જાશ, તું જોઇને રહેશ.' કુંવરને.
કરી કળા એક મહી ભર્યું મુખમાં એટલે જઇને મેં ઝાલ્યો રે;
કર્યો કોગળો મારી આંખમાં, હું ચોળવા રહી, એ ચાલ્યો!' કુંવરને.
એક કહે, 'મેં ઝાલ્યો હુતો આજ, તોપણ એ નવ ગાંઠ્યો રે;
ત્રોડી મુજ મુક્તાફળમાળા, હું વીણવા રહી, વ્હાલો નાઠો!' કુંવરને.
એટલામાં એક અબળાએ આવી કહ્યું, 'જુઓ, લાવી છું ઝાલી રે;'
છેડો ઊઘાડે તો પુત્ર પોતાનો! લજવાણી, પડી હાલી! કુંવરને.
એવું જોઈ જસોદાજી બોલ્યાં, 'આવાં સાચાં સહુ હોશો રે;
મારો લાલ મારા ભવનમાં પોઢ્યો, આવશે જાગી તો જોશો.' કુંવરને.
—એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા નિદ્રામાંથી ઊઠી રે;
જસોમતી કહે, 'જુઓ આ મારો બાળક, યુવતી! સર્વ તમે જૂઠી!' કુંવરને.
પ્રેમકટાક્ષે કરી સહુ કામની સામું શ્રીકૃષ્ણે જોયું રે;
લોટપોટ થઈ ગઈ સહુ લલના, પ્રીતમમાં મન પ્રોયું. કુંવરને.
સામાસામી લોચન મળતાં કરી સમસ્યા છાની રે;
સરવે કહ્યું, 'આવજો મારે મંદિર,' મોહને લીધું તે માની. કુંવરને.
ગોપીગોવિંદતણી ગત ન્યારી! શું જાણે સંસાર રે?
હૈયે હેત ને વદે વદનથી, કોણ લહે તેનો પાર? કુંવરને.
શીખે, સાંભળે, ગાય એ ગરબો શ્રીકૃષ્ણબાળચરિત્ર રે;
કહે દયો, 'પ્રભુ પ્રસન્ન થાય તેને, પતિત થાય પવિત્ર.' કુંવરને.



## ૬૪

## વિરહવિલાસ

ઓધવ! અલબેલાને કહેજો કે જ્યમ અમો કહાવિયે રે લોલ!
હાવાં તો હદ થઈ છે નાથ! કે ગોકુળ આવિયે રે લોલ!
કોટિ કલ્પસમી પળ જાય કે દિન કેવડો કહું રે લોલ?
માસવરસ એમ વીતે વ્હાલમ! દુઃખ કેટલું સહું રે લોલ?

હાવાં નથી રહેવાતું **નાથ!** કે કહું છું કરગરી રે લોલ;
પાયે પડું છું **પ્રાણજીવન!** કે પાલવ પાથરી રે લોલ.
તાલાવેલી લાગી તન કે મન તમમાં ભમે રે લોલ;
બોલ્યું વેણ બીજા કોનું પણ અમને ના ગમે રે લોલ.
નથી મુને ખાનપાનનું ભાન કે નિદ્રા ના મળે રે લોલ;
આઠે પહોર વિચારે જાય કે કાળજડું બળે રે લોલ.
વ્યાકુળ થઈ છું **પ્રીતમ** પાખી કે કળ ના પડે ક્ષણું રે લોલ;
એ દુઃખ કોઇને ના કહેવાય કે અકળાઇએ ઘણું રે લોલ.
અનુભવી જાણે એ દુઃખ, બાકી સૌ ઘેલાં કહે રે લોલ;
પીડા પ્રીતતણી જ્યાં વ્યાપી ડહાપણ ના રહે રે લોલ.
**કાનુડે** કાળજડું કોર્યું કે કાંઈ સૂઝે નહીં રે લોલ;
પ્રેમકટારીનો ઘા પાક ચડયો રૂઝે નહીં રે લોલ.
ક્ષણુંક્ષણું વ્રેહબાણે છુંદાય કે રૂઝ, કહો, કયમ વળે રે લોલ?
મલમ મળે જો **મોહન**મેળાપ કે દુઃખ સઘળાં ટળે રે લોલ.
**ઓધવ!** નિકુંજનું સુખ સઘળું કયમ શકીએ કથી રે લોલ?
પળપળ લીલા પ્રગટ કરી કાંઇકે કહેવાતી નથી રે લોલ.
અબળા અંતરની અભિલાખા ના'વે કહેણમાં રે લોલ;
પિયુજી પૂરણ કરતા નેહ! શું વરણું વેણમાં રે લોલ?
**ઓધવ!** સ્નેહતણું દુઃખ સગપણથી અધિકું ઘણું રે લોલ;
અનુભવીનું અંતર જાણે કે મુખડે શું ભણું રે લોલ?
અણમળતાં શું એકાંગી રતિ કે જોખમ જીવનું રે લોલ;
કોને કહિયે? થયું અમારે કરતવ દૈવનું રે લોલ?
**ઓધવ!** આ દુઃખથી ઘણું સારું મરણ આવે બણી રે લોલ;
જીવ તો જાય તરત પણ અટકે, આશ આવ્યા તણી રે લોલ.
આગળથી નવ સમઝયાં એમ જે પીડા પ્રીતમાં રે લોલ;
આ તો સુખ સાટે ઉદ્વેગ કે દીઠો રતિરીતમાં રે લોલ.
નથી એ કષ્ટતણો ઉપાય કે **વ્હાલાજી** વિના રે લોલ;
માટે કહેજો જયમત્યમ આવે **હરિ** ભૂલી ગુના રે લોલ.

અબળાજન અમો અવગુણખાણ, શું તમો નથી જાણતા રે લોલ ?
ગુણસાગર છો ગિરધરલાલ ! રખે ઊર આણતા રે લોલ.
હૈયાનું હારદ સમજો છો, શું કહિયે કથી રે લોલ ?
જાણીતા થઇને દુઃખ દો છો એ ઘટતું નથી રે લોલ.
પ્રેમતણી પોથીનો પાર ઉદ્ધવજી ! ના મળે રે લોલ;
માટે કરજો એ જ ઉપાય કે વ્હાલમજી વળે રે લોલ.
સંદેશામાં શી શી વાત કહો અમે કહાવિયે રે લોલ ?
માટે દાસદયાના પ્રીતમ ! નિજ ઘેર આવિયે રે લોલ.



૬૫

## મહિયારીને

ઓ મહિયારી ! મોટા માણસની લજ્જા હું લેઉં છું.
જુઓ વિચારી, આ મારગડે તુજને જાવા દેઉં છું.
તારો કંસરાય તે કૂણ છે ? મારે મન આટામાં લૂણ છે,
તે મારે મન એક તૃણ છે. ઓ મહિયારી !
તમે કહ્યું કરોની કામિની ! જક ઝાલો તે શા કામની ?
નહીં જાવા દેઉં હું જામની. ઓ મહિયારી !
તારું મુખ દેખી સુખ થાય છે, દુઃખડાં સૌ દૂર પળાય છે,
માટે દયાપ્રીતમ તને ચ્હાય છે. ઓ મહિયારી !



૬૬

## મારે આંગણે આવો

આવોને અલબેલા ! મારે આંગણે,
નવ દીઠે મુને થાય ઘણો સંતાપ જો,
મોહનજી ! મહેલામાં નિશ્ચે આવજો,
હેડા મધ્યે જુઓ વિચારી આપ જો. આવોને.
રાસ રમંતાં બોલ્યા તે તો પાળીએ,
શીદને જૂઠું આપ્યું મુને વચન જો ?

વચન આપેલું વેચી આવા કેમ થયા?
પ્રથમ જાણ્યે સોંપત નહીં તનમન જો. આવોને.
પ્રીતલડી કીધી તો તે હવે પાળીએ,
વચન બોલ્યા તે મિથ્યા કાંઈ નવ જાય જો.
સમઝાવી શીખામણ દેઉં શ્યામળા!
વાયદા દઈને શીદ અમને તું વ્હાય જો? આવોને.
કામણગારા! કહ્યાં અમારાં માનીએ,
કહ્યા વિના તો મુજથી નવ રહેવાય જો.
મનમાં અકળાઉં પણ જાતે છું માનની,
શ્રીવિઠ્ઠલવર! કરજો મારી સા'ય જો. આવોને.
આજ એકાંતે આપણ મળીએ આ સ્થળે,
રસ્તે દુરિજન દેખી કરશે વાત જો,
દયાપ્રીતમના સ્વામી! શરણે રાખજો,
તરછોડીને શીદ કરો છો ઘાત જો? આવોને.



૬૭

## રાધાનાં મનામણાં

રાધે! કહ્યું માનની તું મારું રે,
એમાં સુખ છે તેનું ને તારું. રાધે!
શાની રીસ આવડલી આવી રે?
નથી મૂકતી માન મુકાવી રે,
તેનું કારણ દેની બતાવી. રાધે!
રવિ પ્રગટ થશે ઘડી બેમાં રે,
પછી દિવસ જશે કયમ વ્રેહેમાં રે?
તેનું જોની વિચારી હદેમાં. રાધે!
શો મને મનસૂબો આવે રે?
પ્રતિઉત્તર કાંઈ ના બતાવે રે,
કહે તો તે નમી પાય મનાવે. રાધે!

ભોમે શયનઆસન કર્યું છે રે,
આ શું નેત્રમાં નીર ભર્યું છે રે?
દુઃખ આવડું શાને ધર્યું છે? રાધે!
બુદ્ધ ક્યાં ગઈ સહુ તારી રે?
બેઠી પિયુ સંગે રોષ વધારી રે,
એ તો બન્નેને દુઃખકારી! રાધે!
ગુરુ થઈ સહુને શીખ દેતી રે,
તે તું કયમ થઈ છે અલેતી રે?
તેનું કારણ કયમ નથી કહેતી? રાધે!
'શું કરશે હાવાં મુજને બોલાવી રે?
રાખી મુગટમાં મનની ભાવી રે,'
—દીધું માનનું મૂળ બતાવી. રાધે!
એમ સૂણી સખી કહે, તું તો ઘેલી રે,
એ તો તારું પ્રતિબિંબ એલી રે!
ફરી દેખાડું ચાલ સાહેલી!' રાધે!
એમ સૂણી **શ્યામા** અઢળક ઢળિયાં રે,
જઈને **પ્રાણપ્રીતમ**જીશું મળિયાં રે,
બન્નો સુખસિંધુમાં ભળિયાં. રાધે!
સાત વાર ને માનચરિત્ર રે
સૂણતાં સૈકોઈ થાય પવિત્ર રે,
દયાપ્રીતમની લીલા વિચિત્ર! રાધે!

★

૬૮

## આંખનાં કામણ

કામણ દીસે છે **અલબેલા**! તારી આંખમાં રે!
ભોળું ભાખ મા રે! કામણ દીસે છે **અલબેલા**!
મંદ હસીને ચિત્તડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદપડિયાળી આંખે ઝીણું ઝાંખ મા રે, ભોળું ભાખ. કામણ.

નખશિખરૂપ ઘણું રઢિયાળું, લટકું સઘળું કામણગારું;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાં રે, ભોળું ભાખ. કામણ.
વ્હાલભરી રસવરણી વાણી, તારુણીનું મન લે છે તાણી;
ભ્રૂકુટીમાં મટકાવી ભૂરકી નાંખ મા રે, ભોળું ભાખ. કામણ.
દયાપ્રીતમ નિરખ્યે જે થાયે તે મેં મુખડે નવ કહેવાયે;
આ વિનતી આતુરતા, આવકું સાંખ મા રે, ભોળું ભાખ. કામણ.



૬૯

## ઘટઘટમાં ઘર કીધું

તેં તો ઘટઘટમાં ઘર કીધું, વ્હાલમ ! વરણાગિયા રે !
કાળજ કોરાણું, કંદ્રપનાં શર વાગિયાં રે. તેં.
રોમરોમ રસિયો તું વસિયો, ભવવૈભવ સ્હેજે તું ખસિયો,
વિરહના અંગારા અંગે જાગિયા રે. તેં.
માતપિતા મહિયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે;
દુરિજન દુસ્મન સહુકો પૂંઠે લાગિયાં રે. તેં.
કહાન ! કટાક્ષ કરી તું ભાળે, તેમાંનું કંઈ નહિ હસી વાળે,
તે સાચું સમઝી પીડે લોક અભાગિયા રે. તેં.
દયાપ્રીતમપ્રીત કરી ન ફાવી, વણવેપારે જોખમ આવી,
કહ્યું ના માને પ્રાણ થયા અનુરાગિયા રે. તેં.



૭૦

## રૂડા દીસો છો રાજેશ્વર !

રૂડા દીસો છો રાજેશ્વર ! મંદિર આવતા રે. રૂડા.
જરકસી જામો સુંદર પ્હેરી, માથે બાંધી પાઘ સુનેરી,
રૂડો રેંટો ઓઢી મન લલચાવતા રે. રૂડા.
હૈયે હાર ગુલાબી ફોરે, ચિત્તડું રોકી રાખ્યું ચોરે,
ગજરાકાજુબાજુ મુજ મન ભાવતા રે. રૂડા.

કનકછડી સુંદર કર લઇને, ગજગતિ ચાલો હળવા રહીને,
ચિત્તડું ચોરી મીઠું મીઠું ગાવતા રે. ૩૬.
દયાપ્રીતમના **નાથ**! વિહારી, જાઉં વદનકમળ પર વારી,
**હેતે શું** બોલાવી તાપ શમાવતા રે. ૩૭.

★

૭૧

# કુંજમાં વાય છે વાંસળી !

**વ્હાલો** મારો કુંજમાં વાય છે વાંસળી રે લોલ ! નાદે વેધી છે મારી પાંસળી રે લોલ !
હું તો સૂણતાં ભૂલી સહુ ચાતુરી રે લોલ ! મળવા થઈ છું અતિ આતુરી રે લોલ !
તાલાવેલી લાગી છે મારા તનમાં રે લોલ ! ગોઠતું નથી કંઈ ભુવનમાં રે લોલ !
મારું ચિત્ત ચોંટે નહીં ઘરકામમાં રે લોલ ! પેઠું છે મન **ઘન**શ્યામમાં રે લોલ !
સખી ! મુને **મો**હન લાગે છે ઘણો મીઠડો રે લોલ ! અવર એવો તો નથી દીઠડો રે લોલ !
સખી ! હાવાં તો મળી સુખ મહાલીએ રે લોલ ! મહીડું વેચ્યાને મસે ચાલીએ રે લોલ !
ધન્ય દહાડો તે અવતાર મારે રે લોલ ! રમીએ **શ્રી**નંદકુમારમાં રે લોલ !
**વ્હા**લો મળતાં સહુ સુખ આપશે રે લોલ ! સહેજે સંતાપ સહુ કાપશે રે લોલ !
**શ્યામ**ળો સાગર ઉલ્લાસનો રે લોલ ! પ્રાણજીવન દયાદાસનો રે લોલ !

★

૭૨

# માને તમારું તે ઘેલડી !

માને તમારું તે ઘેલડી છબીલા ! કહ્યું માને તમારું તે ઘેલડી !
શાને કાજે મને કહાવ્યું દૂતી સાથે શોધવી હતી જ્યારે છેલડી ? છબીલા !
હું **શું** જાણું જે મોઢે મીઠા, હૈયે જૂઠા ? જાણે જે હોય મનમેલડી. છબીલા !
**ખરે** પ્રભાતે મારે દ્વાર શીદ ઊભા ? આઘા રહો દેખશે સાહેલડી. છબીલા !
વણજ વિના જોખમ શીદ જોઇએ ? જાઓ જ્યાં કીધી રંગરેલડી ! છબીલા !

અધઘડીનો પણ અંતર પડશે, વળગાડી લાવશો ન બેલડી. છબીલા !
સિંચવી નો'તી ત્યારે રોપી શાદ રસિયા ! પ્રથમથકી વ્હાલવેલડી ? છબીલા !
આજ પછી કાંઈ કહેવું નથી મારે, સુખે કરો કલોલકેલડી. છબીલા !
**દયાના પ્રીતમ** ! ઘણા કહાવો ચતુર, પણ પરખો ન એરંડો કે શેલડી ! છબીલા !



૭૩

## આવોને લાલ ! વરણાગિયા

આવોને **લાલ** ! વરણાગીઆ જી રે ! ઓરા આવોને **લાલ** !
રાતાંરાતાં લોચન દીસે રે રસીલાં, કેઈ સોહાગણ સાથે જાગીઆ ? જી રે !
મનની માનેલીને મળી આવ્યા, નેનશર તેતણાં વાગીઆં. જી રે !
માન મુકાવ્યું છે પાગે પડીને, તેના અળતાના ડાઘ ભાલે લાગીઆ. જી રે !
એથી ઘાયલની પેઠે ઘૂમો છો, આજ થયા છો સોહાગીઆ. જી રે !
**દયાના પ્રીતમ** ! મારા મનના રે સંદેહ ખરેખરા આજ ભાગીઆ. જી રે !



૭૪

## તારે પ્રેમે હું મોહ્યો !

**માનની** ! તારે પ્રેમે હું મોહ્યો ! તુજ સમો પ્રેમ કહીં ન મેં જોયો.
હેતુ વણ હેતરસ તારો મેં **પીધો**, અજિત છું તદપિ તેં જીતી લીધો,
અન્ય હતી પણ અર્થ કોનો ન સીધ્યો. **માનની** !
રૂપ મારું જોગીહૃદે નથી વસતું, મારું ચિત્ત તુજમાંથકી નથી ખસતું,
મોટું સુખ દેખું વદન તારું હસતું. **માનની** !
કહ્યામાં ન આવે રૂપ પ્યારી ! તારું, જેના પર કોટિ રતિરૂપ વારું,
તારે રૂપે લોભી રહ્યું મન મારું. **માનની** !
આંખ અણીઆળી તારી ઉર સળકે, કાળજડું કોરાયું વચનને ભલકે,
સુખદ અતિ મધુર તારું મુખ મલકે. **માનની** !
શોચના શાને કરે છે તું ઠાલી ? ગોપી સૌ તારે સંબંધે વ્હાલી,
તારે મહેલે તેડયા વિના આવું ચાલી. **માનની** !

અનંગવિષ મુજ તુજ સંગ હરે છે, લોચન મારાં તુજ મુખ દેખી ઠરે છે,
સ્મરણ તારું મન મારું ન વીસરે છે. માનની!
'રાધે!' 'રાધે!'—અચળ જપે મુજ વાણી, આતુરતા અંતરની ન જાય વખાણી,
'કેવી વ્હાલી છે?'—કોથી ન જાય જાણી. માનની!
'તું તે હું' ને 'હું તે તું'—વેદમાં વાણી, મોટા ભાગ્યવાળા શકે કોઈ જાણી,
જુગલછબિ દાસદયે ઉર આણી. માનની!



## ૭૫

# કેઈ સાથે?

વ્હાલમજી! કેઈ સાથે લપટાણા? સાચું કહોને, કેઈની સંગ રંગ માણ્યા?
વ્હાલમજી!
આજે કાંઈ નેન ઉજાગરાં દીસે, થયા છો લંપટ લાલ! અતિશે,
ઘણું કાંઈ સૂતા છો ભારે રીસે. વ્હાલમજી!
હારનાં ચિહ્ન દીસે કાંઈ અંગે, રમ્યા રાતલડી પેલીની સંગે,
મારા સામું જોઈને હસોને ઉમંગે. વ્હાલમજી!
મોટા થયા મનમાં જુઓને વિચારી, ધૂર્તવિદ્યા જાણી મેં સર્વ તમારી,
કરી વશ વ્યાકુળ થઈ વ્રજનારી. વ્હાલમજી!
નિત્ય ઊઠી બોલ કોનાકોના સહિયે? ઘણું વ્રજના લોક કહે, શું કહિયે?
કહે છે, 'કુળ લજાવ્યું નંદને છૈયે.' વ્હાલમજી!
ગરજ જ્યારે હોય તમારે અમારી ત્યારે ધાઈ આવો મંદિર ગિરધારી!
અમારી તો એક્કે ગરજ નવ સારી! વ્હાલમજી!
કદી હાવે તમ સાથે નવ બોલું, અંતરની વાત કદાપિ ન ખોલું,
નાથ! રખે જાણતા મન મારું ભોળું. વ્હાલમજી!
સાન કરી શ્યામ! તમોને બોલાવું, કોની સંગ વારેવારે હું કહાવું?
વ્હાલા! માન આવડું ક્યાંથી આવ્યું? વ્હાલમજી!
જાઓ પેલી વાટ તો જોતી ફરે છે, એથી મુજ અંતર આગ ઝરે છે,
ઉત્તર દયારામનો પ્રભુ કરે છે. વ્હાલમજી!



૭૬

# કઠણુ વચન કાં બોલો ?

"માનીતી ! કઠણુ વચન કેમ બોલો ? અંતરની વાત કદાપિ ન ખોલો. માનીતી !
મંદિર હું તો કોઈતણે નથી જાતો, દુરિજન છોને કરતાં વાતો,
તારે મન તોલ કશો નથી થાતો. માનીતી !
જેથી તારા મનમાં સંશય આવે, માટે આડું બોલી તું મુજને દબાવે,
વારેવારે તું મુજને સમઝાવે. માનીતી !
શાને મુને કૂડાં તે આળ ચડાવે ? જાણી જોઇને વ્રજના લોક હસાવે,
સાચુંજૂઠું કોઈ કહે દિલદાવે. માનીતી !
આજ પછી નામ ન દેઈશ મારું, એમાં કાંઈ માન વધે નહીં તારું,
સાંભળતામાં નેત્ર નીચાં હું ઢાળું." માનીતી !
—ગદ્‌ગદ્‌ કંઠે થઈ કર જોડી, "નાથની મમતા હોય જ થોડી !
ઘણી થઈ ! શું છેક નાંખ્યાં તરછોડી ?" માનીતી !
—હસીને કર સાહ્યો કુંજબિહારી, "તું તો મારા પ્રાણથકી ઘણી પ્યારી,"
—બોલ્યા એમ મુખથકી વાણી રસાળી. માનીતી !
પ્રભુ દયારામના કહે સમ ખાઈ, "તારા સમ ! તુજથી નથી રે જુદાઈ,
તારેમારે અંતઃકરણની સગાઈ !" માનીતી !



૭૭

# નહીં જાવા દેઉં !

નાથ ! તમને નહીં હું તો જાવા દેઉં, તમારી સંગે રેણી રમીને રસ લેઉં. નાથ !
ભાગ્ય ધન્ય ! મુજ વનિતાઘેર આવ્યા, પ્રેમ કરી હૃદિયાની સાથે દબાવ્યા,
આદર દેઈ સિંહાસને પધરાવ્યા. નાથ !
અંગે ચંપેલ ફૂલેલ લગાવું, ઊંઠો, રૂડી રીતે સ્નાન કરાવું,
અલંકાર વસ્ત્ર સહિત પ્હેરાવું. નાથ !
આપણે બન્નો જણુ ભોજન કરીએ, બીડી એકએકના મુખમાં ધરીએ,
લોકલજ્જામરજાદા પરહરીએ. નાથ !

ઘડી બે ચોસરનો રંગ રમીએ, હારજીત હોડ કરીને ગમીએ,
જિતો તમો, દાસ થઈ અમો નમીએ. **નાથ!**
જિતું હું તમ સંગાથે જ્યારે, નિત્ય હું તો મંદિર રાખું મારે,
પછી નહીં જાવા દેઉં કોઇને દ્વારે. **નાથ!**
જાઇજૂઈ ચંપેલી પુષ્પ મંગાવું, રૂડી રીતે સુંદિર સેજ બીછાવું,
પ્રેમ ધરી રંગની રાત રમાવું. **નાથ!**
—વ્રેહે વ્યાકુળ **વૃખુભાનદુલારી** ઘેલી થઈ તનની સુધ વિસારી,
જઈ કર ઝાલ્યો તે **કુંજબિહારી.** **નાથ!**
અહીંઆં થકી કેમ કરીને તમે જાશો? તરછોડી પાછળથી પસ્તાશો,
પ્રભુ! દયારામના માન ગમાશો. **નાથ!**

★

૭૮

# વેરણ વાંસલડી

વાંસલડી વાગી! ને હું તો જાગી! સખી! એ વેણુ વેરણ થઈ લાગી!
વાંસલડી.
એના સ્વરે મુજ ઊર આવી વીંધ્યું, તજી લોકલાજ કારજ સર્વ સીધ્યું,
કામણ મને **કાનુડાએ** કીધું! વાંસલડી.
વાંસલડી તો વાંસતણો છે કટકો, લાગ્યો મુને અંતર એનો ચટકો,
મોહી હું તો **મોહનનો** જોઈ લટકો! વાંસલડી.
મોહી હું તો **મોહનનું** મુખ જોઈ, વ્હાલું રે મુને લાગે ન બીજું કોઈ,
જીવું હું તો જીવનજીને જોઈ. વાંસલડી.
ઘરમાં મુને કામ ન સૂઝે કાંઈ, અદેખા લોક કરે અદેખાઈ,
**વ્હાલા** મારા **બળીભદ્રના ભાઈ.** વાંસલડી.
સાસરીઆમાં સાસુજી ઠપકો આલે, નણદી મારી બોલેબોલે ઘણું બાળે,
મારે મારા **પ્રભુજી** વિના નવ ચાલે! વાંસલડી.
મંત્ર ભણી **મોહને** મોરલી વગાડી, **વ્હાલે** મારે વેરીની ગરજ સારી,
ઘેલી કરી સંસારમાંથકી કાઢી. વાંસલડી.
આ જોને, બ્હેની! જમુનાજીને ઘાટે, **મોહન** મેં તો દીઠા હતા મધરાતે,
મીઠી મોરલી વગાડી **દીનાનાથે.** વાંસલડી.

પીળાં પીતાંબર પહેર્યાં કહાને, કુંડળ કાંઈ ઝળકે હરિને કાને,
ભૂધરજી શોભે છે ભીને વાને. વાંસલડી.
વાંસલડી દયાના પ્રીતમની પ્યારી, વાગી એ તો ત્રણ લોકમાં ન્યારી,
વ્યાકુળ કરી દીધી સકળ વ્રજનારી. વાંસલડી.
વાંસલડી તો હેત કરી કોઈ ગાશે, તેની તો ભવની ભાવટ ભાગી જાશે,
દયાના પ્રીતમ આવ્યે સુખ થાશે. વાંસલડી.



૭૯

## રાધાનાં રીસામણાં

રીસાયાં રસિક સંગાથે રાધા, બોલું નહીં શ્યામસુંદર સાથે બાધા. રીસાયાં.
સખી રે ! હું તો ભોળપણે ભોળવાઈ, બ્હેની ! હું તો પ્રીત કરી પરતાઈ,
બોલું નહીં બેઠી હૈયે સમ ખાઈ. રીસાયાં.
સખી રે ! મારે કાળજે કાંઈકાંઈ થાયે, આ જો બ્હેની ! જુલમ કર્યો જદુરાયે,
તારા સમ ! મારાથી નવ સહેવાયે ! રીસાયાં.
સખી ! મારા મનડાકેરી વાત, બોલું રે નહીં શ્યામળીઆની સાથ,
સખી ! મેં તો વચન આપ્યાં તેને હાથ. રીસાયાં.
વ્હાલે રે મારે હસીને તે આપી તાળી, કહેતા હતા, ‘ રાધા ઘણી મુને વ્હાલી !’
—જોઈ ઠકરાઈ વ્હાલાતણી ઠાલી ! રીસાયાં.
સખી રે ! મુને ભૂધરે ભૂરકી નાંખી, આ જોને બ્હેની ! કેટલુંક રહીએ સાંખી ?
મારાથકી વ્હાલી મુગટમાં રાખી. રીસાયાં.
વ્હાલે રે મારે મુગટમાં જોયું ધારી, દીઠી એક જોબનનૌતમ નારી,
તેણે રે પહેરી મારા સરખી સાડી. રીસાયાં.
વ્હાલે રે પહેરી જરકસી કસુંબા સાડી, રાધા કહે છે મુગટમાં રાખી નારી,
બન્યા ઠીકઠીક ! બન્યા ગિરધારી ! રીસાયાં.
સખી રે ! હું તો જમુનાજી ગઈ’તી પાણી, બ્હેની રે ! એક વાત વ્હાલાની જાણી,
મને મૂકી તેને કરી પટરાણી. રીસાયાં.
સખી રે ! મેં તો ઘરમાં નવ રહેવાય ! બ્હેની રે ! દુઃખ કોને નવ કહેવાય,
દયાના પ્રીતમ આવ્યે સુખ થાય. રીસાયાં.



## ૮૦

# નવી પ્રીત

પ્રીતલડી જીવણજી! તોડી, નટવર! નવલી કોની સંગાથે જોડી? પ્રીતલડી.
નેણમાંથી નાથજી! નીર સૂકાણાં, હૈયામાંથી હેતલડાં રે ચોરાણાં,
કેશવરાય! મનજી કયાં રે પોરાણાં? પ્રીતલડી.
ચતુર હોય તે ચતુરાઈ જણાવે, ઉપરથી વાત મીઠી રે બતાવે,
હૈયામાંનું તુરત જણાયામાં આવે. પ્રીતલડી.
શાને કાજે શ્યામ! થાઓ ઓશિયાળા? અમે નથી કહેતાં 'ગોરા કે કાળા!'
જેવાં બીબાં હોય તેવા પડે છાપા. પ્રીતલડી.
જાણો છો જી જીવણ! રસની રીતિ, પરાણે ન થાય મોહી તમ પ્રીતિ,
દયાપ્રીતમ ભણે નિત્ય નિતિ. પ્રીતલડી.



## ૮૧

# કયાં રમી આવ્યા?

રંગીલા! રંગભેર કયાં રમી આવ્યા? લાલ! કોની માળા ચોરી લાવ્યા?
રંગીલા!
તમારી વાટ હું નિત્ય જોતી, તમારું મુખડું જોઈ મન મ્હોતી,
હવે મુને શીદ મૂકો છો રોતી? રંગીલા!
તમને કેઈ મોહી'તી નારી? કો સાથે રમી આવ્યા ગિરિધારી?
કાળી કુબ્જા છે કામણગારી! રંગીલા!
વ્હાલા! મૂકો બાળપણાનો ચાળો, તમ વીણ બીજો પદારથ ઠાલો,
હવે મુને અંગહૃદય શીદ બાળો? રંગીલા!
વ્હાલા! મારા કુબ્જા તે કામણગારી, તેની સાથે પ્રીત કરો છો ઠાલી,
મારે મ્હોલે પધારોને વનમાળી! રંગીલા!
વાયક સુણી પ્રભુ થયા પરસન, ઉપન્યું અબળા ઉપર મન,
દયાના પ્રભુએ દીધું આલિંગન. રંગીલા!



## ૮૨

## છમકલું નવ કીજે !

**એ** છબીલાજી ! છમકલું નવ કીજે વાટેઘાટે !
દિન દોહ્યલા છે ત્રિકમજી ! હું કહું છું એટલા માટે.
કાંઈ વ્રજનારીનાં કહ્યાં કરો, કાંઈ વ્રજદાસી પર મ્હેર ધરો,
કાંઈ વૃખુભાનકેરી કુંવરી વરો. **એ** છબીલાજી !
પાતળિયા ! પ્રીતે બોલાવો, કાંઈ મારગડામાં સમઝાવો,
નિત્ય ઠાલી કુબ્જાને ઘેર જાઓ. **એ** છબીલાજી !
કાંઈ દાસી ઉપર મ્હેર કરો, એટલો વિવેક હૈયામાં ધરો,
ઘણું કહીએ જે કુબ્જાને વીસરો. **એ** છબીલાજી !
દયાપ્રીતમનો સ્વામી છે રસિયો, મહી ખાવાને આવે ધસિયો,
ધન્ય ભાગ્ય અમારાં જે વ્રજ વસિયો ! **એ** છબીલાજી !

★

## ૮૩

## તરછોડો છો શા માટે ?

મારા પાતળિયા ! પ્રીત કરી તરછોડો છો શા માટે ?
મુને મળતા નથી, નિત્ય જળ ભરવા જાઉં છું જમુનાઘાટે.
મારી માને ઘેર રહું તમ સારુ, હેરાફેરા ખાઇને મન મારું,
નિત્ય દીવા પાછળ અંધારું ! મારા પાતળિયા !
મારી સહિયર મુને બ્હાવરી કહે છે, સાસુનણદી તો મેણાં દે છે,
પરણ્યો પિયુડો મારા પ્રાણ લે છે. મારા પાતળિયા !
વ્હાલા ! સ્નેહતણું દુ:ખ વાધ્યું બહુ, મારી અંતર આગ જઈ કોને કહું ?
હું મૂંગાની પેઠે સમઝી રહું. મારા પાતળિયા !
અમે આવડા ઢંગ ન્હોતા જાણ્યા, તારાં મીઠડાં વચન મનથી માણ્યાં,
હવે સારી પેઠે નટવર ! નાણ્યા ! મારા પાતળિયા !
દુનિયા પૂંઠળ સૌ વાત કરે, મારું મન તમ વિના નાહીં ઠરે,
જખ મારે છે લોકો, શું ય કરે ? મારા પાતળિયા !

મારો જીવ તો તમ પૂંઠળ ભમે, મુને ઘરનો ધંધો નવ ગમે,
તું તો કુબ્જા સાથે રંગ રમે. મારા પાતળિયા !
અમો અબળાતણું હરિ ! શું રે ગજું ? હવે મળશો નહીં તો પ્રાણ તજું,
દેવકીના જાયા ! થાઓ સમજુ. મારા પાતળિયા !
દયારામના પ્રીતમ છો વ્હાલા ! તુંને ગોપીઓ કરે છે કાલાવાલા,
ઘેર આવોને મોરલીવાળા ! મારા પાતળિયા !

★

૮૪

## મારું મહી ઢળશે !

મારું મહી ઢળશે ! લડસડતા છબીલા ! રંગના રાતા !
કહાન ! પરા રહો ! અડયાઅડયા શું આવો મદના માતા ?
મુને એકલી આંહીં જાણીને, મારો પાલવ સાહો તાણીને,
નહીં આપું ગોરસ આણીને. મારું.
પેલાં દુરજનીઆં બહુ દાઝે છે, જેની સંગ થઇને ગાજે છે,
તમો નિર્લજ્જને શી લાજે છે ? મારું.
તારું મુખ દેખી સુખ થાયે છે, તેણે દુઃખડાં મારાં જાયે છે,
મુજ મન દયાપ્રભુને ચાહે છે. મારું.

★

૮૫

## અક્રૂરજીને

ઓ અક્રૂરજી ! ગોકુળમાં તમે શા કારણે આવ્યા ?
મારાં સુખડાં લઈ દુઃખના દરિયા શું કરવાને લાવ્યા ?
તમે માતપિતા ! કહું તે કરજો, આ વચન અમારાં હૃદે ધરજો,
મને મારીને ડગલાં ભરજો. ઓ અક્રૂરજી !
અહીંઆં શું કામ છે તમારું ? ઘણું ચિત્ત કલપે છે અમારું,
આ નંદજસોદા કહે, 'સારું.' ઓ અક્રૂરજી !
આ વિનતી તો કોને કહીએ ? હૈયામાં સમઝીને રહીએ,
ઘણું નિર્લજ્જ કર્યાં નંદને છૈયે ! ઓ અક્રૂરજી !

મારે ઝાઝે હેતે હળવું છે, કુબ્જાને ભાગ્યે ભળવું છે,
મારા મામાજીને મળવું છે. ઓ અક્રૂરજી!
તમે કારજ કરીને આવજો, સુખે તેને તેડી લાવજો,
તમે દયાસખીને મન ભાવજો. ઓ અક્રૂરજી!

★

૮૬

## મર્મનાં વચન શાને બોલે?

મર્મનાં વચન શાને બોલે હો માનની! તું મર્મનાં વચન શાને બોલે?
મારે તો આ ગોકુળીઆમાં કોઈ નથી તારી તોલે. હો માનની!
જાણી જોઇને વાંકાં વચન કહીને મારું કોમળ કાળજ શાને છોલે? હો માનની!
મન મારું તુજ વિના ત્રિભુવન વિષે કોઇને દેખીને નવ ડોલે. હો માનની!
રીસની ભરેલી તારી આંખડી દેખીને પ્રાણ મુજ ચડી જાય ઝોલે. હો માનની!
દયાનો પ્રીતમ કહે, 'હું તારો, તું મારી,' હાવાં અંતરનો પ્રેમ શે ન ખોલે?
હો માનની!

★

૮૭

## હઠ મૂકને

મૂકને મારા સમ માનની! હવણાં હઠ મૂકને, મારા સમ માનની!
તું મારો પ્રાણ ને તું મારું જીવન, સાંભળ સુતા! વૃષભાનની. હવણાં.
માગું કૃપા તારો જાચક થઇને, એ જ ઇચ્છા છે મને દાનની. હવણાં.
તે જ સાચું તે તારી નજરે જોશે જૂઠી વાતો જે સૂણી કાનની. હવણાં.
દયાનો પ્રીતમ કહે, 'હું શરણે આવ્યો, તું જ વસ્તુ છે મારા ધ્યાનની.' હવણાં.

★

૮૮

## જમુનાજીના ઘાટમાં

શ્રીજમુનાજીના ઘાટમાં રે લોલ! રોકી રાખી છે મુને વાટમાં રે લોલ!
નણદલસહિયરના સાથમાં રે લોલ! તાળી મા દેશો મારા હાથમાં રે લોલ!
મારો પાલવ પ્રાણ! શું સાહો છો રે લોલ? ડાહ્યા થઈ કાં ઘેલા થાઓ છો રે લોલ?

**વ્હાલા** ! વાત કહું તે ધરો ધ્યાનમાં રે લોલ ! સમઝી જાઓ **પ્રભુ** સાનમાં રે લોલ !
વાટમાં વાત નહીં કીજીએ રે લોલ ! દુરિજન લોકથી બીજીએ રે લોલ !
સહિયરસાથ સૌ જાય છે રે લોલ ! મૂકો **વ્હાલાજી** ! વિલંબ થાય છે રે લોલ !
મારો **પ્રીતમ** ! પાલવ મૂકીએ રે લોલ ! ચતુર થઇને કયમ ચૂકીએ રે લોલ ?
સાસુજી મારી જાણશે રે લોલ ! ભવનું તે મેણું મુને થશે રે લોલ !
બોલબાણ જેઠાણી મુને મારશે રે લોલ ! શત્રુનું કામ પિયુ સારશે રે લોલ !
**દાસદયાના પ્રભુ** ! **નરહરિ** ! રે લોલ ! તનમનથી હું તમને વરી રે લોલ !

★

## ૮૯

## ઝઘડો લોચનમનનો

લોચનમનનો રે ! કે ઝગડો લોચનમનનો !
રસિયા તે જનનો રે ! કે ઝઘડો લોચનમનનો !
પ્રીત પ્રથમ કોણે કરી **નંદકુંવર**ની સાથ ?
મન કહે, ' લોચન ! તેં કરી,' લોચન કહે, ' તારે હાથ.' ઝગડો.
' **નટવર** નિરખ્યા નેન ! તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ ! ઝગડો.
સુણ ચક્ષુ ! હું પાંગળું, તું મારું વાહન.'
નિગમઅગમ કહ્યું સાંભળ્યું, દીઠા વિના ગયું મન. ઝગડો.
' ભલું કરાવ્યું મેં તને **સુંદરવર**સંજોગ.
મને તજી તું નિત મળે, હું રહું દુઃખવિજોગ !' ઝગડો.
' વનમાં **વ્હાલાજી** કને હું ય વસું છું નેન !
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન !' ઝગડો.
' ચેન નથી મન ! કયમ તને ભેટયે **શ્યામ**શરીર ?
દુઃખ મારું જાણે જગત, રાતદિવસ વહે નીર !' ઝગડો.
મન કહે, ' ધીખું હૃદે, ધુમ પ્રગટ ત્યાં હોય.
તે તુજને લાગે રે નેન ! તેહથકી તું રોય.' ઝગડો.
એ બેઉ આવ્યાં બુદ્ધિ કને, તેણે ચૂકવ્યો ન્યાય :
' મન ! લોચનનો પ્રાણ તું, લોચન ! તું મન કાય. ઝગડો.
સુખથી સુખ, દુઃખ દુઃખથી મનલોચન ! એ રીત.
**દયા પ્રીતમ શ્રીકૃષ્ણ**શું બેઉ વડેથી પ્રીત.' ઝગડો.

★

## ૯૦

# કહાન બોલાવે !

ચાલ વ્હેલી, **અલબેલી પ્યારી રાધે!**
તને તારો **કહા**'ન બોલાવે, તને **ઘન**સ્યામ બોલાવે;
તને તારો પિયુ બોલાવે, સરસ સમય સાધે, સાધે. પ્યારી **રાધે!**
નથી તુજ સમાં અખિલ વિશ્વમાં **શ**ચીસાવિત્રીઉમા રામા;
—તે પણ નહિ સમોવડ! અવર કોણ કામા?
તારી તુલના, તારી તુલના એક તું કે **વ્રજ**ભૂપ.
તું તદ્રૂપ, ગુણ સ્વરૂપ, વાસરૂપ, અપ્ય યૂપ;
સુહૃદરૂપ, બેઉ અનુપ, ગતિ અગાધે! અગાધે! પ્યારી **રાધે!**
કેસરી આમિષ તજી તૃણ કેમ ખાય?
સ્વાતિસલિલ વણ ન ચાતકતરસ જાય;
વન વિશાખા અગ્રજા જ રીપ ન્હાય.
એ દૃષ્ટાંત, એ દૃષ્ટાંત, અર્થ આણ ધ્યાનમાં;
મૂકી માન **પ્રી**તમ! કહાન! દે રસદાન, અધરપાન;
ભાગ્યવાન ન કો આજ, તું સમાન સુતા! **ભાન**;
તજી ઉપાધે ઉપાધે, પ્યારી **રાધે!** ચાલ વ્હેલી **અલબેલી.**
સલિલહીન મીન જીવે ન કોઈ, ઝષવિહીન થયું બગડે તે તોય;
તડિત મેઘ, મેઘ તડિત વણ ન સોય,
કરી જો વિચાર, કરી જો વિચાર વારવાર, એ જ સાર;
માર્યા માર, ધાર ધાર સહુ શૃંગાર, મ કર વાર **ન**ન્દકુમાર!
પ્રાણ આધાર ને ઉરહાર કર અબાધે, અબાધે!
એમ કહી પતિ અતિ રતિસ્મૃતિ કરાવી;
સજાવ્યા શૃંગાર જેમતેમ સમઝાવી;
લાવી **લ**લિતા પટરાણીને પધરાવી;
સોંપી **શ્યામ**, સોંપી **શ્યામ**, સુંદર સ્યામ કરી પ્રણામ, વળી વામ;
કુંજધામ, પૂરણકામ, નિગમયામ શો વિશ્રામ ને ગુણગ્રામ;
કથે આમ દયારામ: હર્ષ વાધે, વાધે, પ્યારી **રાધે!** ચાલ વ્હેલી.



## ૯૧

# પ્રેમસમાધિ

માન્યો મનનો મોહનવર પામિયાં જો રે ! અમો વેદના વ્રેહેની સહુ વામીઆં
જો રે ! માન્યો.

રંગરસિયો છબીલો છેલડો રે જો રે ! નાગર નંદનો કિશોર અલખેલડો
જો રે ! માન્યો.

જેને જોવા જોગેશ્વર દેહ દમે જો રે ! તે તો અમશું અખંડ રંગ રમે
જો રે ! માન્યો.

જેને નિરખી મન્મથ મૂર્છિત થયો જો રે ! લાલ તે અમ ઉપર લટ્ટુ થઈ રહ્યો
જો રે ! માન્યો.

અનંત કોટિ બ્રહ્માંડનો જે રાજિયો જો રે ! કેશ કામિનીના ગૂંથતાં ન લાજિયો
જો રે ! માન્યો.

વશ શેષમહેશ જો ના'વિયો જો રે ! અમો અબળા તે નાચ નચાવિયો
જો રે ! માન્યો.

જેનું દર્શન જ્ઞાન સ્વપ્ન નવ લહ્યું જો રે ! તેણે 'ઋણી છું તમારો' અમને કહ્યું
જો રે ? માન્યો.

અમારું પદ કો ન પાળ્યું કોટિલાખમાં જો રે ! અમારે ઓછું રહ્યું શું અભિલાખમાં
જો રે ? માન્યો.

જીવન જગનું અમ પાસે આપોઆપ છે જો રે ! કેવળ પ્રેમપુરુષના પ્રતાપ છે
જો રે ! માન્યો.

મૂકી અમને ઓધવ ! કયહું જાય ના જો રે ! બોલ્યું અમારું તમો પરખાય ન
જો રે ! માન્યો.

અમો જેને વિયોગે આંસુ પાડિયે જો રે ! ઓધવ ! કહો તો તે પુરુષ દેખાડીએ
જો રે ! માન્યો.

ઘડી બેમાં વાંસલડી વાગશે જો રે ! વ્હાલો અમ પાસે આવી કાંઈ માગશે
જો રે ! માન્યો.

—એમ કહેતાં સૌ મને મગ્ન થઈ ગઈ જો રે ! ઉદ્ધવ જુએ છે ને પ્રેમસમાધિ
થઈ ગઈ જો રે ! માન્યો.

' મિથ્યા શીદ હું ફૂલું છું જ્ઞાનગાથમાં જો રે ? હરિ દીસે છે હૈયાના હાથમાં જો રે ! માન્યો.

પરમ પ્રેમપ્યારી એ અવિનાશની જો રે ! એ છે સર્વ સ્વામિનીઓ દયાદાસની જો રે ! માન્યો.



૯૨

## લાડલી લાવું !

આંખ ભરો મા અલબેલડા રે ! લાડલી લાવું.
એક મુહૂર્ત પ્હેલી મહારાજ ! શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.
વાંક તમારો હોય તો યે લાડલી લાવું.
નહીં તો નામ ધરું ન લલિતા ય, શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.
લાલ લોચન શીદને ભરો છો ? લાડલી લાવું.
ઊંડા નીસાસા મૂકશો મા નાથ ! શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.
એક વાતડીમાં વિહ્વલ કરીને લાડલી લાવું.
સોંપું હાથ તમારો એને હાથ, શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.
લટ્ટુ કરી લગાડું લત લાલજી રે ! લાડલી લાવું.
એક બુટ્ટી સુંઘાડું બુદ્ધિરૂપ, શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.
સઘળો કાજળ કાઢી કાળજતણો રે લાડલી લાવું.
એવું કારજ કરું છું અનુપ, શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.
મર્મ માલમ છે મુને માનનો રે લાડલી લાવું.
વિના કહ્યે સર્વ વ્રજરાય ! શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.
—એમ કહીને સખી સંચરી રે— લાડલી લાવું.
—લાગી દયાપ્રીતમજીને પાય, શીદ સંતાપ કરો છો ? લાડલી લાવું.



૯૩

## માનુની મનાવ્યાં !

લલિતાજી આવ્યાં પ્રેર્યાં લાલનાં રે ! માનુની મનાવ્યાં !
આવી પાગ કર્યાં છે પરણામ વિનયવિવેકશું રે ! માનુની મનાવ્યાં !

કોણ જાણે શું કહ્યું કાનમાં રે? માનુની મનાવ્યાં!
જેથી રોષનું રહ્યું નહીં નામ, વિનયવિવેકશું રે! માનુની મનાવ્યાં!
શ્રમ પડયો નહીં, સ્વલ્પમાં રે! માનુની મનાવ્યાં!
ક્ષણમાં ક્ષીણ કર્યું છે ગુરુ માન. વિનયવિવેકશું રે! માનુની મનાવ્યાં!
જગવી આતુરતા ઊલટી રે! માનુની મનાવ્યાં!
લાગી લાલલક્ષ ટળ્યું બીજું ભાન, વિનયવિવેકશું રે! માનુની મનાવ્યાં!
પધરાવી લાવ્યાં પ્રેમે કરી રે માનુની મનાવ્યાં!
પ્રિયા બેસાડયાં પ્રીતમજી પાસ, વિનયવિવેકશું રે! માનુની મનાવ્યાં!
આનંદસાગર ઊછળ્યો રે! માનુની મનાવ્યાં!
વાધ્યું સુખ, થયું દુઃખ નાશ, વિનયવિવેકશું રે! માનુની મનાવ્યાં!
હળ્યાંમળ્યાં હરખ્યાં ઘણાં રે! માનુની મનાવ્યાં!
જેમ રિદ્ધ પામે મહારંક, વિનયવિવેકશું રે! માનુની મનાવ્યાં!
દાસદયાનો પ્રીતમ પરસન થયો રે! માનુની મનાવ્યાં!
પછી રતિરસે પોઢયાં પર્યંક, વિનયવિવેકશું રે! માનુની મનાવ્યાં!



૯૪

## નંદકુંવરશું નેહ!

સૂણ સાહેલડી રે! મારે નંદકુંવરશું નેહ!
ઝાઝું શું કહું રે? મારે પ્રાણજીવનધન તેહ!
હાર હૈયાતણા રે! મારા કાળજડાની કોર!
મસ્તકના મણિ રે! મારા ચિત્તડાકેરા ચોર!
ઉર લપટાવીએ રે! એ પર આવે એવું વ્હાલ!
સહિયર! શું કરું રે? મોટું સાસરિયાંનું સાલ!
આજ મુને એકલો રે મારગ જાતાં મળિયો કા'ન.
મુખ બોલ્યો નહીં રે! કીધી આંખલડીમાં સાન!
હું સમઝી ગઈ રે! મુને તેડી વૃંદાવન.
કહે, સખી! કેમ કરું રે? તાલાવેલી લાગી તન!
શા મશે સંચરું રે? મુજને સૂઝે નહીં કંઈ પેર!
જાઉં જો વણકહે રે આવી ઉત્તર દઉં શો ઘેર?

એક ઉપાય છે રે જો તું આવે મુજ સંગ,
જઇએ મહી વેચવા રે, રમીએ રસિયાજીશું રંગ !
એકબે અન્યોન્ય મળી રે ચાલ્યાં સહિયરકેરે સાથ,
હોંસ હૈયાંતણી રે પહોંચી—મળ્યા દયાના નાથ !

★

૯૫

## આંખ તમારી !

ઘણી ગજબી રે ! ગિરધારી ! ઘર માર્યું રે આંખ તમારી !
સામું જોતામાં કાળજ કોર્યું, મારી રે મદનકટારી. ઘણી.
હું તો આજલગી મન પર ધરતી, સૌ ચતુરાની ચેષ્ટા કરતી,
મને આજલગી જોતી ધરતી. ઘણી.
હું તો નથી સમઝતી મન મોલ્લામાં, એ જાદુ તમારા જોયામાં,
મુને નાંખી છે દુઃખદરિયામાં ! ઘણી.
હવે તમ પાખે કયમ રહેવાશે ? ઢાંકયાં ધીખ્યાં કયમ રહેવાશે ?
મેં એ દુઃખ કોને કહેવાશે ? ઘણી.
એવું સૂણી દશા દીઠી બીજી, આ દયાના પ્રીતમ ઉપર રીઝી,
પ્રેમાનંદમગન થયો બીજી. ઘણી.

★

૯૬

## કાળજ કોર્યું તે કોને કહીએ ?

કાળજ કોર્યું તે કોને કહીએ રે ઓધવ ! છેલછબીલડે ?
વેરી હોય તો વઢતાં રે ફાવીએ, પણ પ્રાણથી પ્યારો એને લહીએ રે ! ઓધવ !
ધીખીએ ઢાંકયાં તે કહે નવ શોભીએ, ડાહ્યાં શું વાહ્યાં નાને છૈયે રે ! ઓધવ !
સોડનો ઘાવ માર્યો સ્નેહી શામળિયે ! કિયા રાજાને રાવે જઇએ રે ! ઓધવ !
કળ ન પડે, કાંઈ પેર ન સૂઝે ! રાતદિવસ ઘેલાં રહીએ રે ! ઓધવ !
કાંઈ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચોંટે ! અલબેલો આવી બેઠો હૈયે રે ! ઓધવ !
દયાના પ્રીતમજીને એટલું જઈ કહેજો : કયાં સુધી આવાં દુઃખ સહીએ રે ?
ઓધવ !

★

## ૯૭

# ઉપાલંભ

રસિયાજી ! તમે કયાં રમી આવ્યા રાસ ? તમારાં નિદ્રાભરિયાં નેણુ છે જી !
કઈ વિનતાએ કર્યા તમારા વાસ ? કે એવાં મીઠડાં કોનાં વેણુ છે જી ?
કોને મંદિર તમે જઈ આપ્યાં સુખ ? કે કોણે આલિંગન દીધાં વ્હાલમાં જી ?
પ્રભુ ! કપાળે કજળીનાં નિશાન કે ટપકું તંબોલનું ગાલમાં જી !
અગરચંદન પ્રભુ ! રેલાયાં લલાટ, અવળાંસવળાં આભ્રણુ પહેરિયાં જી !
પીતાંબર પ્રભુ ! પલટી લાવ્યા છો કયાંગે ? કોનાં ઓઢી લાવ્યા છો લ્હેરિયાં જી ?
મુજ પર કીધાં શોકયલડીનાં સાલ કે ચોટે વાતો ચાલશે જી !
દયાપ્રીતમ કર જોડી ખાય છે સમ—રાધા ! તમથી વ્હાલું બીજું કો થશે જી ?



## ૯૮

# સાંભળ સહી ! મારી

નંદનંદન અલબેલડો રે ! એનાં વ્હાલાં લાગે છે વેણુ, સાંભળ સહી ! મારી.
ઘેલું કીધું ગોકુળિયું રે ! એનાં કામણગારાં નેણુ ! સાંભળ સહી ! મારી.
નટવર સુંદરશામળો રે ! મનગમતો મોહન લાલ;
હ્રદયસરસો લેઈ લપટાવું !—મુને એવું લાગે છે વ્હાલ ! સાંભળ.
તાલાવેલી લાગી તનમાં રે ! વ્રેહવહ્નિ દહે મારી દેહ !
કોની આગળ કહીએ જઈ રે કિંડું અંતરનું દુ:ખ એહ ? સાંભળ.
ભૂલી વિધાતા ચતુર થઈ કે ? મારા કર્મતણો છે વાંક ?
નંદકુંવર મારા કંથ થવાનો એણે શે ના લખીઓ ટાંક ? સાંભળ.
મુખડે કહેતાં લાજીએ રે બાઈ ! હૈડે પૂરું હેત;
એ નટવર હોત નાવલો રે તો મનગમતું સુખ લેત ! સાંભળ.
કોણુ ઉપાય કર્યાથકી રે મારું એ કારજ સિદ્ધ થાય ?
કયા દેવને સેવ્યાથકી રે બ્હેની ! પુરુષોત્તમ પરણાય ? સાંભળ.
કુંવારો છે હજી કા'નકુંવર રે—મુને એટલડી છે આશ;
પાયે લાગું સખી ! તાહરે રે ! તું તો જા મુજ માતા પાસ. સાંભળ.

વાત વિવેકે પ્રીછવી રે રૂડો વિઠ્ઠલવર તું બતાવ!
કહેજે સુંદર એ શામળો રે, માટે તું પુત્રી પરણાવ. સાંભળ.
જો પરણાવશે પાતળિયો રે ઇચ્છિત વર એ અવિનાશ;
પ્રસન્ન થશે પરમેશ્વર બાઈ! તારી હું વણમૂલે દાસ! સાંભળ.

★

૯૯

# કહું એક વાત

ઊભા રહો તો કહું એક વાત, મરડી જાઓ છો શાને મુખ રે જી?
વચન દીધું તે પળ્યું નથી રે વ્હાલા! હું જાણું છું લાગ્યું તેનું દુઃખ રે જી!
મારી અરજ સૂણો તો કહું એક મારા વ્હાલા! વિચારો નથી મારો વાંક રે જી!
હું વહૂઆરુ બાળે વેશ મારા વ્હાલા! અબળા માણસ ઘણું રાંક રે જી!
સાસરિયાં મુને સૌ સાચવે રે વ્હાલા! પરણ્યો ન મૂકે મારી પૂંઠ રે જી!
કે સાસુડી ઘણી શેતાન મારા વ્હાલા! નણદી આગળ ન નભે જૂઠ રે જી!
જળ જાઉં તો જોડે થાય મારા વ્હાલા! ગોરસ વેચતાં સહિયરથોક રે જી!
માટે ટાઢું નાંખ્યું છે તક વિના રે વ્હાલા! આપણે ડરવું રે! દુરિજન લોક જી રે!
હરિ! મુજ રૂપનું ગુમાન રખે જાણતા રે વ્હાલા! તે આપની આગળ તો
નથી તેહ રે જી!
તનમન સોંપ્યું છે તે દિવસનું રે વ્હાલા! દીધી છે નજર નેહ રે જી!
ભાણે ભોજન નથી ભાવતું રે વ્હાલા! નિદ્રા ન આવે કર્યે સેન રે જી!
હું ઢાંકી પીખું છું રાતદિવસ મારા વ્હાલા! આપને વિયોગે નથી ચેન રે જી!
બીજી કસર તો કાંઈ નથી રે વ્હાલા! સમો જો મળે તો સુખ થાય રે જી!
એ જ વિચાર આઠે પહોર મારા વ્હાલા! મનડું મારું ન કહ્યું જાય રે જી!
પણ તે તો આવી છે તક આજ મારા વ્હાલા! પિયુડો પહોંચ્યે છે
પરગામ રે જી!
મારી નણદી વળાવી આજ સાસરે રે વ્હાલા! ગોરસ વેચ્યાનું અગત્ય
કામ રે જી!
માટે સંધ્યાએ વ્હેલા આવજો રે વ્હાલા! આપણ મળીશું બંસીબટ-
ચોક રે જી!

સંગે સખા ન કોઈ લાવશો રે વ્હાલા! હું પણ નહીં લાવું સહિયર—
શોક્ય રે જી!
તે જ પ્રમાણે મળ્યાં બેઉ જણાં રે વ્હાલા! પૂરણ અભિલાખ રમ્યાં રંગ રે જી!
પ્રસન્ન થયા રે જીવન દયાતણા રે વ્હાલા! જીતીઓ અજિત જે
અનંગ રે જી!

★

૧૦૦

## પાધરે પંથે જા!

"નેણ નચાવતા નંદના કુંવર! પાધરે પંથે જા!
સુંદરી સામું જોઈ વિઠ્ઠલ! વાંસલડી મા વા! ગુમાની! પાધરે પંથે જા!
વ્હાલા! તારું નિર્લજ્જ ધીટમાં નામ પડ્યું, તું કાંઈ ડાહ્યો થા;
કોણ પુત્રી પરણાવશે તારાં દેખી લક્ષણ આ? ગુમાની!
પનઘટ ઉપર પાલવ સાહે છે એ તે ક્યાંનો ન્યાય?
કામનીમાં શું કામ? આજથી અવિવેક તે શા?" ગુમાની!
હળવા રહી હસી બોલ્યા, "તારું અધરામૃત પા
તો મારું મન માને શ્યામા! એકવાર કહે 'હા.'" ગુમાની!
"આવ ઓરો એક વાત કહું તુંને કાનમાં કાનુડા!
શીદ હઠીલા! અટકે? હું તો તારી છું સદા." ગુમાની!

★

૧૦૧

## આવો અલબેલા રે વ્હાલા!

આવો અલબેલા રે! વ્હાલા! કહોને તમે ક્યાં ગયા'તા નંદલાલા?
સાચું કહોની રે અમને, અધરા સમ શામળિયા! તમને. આવો.
કહોને, કોની સંગે રજની રમી આવ્યા છો રંગે? આવો.
સંગી થયા છો રે કહાના! દેખી મુને જાઓ છો છાના. આવો.
ઊંઘે ઘેરાણા રે ડોલો! મોહન! બોલાવ્યા નવ બોલો. આવો.
લોચને જવાય છે રે મીંચી, જોઇને રહ્યા છો દષ્ટે નીચી. આવો.

કેશ લપટાણા રે ભાલે, કાજળ કયાં લાગ્યું છે ગાલે? આવો.
રાતી રેખ કપોળે શી છે? શીદ લાજો છો? બહુ શોભી છે. આવો.
કંકણના રલ દીસે પીઠે, શીદ સંતાડો? આનંદ થાય છે દીઠે. આવો.
હારનાં ચિહ્ન હ્રદેમાં પડયાં છે, કયમ ઢાંકયાં રહે? તનમાં જડયાં છે. આવો.
સાચા ક્ષણેક્ષણે કયાં થાશો? ડગલેડગલે સમ શા ખાશો? આવો.
સજ્જન હશે તે રાખશે છાનું, લોક તો કહેશે મનનું માન્યું. આવો.
જગત રહે નહીં જોરે બાંધ્યું, ફાટયું ગગન કયમ રહેશે સાંધ્યું? આવો.
**બાલમ!** માનો કે ના માનો, એનો હું મર્મ લહું છું છાનો. આવો.
સુખ દેખો ત્યાં સુખીઆ થાજો, તમારું મન માને ત્યાં જાજો. આવો.
ચાતડી ગઈ છું રે પામી! કહો તો કહું **દાસદયાના સ્વામી!** આવો.



૧૦૨

## મારા રાજ!

એક **વૃંદાવનમાંહે** નિકુંજના મહેલમાં મારા **રાજ!**
હો જી રે! **જુગલકિશોરચરિત્ર** પ્રેમરસ ગેલમાં મારા **રાજ!**
સોળ કળા **શશી** ઊદિયો, ફૂલી રહી જામની મારા **રાજ!**
હો જી રે! જોડે રહી સખી જુએ **લલિતાદિક** કામની મારા **રાજ!**
એક સજ્જનમાં બેઉ જણાં રંગભર રાજિયાં મારા **રાજ!**
હો જી **રે!** શોભાતણો નથી પાર, **કામરતિ** બિરાજિયાં મારા **રાજ!**
કરવા માંડયા છે શણગાર પરસ્પરપેં નવા મારા રાજ!
હો જી રે! **રાધા** થયા **નંદલાલ, મોહનજી રાધા** થયાં મારા **રાજ!**
સાડીચોળી પહેરી **શામળે,** તે મન લોભીઓ મારા **રાજ!**
હો જી **રે!** પહેર્યું પીતાંબર પાગ, **શ્યામાશિરપેચશોભિયો** મારા **રાજ!**
સેંથો, આડ, શીશફૂલ, **દામોદર** દામણી મારા **રાજ!**
હો જી રે! તિલક તોરાશિરપેચ **ધરે** બાળા બહુ બણી મારા **રાજ!**
નટવર નથને એકત્ર ઝૂકે રૂપ ગોરિયું મારા **રાજ!**
હો જી રે! **હેમની** તે હાંસડી **હરિને** હોંસે ધરી મારા **રાજ!**
નેપૂર અણવટ વિંછુઆ **પિયુજીના** પાગમાં મારા **રાજ!**
હો જી રે! કટિમેખલા વેળિયું રાગમાં મારા **રાજ!**

અદલબદલ ઈત્યાદિક આભૂષણુ અંબાર કીધલા મારા **રાજ**!
હો જી રે! વિવિધ માણ્યો રસ, આલિંગન દીધલાં મારા **રાજ**!
**શ્રી**રાધારૂપે ધર્યું માન, **મોહન** પાગે લાગિયા મારા **રાજ**!
હો જી રે! હસતાં પરસ્પર જાય, સંદેહ મનના ભાગીઆ મારા **રાજ**!
વિપરીત રમણુ રૂડી રીતે મન ભરી માણ્યિાં મારા **રાજ**!
હો જી રે! આવ્યું એકેકને સુખ, હાશ વીત્યેથી જાણિયાં મારા **રાજ**!
પ્રેમે ભર્યાં બેઉએ પોઢિયાં અતિશે આનંદ ઊરમાં થયો મારા **રાજ**!
હો જી રે! ગુણુ ગાઈ સુખરૂપ દયો બલિહારી ગયો મારા **રાજ**!



## ૧૦૩

# ચાલ, ચપળા બૃખુભાનની દુલારી!

ચાલ, ચપળા **બૃ**ખુભાનની દુલારી!
તુંને **ઘ**નસ્યામ બોલાવે, તુંને પ્યારો **લાલ** બોલાવે!
તુંને તારો પિયુ બોલાવે, પ્રાણકેરી **પ્યારી**! **પ્યારી**! ચાલ.
હૃદયા તંત્રદોષ વિપ્ર છે શા માટે?
નહીં ત્રિયા વર્ષ માસ રહે ઊચાટે.
હરિરિપુપતિ જુએ છે તારી વાટે.
તે માટે ચાલ, સ્યામા! ગુણગ્રામ, બહુનામ, સ્નેહરામ,
મનકામ, પ્રીત વિચારી વિચારી. ચાલ.
જા, સખી! હાવાં નહીં બોલું તુજ સાથે,
'**ચં**દ્રમુખી' કલંક દીધું મારે માથે,
એવા **નાથ**ને કયમ ભીડું ભરી બાથે?
કે સૂણુ સુતા! **ભાણ**, વાળી વાન, અતિ ધ્યાન,
મૂકી માન, કર **હૃ**દે વારી વારી. ચાલ.
એમ કહી કરી જેમતેમ સમઝાવી
સજાવ્યા શૃંગાર, કંચુકી કાળી,
કટાક્ષમાત્રમાં પુરુષ નાંખે ઢાળી
કે એટલું જોઈ પ્રકાશ, તુજ આશ, કુંજ અવાસ,
દાસદયાના **મો**રારિ! **મો**રારિ! ચાલ.



## ૧૦૪

# ઘેલી મુને કીધી !

ઘેલી મુને કીધી શ્રીનંદજીના નંદે ! ઘેલી મુને કીધી.

સખી રે ! હું તો જમનાજી ગઈ હતી પાણી, ત્યાં મેં નંદકુંવર દીઠો ને લોભાણી,
એ પણ મારા અંતરની વાત ગયો જાણી. ઘેલી.

વ્હાલાજી હુંપે વાંકી નજર વડે જોયું, સાહેલી ! મારું ત્યારે તો અધિક મન મોહ્યું,
કાળજ મારું કુટિલ કટાક્ષે પ્રોયું. ઘેલી.

વ્હાલવશીકરણભરી મીઠી વાણી, સૂણી હું તો મૂલ વિના રે વેચાણી,
જાણે મન પ્રીતપીડા જાય ના વખાણી ! ઘેલી.

સખી રે ! એની અલબેલી આંખ અણિયાળી, રૂપરસરંગની ભરેલી રતનાળી,
ભૂરકીની ભરી વાંકી ભ્રૂકુટિ મેં ભાળી. ઘેલી.

સખી ! એનું મુખડું મદનમોહકારી, અંગોઅંગ માધુરી મનોહર ભારી,
મંદમંદ મધુરે હસી મુને મારી ! ઘેલી.

નટવર એ નખશિખ કામણે ભર્યો છે, આવડો રૂપાળો એને કોણે કર્યો છે ?
મેં તો મારા મનથકી એને વર્યો છે ! ઘેલી.

સખી ! એની મોરલીમાં મોહની ભરી છે, તેણે મુને ઘણી વ્રેહવિકળ કરી છે,
સખી ! મારી સુધબુધ એણે હરી છે ! ઘેલી.

કાળજાનું દર્દ નથી કોઇને કહેવાતું, લાગી લાહ્ય રોમરોમ ! નથી મેં રહેવાતું !
કર કશો ઉપાય, હવે નથી મેં સ્હેવાતું ! ઘેલી.

તાલાવેલી લાગી, તરફડું છું, મેં મરાશે, કેમ કરી મેળવ્યે મોહન સુખ થાશે.
લાજને લગાડ પરી ! જીવ મારો જાશે ! ઘેલી.

વિરહવહ્નિમાં બળે છે સમઝી ગઈ સાહેલી, ખાનપાનભાન કશું નથી, લાજ મેલી !
રખે એની થાય અવસ્થા છેલ્લી ! ઘેલી.

એવે સમે દયાના પ્રીતમજી પધાર્યા, અંક ભરી કુંજસદનમાં સધાર્યા,
આપ્યો આનંદ, વ્રેહતાપ સૌ નિવાર્યા ! ઘેલી.



## ૧૦૫
## પાણીડાં કેમ ભરીએ?

રોકયો પનઘટ રસિયારાજ! પાણીડાં કેમ ભરીએ?
પીડે લોકડિયાંની ઘણી લાજ, પાણીડાં કેમ ભરીએ?
આજ ચિત્તની ચેતવણી છે, બીજુ મુને ભાસે મારા રાજ! પાણીડાં.
મારા અંગ ઉપર નાચે નેણુ! પાણીડાં કેમ ભરીએ?
કરે ચંચળ ચોરવાનું ચિત્ત! મુને ભાસે મારા રાજ! પાણીડાં.
કવેળામાં નાનકડી નાર, પાણીડાં કેમ ભરીએ?
આવે ઓચિંતાં દુરિજન કોઈ—ઘણું ખોટાં મારા રાજ! પાણીડાં.
ઘેલાં કાઢયાની તમને છે ટેવ, પાણીડાં કેમ ભરીએ?
હજી છોકરવાદી નથી છૂટી, થયા મોટા મારા રાજ! પાણીડાં.
ધાર્યું થાશે ધીરજ રાખો આપ, પાણીડાં કેમ ભરીએ?
સમો સાંપડયે સૌ સુખ હોશે, ધીરજ રાખો મારા રાજ! પાણીડાં.
તો પણ લાજ આજ તજીને કહીએ જી, પાણીડાં કેમ ભરીએ?
અમો સરવે છૈએ તમારી દાસી, રખે તરસો મારા રાજ! પાણીડાં.
માબાપે અવર કર આપી જી, પાણીડાં કેમ ભરીએ?
અમો મનથકી નિશ્ચે તમને પરણી, એમ જાણો મારા રાજ! પાણીડાં.
આજ કાળજડાનું કહી નાંખ્યું જી, પાણીડાં કેમ ભરીએ?
હાવાં રાજને રુચે એમ રંગરસ માણો મારા રાજ! પાણીડાં.
રીઝયો દાસદયાનો સ્વામી સૂણતાં જી, પાણીડાં કેમ ભરીએ?
હૈયે હેતનો સાગર ઊછળ્યો ઊર ચાંપી મારા રાજ! પાણીડાં.



## ૧૦૬
## ડહાપણુ રાખો જી!

**ગોપી:**—"શ્યામ! સલક્ષણા રહો કહું છું, શીખામણુ લો માની જી;
માારગડે જાતાં મુજ શ્રવણે વાત રહી શીદ છાની? ડહાપણુ રાખો જી!"
**કૃષ્ણ:**—"અવળી રે અબળા! અવળું શું બોલે જાતાં સીધી વાટ જી?
કરણફૂલ તારું નવીન દેખી સહેજ મેં જોયો ઘાટ. સૂલટું ભાખો જી!"

ગોપી:–" કરણફૂલ જોયું તે શું કહો છો? અવર કોઈ કયમ માને જી?
પુરુષને શું કામ સ્ત્રીઅંગે? સમઝાવો છો કોને? ડહાપણ રાખો જી!"
કૃષ્ણ:–" જેના મનમાં કપટ હોય તે કપટતણી ગત જાણે જી;
જોતાં જાન ગયું શું તારું જે આવડી વાત વખાણે? સૂલટું ભાખો જી!"
ગોપી:–" છાના રહો, સાધુ છો હું જાણું, સાચાં બોલો છો વેણ જી;
સાધુપણાની સાખ પૂરે છે નાચંતાં બેઉ નેણ! ડહાપણ રાખો જી!"
કૃષ્ણ:–" નાચંતાં કે વણનાચંતાં તેં મેણું શીદ દીધું જી?
જેવાં છે તેવાં અમ પાસે, કહે, તારું શું લીધું? સૂલટું ભાખો જી!"
ગોપી:–" વ્હાલા! મારું તો સર્વસ્વ લીધું છે, હું અબળા કહેતી લાજું જી;
તનમનધન લૂંટીને લીધું! હાવાં શું લેશો ઝાઝું? ડહાપણ રાખો જી!"
કૃષ્ણ:–" હું તો બાળક! કાંઈ ન સમઝું કેવું હોય તનમનધન જી;
કયમ કહ્યો તેં મુજને મોટો?"—એમ બોલ્યા જગજીવન. સૂલટું.
ગોપી:–" તમો નંદકુવર! મેં નિરખ્યા નાના! ગુણ મોટા, ગંભીર જી!
વડા બાણથી વધતો પીડે જેમ નાનો નાયકવીર. ડહાપણ રાખો જી!"
કૃષ્ણ:–" કાયર થઈ એમ કંપે છે ને વાત શૂરાની વખાણે જી;
નાયકબાણતણી ગત ન્યારી, તું તો વણદીઠે કેમ જાણે? સૂલટું ભાખો જી!
ગોપી:–દાસદયાના પ્રભુ! દુ:ખ રખે ધરતા, હું હરિજન માટે કહું છું જી;
એ સુખડાંને કાજે હરિ! હું બોલ લોકના સહું છું. ડહાપણ રાખો જી!



## ૧૦૭

# ગુલાલે મારી આંખ ભરી!

" સખી! આ જોની, ગોપાળે ગુલાલે મારી આંખ ભરી!
આંખ ભરી . મેં નવ જોવાયું ત્યારે રહી હું ડરીને;
મનમાન્યું તે કીધું એણે, વળગ્યા ઝૂમી કરીને. સખી!
મેં વાર્યા, વ્હાલમે ન માન્યું, સમઝી રસ ન લીધો;
એક દિવસમાં સૌ સુખ સાંત્યું જગતભવાડો કીધો. સખી!
ઉરમુખ ઢાંકયું કયાં લગી રહેશે? દુરિજન, ગુરુજન જોશે;
કાલે રમવા નહીં જવાય મેં ત્યારે શી ગતિ હોશે?" સખી!

સખી કહે, "ચિંતા તજ ચિત્તથી, આપણ નિશ્ચે જઈશું;
કહેનારાં કહીને શું કહેશે? નફટનિર્લજ્જ થઈશું. સખી!
જે સુખને પદ્મા તરસે છે તે તું સ્હેજે પામી;
જખ મારે છે જગત, માણ તું દાસદયાના સ્વામી." સખી!



## ૧૦૮

## મીઠો મોહનવર

બોલી એમ કીર્તિકુમારી રે, "છાની એક વાત છે મારી રે. બોલી.
સાંભળ લલિતા! સાહેલી રે! કહું તુંને લજ્જા મેલી રે. બોલી.
બંસીબટચોકમાં દીઠો રે, મોહનવર લાગ્યો છે મીઠો રે. બોલી.
સંધ્યાના સમયમાં બેઠો રે, જોતામાં કાળજડામાં પેઠો રે. બોલી.
રસિક છે રંગીલો રૂપાળો રે, ચિત્ત મારું ચોરણવાળો રે. બોલી.
મંદ હસી મુજ સામું જોયું રે, કટાક્ષથી કાળજ પ્રોયું રે. બોલી.
ત્યારની હું થઈ છું ઘેલી રે, તેને મુને મેળવ સાહેલી રે! બોલી.
સહિયર! તારે પાગે લાગું રે, મોહનજીનું મળવું માગું રે." બોલી.
લલિતા કહે છે, "સૂણ સાહેલી રે! બણીઠણી તું થા અલબેલી રે. બોલી.
ચાલ, ઊઠ, તું મારી સંગે રે, રમાડું રૂપાળાશું રંગે રે. બોલી.
દયાપ્રભુશું જઈ મળીએ રે, બન્નો સુખસિંધુમાં ભળિયે રે! બોલી.



## ૧૦૯

## નાડ જુઓ

"ઊભા રહો અલબેલા! ક્ષણું સંજોગ, ડાહ્યા છો પૂછું એક વાતડી જી.
મારા તનમાં ચેટક કે કંઈ રોગ? કેમ ગળે છે મારી જાતડી જી?
સમા વિના કેમ પૂછું નંદકુમાર? વિચાર મુને બહુ દિનનો રહે જી.
નિજ નટવર! હું નાનકડીશી નાર, કોઈ એક તમને કાંઈ ઘેલું કહે જી.
માટે મોહન! મળ્યા એકલા આજ, વૃંદાવનમાં કોઈ બીજું નથી જી.
હું પણ કહું છું મૂકી મનની લાજ મારું અંતર દુઃખ સઘળું કથી જી.
વ્હાલા! એ મુને ન્હોતો પહેલો રોગ, હવડાં પ્રગટ્યો દિન દસબારમાં જી.
નિદ્રા ના'વે, ભાવે નહીં કંઈ ભોગ, કયહું પડે નહીં કળ મનવિચારમાં જી.

ફટકફટક કાળજડું મારું થાય! રાતદિવસ તન ધીખધીખતું રહે જી!
ઊંડું દુઃખ અતિશે પણ નવ સમઝાય, કોઈ વૈદ એ દુઃખમાં નવ લહે જી.
તેમાં એક વળી અચરજ સૂણજો આજ, મુજને તો કાંઈ કારણ ના જડે જી.
તમ મુખ દેખું ત્યાંલગી નહીં સંતાપ, કયમ હશે એ? સમઝણ ના પડે જી!
જાણું છું મુજ ચિત્તનું ચેટક જેહ તમને દેખીને નિશ્ચે ઠરું જી.
માટે રાજ! મટાડયું મટશે તેહ હા, દેશો ભરોંસો મન ધરું જી.
એ દુઃખ ટાળો કહો તે કરું ઉપાય, નાડ જુઓ કે નયણે પારખો જી.
સુઘડશિરોમણિ છો તમે રસિયારાય! મારા સમ જો ના ભખો જી."
–વચન સૂણીને સમઝયા સુંદરશ્યામ, કર સહી નાડી જોઈ નારીતણી જી.
કૃષ્ણ અડયે કર પ્રગટયો પૂરણ કામ જયમ હાંડી જોઈ પ્રેત પડે ધૂણી જી.
થયું રોમાંચિત, થરથર કંપે કાય—એવી દેહદશા જોઈ છેલડે જી.
અતિ આતુર મનમુખથી નવ કહેવાય—સમઝી અંક ભરી અલબેલડે જી.
ઇચ્છયું સુખ આપ્યું, અધરામૃત પાન રસિયે, કાંઈ મણા રાખી નહીં જી.
દયાપ્રીતમજી આપ્યું જીવતદાન, સ્નેહવેદના નાસી ગઈ કહીં જી!



## ૧૧૦
## મને ઘેલી કીધી ગોવાળિયે!

નંદલાલ સાથે લાગ્યું છે લગન જો, ઘેલી કીધી મને ગોવાળિયે જો.
એની કટાક્ષે કોર્યું મારું કાળજું જો, કામણગારાં રસિક રત્નમય લોચન જો. ઘેલી.
કોટિ કંદર્પસરીખી છબિ શોભતી જો, કોટિ હરે શશીતેજ તે વદન જો. ઘેલી.
એનું સર્વ સારું લાગે શું વખાણીએ જો? પૂર્ણ પ્રેમરસમય એનું તન જો. ઘેલી.
વશીકરણવિદ્યાભરી એની વાંસળી જો ચોરે થાય વ્યાકુળ મુજ મન જો. ઘેલી.
મુને ગિરધારી વણ ગમતું નથી જો, કોને દાખું અંતરની અગન જો? ઘેલી.
મારી સહિયરો કહેતી તે હું ન માનતી જો, એ તો મોહનીસ્વરૂપ છે મોહન જો. ઘેલી.
હું તો સાસરેથી પિયર, ત્યાંથી સાસરે જો, કંઈ કળ ન પામે મોહન પાખે મન જો. ઘેલી.
લાગી તાલાવેલી ફટકારી સરખી ફરું જો, ના'વે નિદ્રા, કાંઈ ભાવે ના ભોજન જો. ઘેલી.
હું તો પાયે લાગીને પાલવ પાથરું જો, મેળવ દાસદયાના સ્વામિન જો. ઘેલી.



## ૧૧૧

# વિવેક વગરના !

આ તે શું અલબેલા ! છેક ? કાંઈ નથી ધરતા વિવેક !
આવડો શો કરો અવિવેક ?—ગોકુળમાં રહેવું. આ તે.
એમ કોઈનો ના લીજે અંત, કાંઈ એક ડહાપણ રાખો ચંત,
સદાકાળ સહી નહીં રહે વસંત—સંભારી લેવું. આ તે.
શીદ કરો છો આવડાં વાનાં ? હાવાં કંઈ છો નહીં નાના,
આવજો મંદિર છાનામાના—છે કાંઈ કહેવું. આ તે.
હેતે ન હોત આંખલડી દીઠી, વાત કહી તે લાગી મીઠી,
દયાપ્રીતમ મૂકી વસીઠી—લેવું ને દેવું ! આ તે.



## ૧૧૨

# એ વર

માડી ! નંદનો કુંવર મારી કેડે પડયો રે ! માડી !
મુજ મુખ દેખી વ્હાલો નેન નચાવે,
મિશેમિશે આવે મારે અંગે અડયો. માડી !
મુને પણ એ વિના બીજો જોવો ગમે નહીં,
નિશદિન આવે મારે કાળજે ચડયો. માડી !
મને એમ સૂઝે માડી ! એને વરું તો,
જોડું શોભે જાણે મણિ કુંદને જડયો ! માડી !
દયાપ્રીતમ તો મારી પ્રીત પૂરવ જાણે,
ઓ માડી ! એ વર વિધાતાએ મારે માટે ઘડયો. માડી !



## ૧૧૩

# કાત્યાયનીવ્રત

જી રે એક સમે વ્રજકન્યકાજી મોહી જોઈ કૃષ્ણસ્વરૂપ જી;
મન ઇચ્છા સહુને ઊપની જી—વરવો વર એ અનુપ જી.

કાંઈ સાધન સબળું કીજીએ જી તો એ કંથ પમાય જી;
—કહી કાત્યાયનીવ્રત આચર્યું જી વરવા **શ્રી**વ્રજરાય જી.
**માર્ગશીર્ષ**માસ **પ્ર**તિપદા જી વ્રતઆરંભનો દિન જી;
સહુ પ્રાતઃકાળ કુમારિકા જી ઊઠી, આનંદ મન જી.
**સામગ્રી** પૂજનની ગ્રહી જી, કરતી **હ**રિગુણગાન જી;
સખી ટોળે મળી સહુ સંચરી જી કરવા **જ**મુનાસ્નાન જી.
**શ્રી**મહારાણીજીમાં ન્હાઇને જી પહેર્યાં પવિત્ર પટકુળ જી;
કરી વેળુકાની દેવી પ્રતિમા જી **કા**લિંદીને કૂલ જી.
જળ, કુંકુમ, અબીલ, ગુલાલ જી પુષ્પમાળ ધરી માથ જી;
ધૂપ દીપ ભોગ તંબોળ અરપિયાં જી, પ્રેમે લાગ્યાં પાય જી.
કર જોડી કહે સહુ કન્યકા જી, 'સૂણો, **કા**ત્યાયનીમાત ! જી;
**મહા**યોગેશ્વરી ! **સુ**ત **નં**દના જી મુજ પતિ કરો સાક્ષાત જી.'
કરે જાપ સર્વ એ મંત્રનો જી, વળતાં આવે ધામ જી;
હવિષ્યાન્ન જમે, અવની સૂએ જી, ધ્યાન સદા **ઘ**નશ્યામ જી.
એમ એક માસ પૂરો થયો જી, આવ્યો છેલ્લો દિન જી;
વ્રત ફળ પામ્યાંકેરી થઈ જી, એવું જાણ્યુ **જુ**ગજીવન જી.
ગોપસંગે ગાયો કરી ચાલતી જી **પ્ર**ભુ આવ્યા **જ**મુનાતીર જી;
જળક્રીડા કરે નગ્ન કન્યકા જી, હરિ ચડયા કદમ લઈ ચીર જી.
અબળા અંબર દીઠાં નહિ જી, ચમકી ઊંચું ભાળ્યું જી;
દીઠાં વસ્ત્ર વૃક્ષની ડાળમાં જી, પાસે **નટ**વરરૂપ નિહાળ્યું જી.
બાંહે જોડી બાળા કરગરે જી, '**પ્ર**ભુ ! ટાઢે કંપે તન જી;
અમો સર્વ તમારી કિંકરી જી, પટ આપો **પ્રા**ણજીવનજી !'
**શ્રી**કૃષ્ણ કહે, 'સૂણો સુંદરી જી ! તમો નિરાવરણ કયમ ન્હાયાં જી ?
વ્રત ભંગ થયું, ફળ શું મળે જી ? ઊલટાં દોષે ભરાયાં જી.
જો ફળ ઇચ્છો પાપ ટાળીને જી તો આવો સર્વે બહાર જી;
સૌ લજ્જા મૂકી દો મનથકી જી, કરો **સૂર્ય**ને નમસ્કાર જી.'
જેમ **નાથે** કહ્યું ત્યમ સહુ કર્યું જી ફળ પામવાની આશે જી;
જોઈ પ્રેમ પ્રસન્ન પ્રભુજી થયા જી, વર આપ્યો કૃપાનિવાસે જી:

'જાઓ, રાસ રમશો મુજ સંગમાં જી, પતિ તમારો થાશ જી:
—એમ કહી સહુ અંબર આપિયાં જી, પૂરી અબળાની આશ જી.'
—એમ કહી કૃષ્ણ ગૌ ચારવા ગયા જી, ગોપી આવી સહુ ઘેર જી;
જે ગાય શીખે ને સાંભળે જી તેને દયાનો પ્રીતમ કરે મહેર જી.



૧૧૪

## પૂરો આશ !

શ્રીગુરુગોવિંદને રે પાયે લાગું, 'પૂરો આશ.'
પ્રેમપરિતાપને રે વચને ગાશું બારે માસ.
કહે સખી ! કયમ કરું રે ? કારતકમાસે મૂકી કંથ.
કાંઇ સૂઝે નહીં રે, નિશદિન જોઉં પ્રભુજીનો પંથ.
માગસરે મારું રે મન મોહન મળવા અકળાય,
ઢાંકયાં ધીખિયે રે, કોઇને પીડા નવ કહેવાય !
પોષે પ્રભુ વિના રે મારે મુખડે પડિયા શોષ;
હું સમજું નહીં રે, મૂકી ! શા દીઠા મુજ દોષ ?
માહે મહામોટું રે મારે મન વ્યાપ્યું વ્રેહદુઃખ;
તાતાં તેલમાં રે જયમ જળ ત્યમ પ્રભુ પાખે સુખ.
ફાગણ ફૂલિયાં રે કેસુ, ઊડે અબીલગુલાલ;
ઊલટું અંગ બળે રે જોઇને વિના શ્રીગિરધરલાલ.
ચૈત્રે ચિત્તડું રે ચોંટયું ચરણ શ્રીગોકુળરાય;
પ્રેમજડીએ જડયું રે, નહિ ઊખડે એ કોઇ ઉપાય.
વૈશાખે મુને રે વ્રજપુર લાગે વસતું વન;
શહેરસરીખડું રે વન લાગે હોય જગજીવન.
જયેષ્ઠે ઝાળ પડી રે, તાપે તલખે છે સહુકોય;
મુજ વ્રેહતાપનો રે કોટિમો એ અંશ ન હોય !
આશ અસાડની દે હૂતી, પણ ના'વ્યા અવિનાશ;
સહુ પ્રેમદાતણા રે પિયુ ઘેર આવ્યા ચાતુર્માસ.
શ્રાવણ સરવડે રે વરસે, વૃક્ષે વળગી વેલ,
રસિયે વ્હાલમે રે ત્રોડી બાળપણામાં ખેલ !

પુરુષોત્તમમાસે રે પુરુષોત્તમ ભજ્યાનો ભાવ
ક્યાંથી કાઢિયે રે? તે તો શોકયલડી લે લ્હાવ.
ભાદરવો ભલો રે વરસે બોલે ચાત્રકમોર;
નંદકુંવર વિના રે લાગે બાણસરીખા શોર.
આસોમાસમાં રે રાસ રમવાનું બહુ મન,
પ્રભુજી પધારિયા રે, સૂણ સખી! આનંદ ઊલટયો મન.
પીડા પ્રીતની રે વરણી ગાયા તેરે માસ;
દાસદયાતણી રે દર્શન દઈ પ્રભુ! પૂરો આશ!



## ૧૧૫

## પારણું

માતા જસોદા ઝૂલાવે પુત્ર પારણે,
ઝૂલે લાડકડા પુરુષોત્તમ આનંદભેર;
હરખી નિરખીને ગોપીજન જાયે વારણે,
અતિ આનંદ શ્રીનંદાજીને ઘેર. **માતા.**

હરિના મુખડા ઉપર વારું કોટિક ચંદ્રમા,
પંકજલોચન સુંદર વિશાળ કપોળ;
દીપક શિખાસરખી દીપે નિર્મળ નાસિકા,
કોમળ અધર અરુણ છે રાતાચોળ. **માતા.**

મેઘશ્યામ કાંતિ ભ્રકુટી છે વાંકડી,
ખીટળિયાળા ભાલ ઉપર ઝૂમે કેશ;
હસતાં દંતૂડી દીસે બેઉ હીરાકણી.
જોતાં લાજે કોટિક મદનમનોહર વેશ. **માતા.**

સિંહનખે મઢેલું શોભે સોવણ સાંગલું,
નાજુક આભ્રણ સઘળાં કંચન, મોતીહાર;
ચરણઅંગૂઠો ધાવે હરિ બે હાથે ગ્રહી,
કોઈ બોલાવે તો કરે કિલકાર. **માતા.**

લાલે લલાટે કીધો છે કુમકુમચાંદલો
શોભે જડિત્ર જાણે મરકતમણિમાં લાલ;
જનની જુગતે આંજે અણિયાળી બેઉ આંખડી,
સુંદર કાજળકેરું ટપકું કીધું ગાલ. **માતા.**

સાવ સોનાનું જડિત્ર મણિમય પારણું,
ઝૂલવે ઝણણણ બોલે ઘૂઘરીનો ઘમકાર;
માતા વિવિધ વચને હરખે ગાયે હાલડાં,
ખેંચે ફૂમતિયાળી રેશમદોરી સાર. **માતા.**

હંસકારંડવ ને કોકિલપોપટ પારણે,
બપૈયા ને સારસચકોરમેનામોર;
મૂક્યાં રમકડાં રમવા શ્રીમોહનલાલને,
ઘમઘમ ઘૂઘરડો વજાડે નંદકિશોર. **માતા.**

મારા કહાનાને સમાણી કન્યા લાવશું,
મારા લાલને પરણાવીશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઈ ઘોડે બેસશે,
મારો કહાનો કરશે સદા ય લીલાલ્હેર. **માતા.**

મારો લાડકવાયો સખા સંગ રમવા જશે,
સારી સુખલડી હું આપીશ હરિને હાથ;
જમવાવેળા રૂમઝૂમ કરતો ઘરમાં આવશે,
હું તો ધાઇને બીડીશ હૃદયા સાથ. **માતા.**

જેનો શંકરશેષસરીખા પાર પામે નહીં,
'નેતિ, નેતિ,' કહે છે નિગમ વારંવાર;
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલડાં,
નથી, નથી, એના ભાગ્યતણો કંઈ પાર! **માતા.**

વ્રજવાસી સૌ સર્વથી સુભાગી ઘણાં,
તેથી નંદજસોદાકેરું ભાગ્ય વિશેષ;
તે સર્વેથી ગોપીજનનું ભાગ્ય અતિઘણું,
જેની કરે પ્રશંસા બ્રહ્માશિવ ને શેષ. **માતા.**

ધન્ય ! ધન્ય ! વ્રજવાસી ગોપીજનનંદજસોમતી !
ધન્ય ! ધન્ય ! વૃંદાવન હરિકેરો જ્યાં છે વાસ;
સદા જુગલકિશોર જ્યહાં લીલા કરે,
સદા બલિહારી જાયે દયોદાસ ! માતા.

★

૧૧૬

## શ્રીકૃષ્ણાવતાર

શ્રીગુરુગોવિંદને રે પ્રથમે પાયે લાગું !
પ્રાગટ્ય હરિનું રે ગાવાને મતિ માગું.
પરીક્ષતે પૂછ્યું રે શુકજીને શિર નામી:
'કૃષ્ણ કેમ જનમ્યા રે તે મુજને કહો સ્વામી !'
'ધન્ય! ધન્ય!' કહીને રે બોલ્યા શુકજી વાણી :
'સાંભળ, રાયજી રે ! હરિગુણ કહું વખાણી;
કારણ કહું છું રે પૃથ્વી પીડા પામી,
ભાર વધ્યો બહુ રે કહ્યું બ્રહ્માએ શિર નામી.
સુર સહુ સાથે વિધિ ક્ષીરસાગર આવ્યા;
નારાયણને રે સ્તુતિ કરીને રીઝાવ્યા.
હરિએ જણાવ્યું રે, 'ભૂમિનો ભાર હરીશું,
પૂર્ણપુરુષોત્તમ રે વ્રજમંડળે અવતરીશું.
સહુ સામગ્રી રે સિદ્ધ કરો તમે પહેલી;
પ્રગટ થવાની રે ઇચ્છા છે મને વહેલી.'
—સૂણી એમ બ્રહ્મા રે બ્રહ્મલોકમાં પરવર્યા;
દેવો સર્વે રે ગોપ થઈને અવતર્યા.
દ્રોણસુત તે રે નંદરાય થયા જાણો;
પત્ની તે કેરી રે યશોદા પરમાણો.
કંસને જણાવી રે આકાશવાણી ઘેરી :
'ગર્ભ દેવકીનો રે આઠમો તારો વેરી.'
—એમ સૂણીને થઈ રે ચિંતા કંસહૃદેમાં;
બહેન ને બનેવી રે નાંખ્યાં કારાગૃહમાં.

ચોકી મૂકી રે મૃત્યુતણો ભય જાણી;
ખટ સુત માર્યા રે! દુષ્ટે દયા ન આણી.
પછે પ્રભુએ રે મહામાયાને બોલાવી;
કર જોડીને રે ઊભી રહી આવી.
આજ્ઞા આપી રે, 'એટલું કારજ કરજે,
દેવકીઉદરથી રે શેષ રોહિણીગર્ભ ધરજે;
પછી અવતરજે રે તું નંદનંદિની થઇને.
તે જ પ્રમાણે રે કર્યું દેવીએ જઇને.
પ્રભુજી પધાર્યા રે દેવકીઉદર આનંદે;
ગર્ભસ્તુતિ કીધી રે બ્રહ્માદિ શ્રુતિછંદે.
તેજ ઘણું આવ્યું રે દીન દેવકીતનમાં;
તે અવલોકી રે કંસ બળે બહુ મનમાં.
સેવક શીખવ્યા રે, સૌ સાવધ થઈ રહેજો;
પ્રસવ થતામાં રે મુને આવીને કહેજો.'
તાલાવેલી રે લાગી ક્ષણ નવ જંપે;
પળપળ પૂછે રે કાળના ભયથી કંપે.
એમ કરતાં રે શ્રાવણ આવિયો સાર;
કૃષ્ણપક્ષમાં રે અષ્ટમી ને બુધવાર.
નક્ષત્ર રોહિણી રે અર્ધનિશા ગઈ જ્યારે
કળા સોળ પૂરણ રે શ્રીકૃષ્ણ પ્રગટ્યા ત્યારે.
હરિજન હરખ્યા રે બ્રહ્મજ્ઞાની મન લાજ્યાં;
શિવવિધિ ફૂલ્યા રે દેવદુંદુભી ગાજ્યાં.
અદ્ભુત બાળક રે કમળનયન સુખકારી;
રૂપ ચતુર્ભુજ રે ગદાશંખચક્રધારી.
પદ્મ પીતાંબર રે કિરીટ કુંડળ શોભે;
શ્રીવત્સ લક્ષ્મી રે ચિહ્ન કૌસ્તુભ મન લોભે.
મેઘવર્ણ વપુ રે, કેશ શંકુ ચિત્ત રાજે,
કંકણ કરમાં રે બાજુબંધ વિરાજે.

નખશિખ સુંદર રે, તિલક કેસરી કીધું;
માતપિતાને રે એવું દર્શન દીધું.
દેવકીવસુદેવ રે સ્તુતિ કરી સ્નેહ આણી;
શ્રવણ કરીને રે શ્રીહરિ બોલ્યા વાણી:
આ જ પ્રમાણે રે ત્રણ જન્મ મેં લીધા;
પુત્ર થઇને રે પૂર્ણ મનોરથ કીધા.
—ઇત્યાદિક સહુ રે પૂર્વ કથા સંભળાવી;
વ્રજ જાવાની રે વિધિ સહુ વ્હાલે બતાવી.
અમને વ્રજમાં રે નંદને ઘેર પધરાવો;
ત્યાં પ્રગટી છે રે કન્યા એક તે લાવો.
ચિંતા ન કરશો રે સુખે સવળું થાશે;
અમ ઇચ્છાએ રે વિઘ્ન વેગળાં જાશે.
બાળકરૂપે રે થયા પ્રભુ એવું કહીને,
વસુદેવ ઊઠયા રે બેડી પડી દૂર જઈને.
દ્વારનાં તાળાં રે સહેજે સર્વ ઊઘડિયાં,
સેવક સૂતા રે નિદ્રાઘેરણમાં પડિયાં.
લાલજીને લીધા રે વસુદેવ ચાલ્યા હરખે;
છત્ર કીધું શેષે રે ઝરમર મેહુલો વરસે.
આવી પહોંચ્યા રે શ્રીજમુનાજી માંહે;
સ્પર્શવા પ્રભુપદ રે ચડયાં કાલિંદી ત્યાંહે.
વસુદેવવાર્તા રે હરિએ સર્વે જાણી;
ચરણ વધાર્યો રે સ્પર્શ કરતાં ઘટયાં પાણી.
વળતા વસુદેવ રે શ્રીગોકુળમાં આવ્યા;
જસોદા પાસે રે પ્રાણજીવન પધરાવ્યા.
પુત્રી લઈને રે મથુરા આવ્યા નિજ સ્થળમાં;
જે જેમ હતું રે તે તેમ થયું અર્ધ પળમાં.
બાળકી રોઈ રે કંસને ખબર પમાડી.
આવ્યો તત્ક્ષણ રે દેવકીએ સુતા દેખાડી.

'ના, ના' કહેતાં રે દુષ્ટે ખૂંચી લીધી;
જેવી પછાડી રે ગઈ વછૂટી તે ઊંચી !
બાળા બોલી રે, 'સૂણ મૂરખ ! મુજ વાણી;
શત્રુ તારો રે પ્રગટ્યો કહું લે તું જાણી.'
એમ સૂણીને રે આશ્ચર્ય મનમાં લાવ્યો:
'જૂઠું બોલી રે દેવે મને ભમાવ્યો.
વસુદેવદેવકી રે કારાગૃહથકી કાઢ્યાં;
મેં વણવાંકે રે તમને કલેશ પમાડ્યાં.'
—એ જ કથા તો રે એટલે રહી એમ લહીએ;
હાવાં ગોકુળમાં રે કેમ થયું તે કહીએ.
પુત્રનું પ્રાકટ્ય રે પ્રાતઃસમે સહુ જાણી;
નંદયશોદાને રે સુખ થયું, કહું શું વખાણી ?
વ્રજપતિને ઘેર રે નિર્ભય નોબત વાજી;
સૂણી સજ્જનનાં રે ચિત્ત થયાં બહુ રાજી.
ગોપીજન સહુએ રે સજી સુંદર શણગાર
નંદઘેર આવ્યાં રે નિરખ્યા પ્રાણાધાર.
મોતીડે વધાવ્યા રે ગાતાં મંગળ ગીતે:
'ઘણું ઘણું જીવો રે !' આશીષ દીધી પ્રીતે.
ગોપ સહુ આવ્યા રે ગોરસ સીકાં ભરીને;
નંદન નવરાવ્યા રે પૂરણ પ્રેમ ધરીને.
દધીહળધનો રે કીચડ આંગણે શોહે;
આનંદઉત્સવ રે નિરખી સહુ જન મોહે.
પૂરણ નાખ્યા રે નંદન શાસ્ત્રની રીતે;
દાન બહુ દીધાં રે દ્વિજને પૂરણ પ્રીતે.
બંદીજનને રે અતિ ધન દેઈ સંતોખ્યા;
પૂજ્યા સહુને રે પ્રેમ ધરીને પોખ્યા.
શ્રીમહાલક્ષ્મી રે વ્રજપુર વસિયાં વાસે:
આનંદસાગર રે ઊલટ્યો નંદઅવાસે.

શોભા સઘળી રે કેમ મુખ જાય વખાણી ?
સહુ સુખસંપત્તિ રે શ્રીગોકુળ લો જાણી.
પ્રભુ પ્રગટયાનો રે ગરબો જે કોઈ ગાયે;
સ્નેહથી સૂણતાં રે મનવાંછિત ફળ થાયે.
પંચાવન પદમાં રે સૂક્ષ્મ રીતે સમાયો;
કૃષ્ણજન્મનો રે દાસદયે જશ ગાયો.

★

૧૧૭

## મોટાનાં વચન જ

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરિયે;
તે કરે ચહાય તે કામ, આપણ તો મરિયે. કૃતિ.
પરનારીક્રીડા કરી કૃષ્ણે તે તો આપણે ક્યમ થાય રે?
ઊર્ધ્વરેત અગ્નિ પીવો, ગોવર્ધન કેમ ધરાય? કૃતિ.
શિવ અર્ધાંગે ઊમિયા રાખે, પણ આપણને બીવું રે;
ત્યમ કરીએ જો કામ બાળિયે, ક્યમ બને હળાહળ પીવું? કૃતિ.
રુધિરમાંસને ભોગે ભવાની, આપણ હઠીએ ત્યાંથી રે;
સિંહ ચડીને દાનવ દળવા કાઢિયે તે બળ ક્યાંથી? કૃતિ.
ખરુંખોટું પણ પુત્રીલાંછન બ્રહ્માને કહેવાય રે;
તે જોઈને ત્યમ કરિયે પણ આ સૃષ્ટિ કેમ રચાય? કૃતિ.
ચંદ્રઈંદ્ર ગુરુપત્ની રમિયા, ત્યમ કરવું તો સુલભ રે;
અંડપ્રકાશ, અમીવૃષ્ટિ, નગપાંખોછેદન દુર્લભ. કૃતિ.
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ કોઈ કહે નહિ મેલો રે;
તે જોઇને તું તેમ કરીશ તો સર્વે કહેશે ઘેલો. કૃતિ.
કલેશપ્રિય નારદને જોઈ રખે તું ઘેલાં કાઢે રે;
તેનો સંગ ભવભયભંજન ને તારો સંગ ભવ પાડે. કૃતિ.
અસુરપ્રતિગ્રહ, સુરાપાને શુક્રાચાર્ય નવ જોશો રે;
દિવ્ય દ્યુતિ મૃતસંજીવનવિદ્યાવેળા પછી રોશો. કૃતિ.
ગંગા મધ્યે મુનિ પરાશર ઢીમરકન્યા ભોગી રે;
વ્યાસ પ્રગટ, મચ્છગંધા મૃગમદગંધા કરી એ યોગી. કૃતિ.

કુંતાકૃષ્ણા પંચ પતિ પણ સતીશિરોમણિ કહાવે રે;
તેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો નિશ્ચે નરકમાં જાયે. કૃતિ.
શંકરસ્વામીનું જોઈ શિષ્યે શ્વપચના ટૂકડા ખાધા રે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ.
પુત્રતણી બે પુત્રી કશ્યપ થઈને પિતામહ વરિયા રે;
તેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ.
જવની રાખી જગન્નાથપંડિતે તે તો સહજ બની આવે રે;
બાવન સીઢી ગંગા ચડાવી, તે તો વેવલાં વીણાવે! કૃતિ.
મહેતે અનામિકને ઘેર ઓચ્છવ કીધો તે આપણે નવ જોઇએ રે;
હરિએ હાર મહેતાને આપ્યો તે વેળા પત ખોઈએ. કૃતિ.
માટે પ્રમાણવાટે ચાલવું, ભજવા ગિરિવરધારી રે;
મોટાની ગતિ મોટા જાણે, દયા! દીનતા સારી. કૃતિ.



૧૧૮

## સર્વના શિરોમણિ

સર્વના શિરોમણિ શ્રીનાથજી રે લોલ!
આપના સ્વરૂપ વિષે સર્વ, મારા વ્હાલાજી હો! સર્વે સેવાયું તમોને સેવતાં રે લોલ!
સંગે કો ભૂષણ આયુધ છે રે લોલ? સેવામાં રહું તજી ગર્વ. મારા.
બ્રહ્મલોક મુગટ મહારાજનો રે લોલ! સાંખ્યજોગ કુંડળ બેઉ કરણ. મારા.
છત્ર છે વૈકુંઠ, ચમર ધર્મ છે રે લોલ! વિજન જસરૂપ ગિરિધરણ. મારા.
ચક્ષુ સૂરજચંદ્રમા છે મન વિષે રે લોલ! ભ્રૂકુટી યમરાજકેરું એન. મારા.
ઊર્ધ્વઅધો અધર લજ્જાય છે રે લોલ! દંતકાંતિ તત્ત્વ કમળનેન. મારા.
માયા વનમાળા હાસ્યને વિષે રે લોલ! વૈજયંતી ભક્તિનો નિવાસ. મારા.
કેશ મેઘ દિશા શ્રવણને વિષે રે લોલ! વદન વહ્નિ, નાસા વાયુવાસ. મારા.
પ્રણવ તો જનોઈ પ્રાણનાથજી રે લોલ! પીતાંબર સ્વર છંદ સાત. મારા.
શ્રીવત્સલાંછન મહાલક્ષ્મીજી રે લોલ! જીવનતત્ત્વ કૌસ્તુભ સાક્ષાત. મારા.
વેદ ત્રણ તત્ત્વ છે ગરુડજી રે લોલ! શેષ શય્યારૂપે કરે સેવ. મારા.
કૌમુદકી ગદા મહાકાળ છે રે લોલ! મોરલીનું સ્વરૂપ મહાદેવ. મારા.

છે ખટ ઐશ્વર્ય કળા કમળમાં રે લોલ! મુદ્રિકા છે અભય વરદાન. મારા.
ચક્ર તેજસાર, સલિલ શંખ છે રે લોલ! કમળ વિશ્વ ધનુષ્ય કાળસ્થાન. મારા.
બ્રહ્મ જેષ્ઠિકા ને શૃંગી ઈંદ્ર છે રે લોલ! તિલક શુદ્ધ સ્નેહનું સ્વરૂપ. મારા.
નખશિખ આભૂષણ સહુ ભકત છે રે લોલ! વનસ્પતિ રોમાવલીરૂપ. મારા.
વીર્ય છે સમુદ્ર, નદી નાડિયો રે લોલ! પર્વત છે પતિધર અસ્ત. મારા.
અગણિત બ્રહ્માંડ રોમકૂપમાં રે લોલ! ઉદર વિષે જગત છે સમસ્ત. મારા.
શુદ્ધ ભકિતરૂપ રાણી રાધિકા રે લોલ! જસોમતી મુકિત મૂર્તિમાન. મારા.
ગોપી ઋચા, વેદમંત્ર ગોપ છે રે લોલ! રામશેષ, શાસ્ત્ર કરે ગાન. મારા.
નિગમ વસુદેવજીને જાણીએ રે લોલ! બ્રહ્મવિદ્યા દેવકીજીમાત. મારા.
—ઈત્યાદિક સકળ સહિત શ્રીહરિ રે લોલ! દાસદયાના પ્રભુ વિખ્યાત. મારા.



## ૧૧૯
## દર્શન દોની રે!

દર્શન દોની રે દાસને મારા ગુણનિધિ ગિરિધરલાલ!
નાથ! નિવારો રે ત્રાસને, આપો આપ ઉપર અતિવ્હાલ. દર્શન.
શ્રીનટવર! નંદન રે! નંદના ભાવે મુને મદનમનોહર રૂપ;
ચિત્ત ના ચોંટે રે માહરું અનુભવવ્યાપક બ્રહ્મ અનુપ. દર્શન.
જપું નહીં અજપા રે જાપને, ન ગમે સૂણવો અનહદ નાદ;
યજ્ઞસમાધિ રે ના ગમે, ન ગમે સ્વર્ગમુકિતના સ્વાદ. દર્શન.
અન્ય ઉપાસના રે ના ગમે વિના એક પૂરણપુરુષોત્તમ;
ફીક્કાં લાગે રે સાધન સહુ, પડી મુને પ્રેમભકિતમાં ગમ. દર્શન.
શ્રીવલ્લભસુત રે ગુરુ ગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજીસમાન;
જીવનાં સાધન રે ના જુએ, વ્હાલો નિજ બળે કરે નિજનંદદાન. દર્શન.
સર્વ તપાસ્યું રે ફરીફરી, કિંચિત કયહું ના દીઠો સાર;
સુખ એક દીઠું રે સર્વથી—સેવાસમરણ નંદકુમાર. દર્શન.
શ્રીમહાપ્રભુની રે કહેણીથી મુજ પર રીઝો રાધાનાથ!
સમૂળ અવિદ્યા રે તો ટળે હરિજી! ઝાલો જો મુજ હાથ. દર્શન.
શ્રીવૃંદાવનની રે કુંજમાં જ્યાં કરો જુગલકિશોર! વિલાસ;
દાસદયાની રે વિનતી—દાસી કરી રાખો નિજ પાસ. દર્શન.



૧૨૦

# પ્રેમપરીક્ષા

ઉદ્ધવજી! અળગી રે વાત એક પ્રેમતણી!
કોઈ અનુભવી જાણે રે, કહેતાં તો ન આવે બણી.
પ્રસૂતાની પીડા રે વંધ્યા તે શું જાણે?
જાણ્યું કેમ આવે રે માણ્યાને પરમાણે?
મૂંગે સાકર ખાધી રે, ગૂંગાને સ્વપ્ન થયું,
સરવે મન જાણે રે, બીજાને નવ જાય કહ્યું.
ઘાયલના દુઃખને રે કાયર તે તો શું પ્રીછે?
અજ્ઞાની લહે નહીં રે રતિની ગતિ શી છે.
નેમ સઘળા નાસે રે પ્રેમ તે જ્યારે વ્યાપે,
જેને નિદ્રા આવી રે તે ઉત્તર કયમ આપે?
આશક માશુકમાં રે રૂપગુણ સહુ દેખે,
જેવું ભાસે છે તેને રે અવર તેવું નવ પેખે.
જેનું ચિત્ત જ્યાં ચોંટયું રે તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમાં રે? ચકોર ભાવે ખાયે.
રીત પ્રીતની એવી રે તેનું સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યો રે તેના અવગુણ આણે.
નેહ સુખથી ન વાધે રે, દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગી રે વેલી તો ફરી ના લટે.
શીખ્યેસાંભળ્યે ન આવે રે ઉદ્ધવ! ગતિ પ્રેમતણી,
કરવી નથી પડતી રે, એની મેળે આવે બણી.
પ્રીત બાઝે તો સ્હેજે રે, છૂટે ના પછી છોડી,
મચ્છને દુઃખ દે છે રે ગળ્યા પછી અંકોડી.
સાચી પ્રીત તો પ્રાણ લે રે, સાધારણ થાય પરી,
દાદૂર જળવણ જીવે રે, માછલડાં તો જાય મરી.
મોટી મનની મોહિની રે પ્રીતથી બીજી ન મળે,
જડ પણ જુઓ લોઢું રે ચમકને દેખી ચળે.

છીપ રહે સાગરમાં રે, ઇચ્છા સ્વાતિબુંદતણી,
જુઓ દૃષ્ટિ ચકોરની રે અચળ રહે છે ઇંદુ ભણી.
લજ્જાસુધબુધસામર્થ્ય રે પ્રેમીજનમાં ન ટકે,
મધુકર વાંસ કોરે રે, કમળ નવ ભેદી શકે.
મૃગ સ્હેજે મરે છે રે પલાયનઅભ્યાસી,
રાગઅનુરાગપાશે રે બાંધ્યું ન શકે નાસી.
દૃષ્ટિપ્રીતનો માર્યો રે પતંગ દીપકમાં બળે,
જાય પ્રાણ પોતાનો રે તો યે સ્નેહીને રે મળે.
રહે ચાતક તરસ્યો રે સદા બાર માસ લગી,
પીએ સ્વાતિનું વારિ રે અવર સ્પર્શે ન ડગી.
વિખના વ્યસનીને રે સાકર પણ સુખ ના કરે,
પય પાણીથી ઉત્તમ રે, મીન તેમાં નાંખ્યે મરે.
જેનું મન જેશું માન્યુ રે તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારું રે ના'વે તેની આંખ તળે.
બે વૈરાટનાં લોચન રે ઇંદુભાનુ, ભેદ કશો ?
કંજ કરમાય ચંદ્રે રે, ફૂલે રવિનેહવસ્યો.
કંઠે વળગી ના છૂટે રે એ પ્રેમતણી ફાંસી,
કાચો હોય તો તૂટે રે સૂણી જગની હાંસી.
છે અગમ પથ સ્નેહનો રે ઉદ્ધવજી ! તે નથી દીઠો
ત્યાંલગી જ્ઞાન ગોઠે રે, જોગ પણ લાગે મીઠો.
જોગ તો તેને જોઈએ રે જેનું મન જગમાં ભમે,
તે તો ચંચળ અમારું રે ચિત્ત રસિયામાં રમે.
જેનું મન માને રે જોગ તે સુખે ગ્રહો !
અમો તો એહ માગું રે: 'પ્રીતમજીશું પ્રીત રહો !
તમારા હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળ્યે.
ઇંદુને અવલોકી રે ચકોરનું ચિત્ત ઠરે,
તે પ્રકાશને પેખી રે કહો શું સંતોષ ધરે ?'

—એવાં વચન સૂણીને રે ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી,
જોગજંજાળ છૂટી રે, ગયું મન સ્નેહે મળી.
અભિમાન મૂકીને રે ઉદ્ધવ ગોપીપાય પડયા !
'કહું, દયાપ્રીતમજી રે નિશ્ચય એક તમને જડયા.'



૧૨૧

## હો રંગરસિયાજી !

શ્રીગુરુવલ્લભદેવને ચરણે લાગું રે રસિયાજી !
તેર માસ હરિગુણ ગાવા મતિ માગું હો રંગરસિયાજી !
કારતકમાસે કેમ ગયા છો મૂકી રે રસિયાજી ?
પ્રાણજીવનપ્રભુ ! શી વાતે હું ચૂકી હો રંગરસિયાજી ?
ચૂકી છું, પણ દાસીદોષ સમાવો રે રસિયાજી !
મારા સમ, જો મનમાં કાંઈક લાવો હો રંગરસિયાજી !
અબળાજન અમો અવગુણકેરી ખાણ રે રસિયાજી !
તો પણ નાથ ! નિભાવો, ઝાલો પાણ હો રંગરસિયાજી !
જેવીતેવી કિંકરી કહાવે તમારી રે રસિયાજી !
દાસદયાના પ્રીતમ ! લો શુદ્ધ મારી હો રંગરસિયાજી !

( ૨ )

માગસરમાસે મન મળવા અકળાય રે રસિયાજી !
પ્રીતતણી પીડા તે કયાં કહેવાય હો રંગરસિયાજી ?
બીડયુંસીડયું અંતર ભડકે લાગે રે રસિયાજી !
કાળજ છેદે, કંદર્પનાં શર વાગે હો રંગરસિયાજી !
દુઃખદાવાનળ પ્રગટયો કેમ સ્હેવાય રે રસિયાજી ?
ધીરજ રાખું, પણ કયાં લગી રહેવાય હો રંગરસિયાજી ?
વ્રેહે વિકળ થઈ ! કળ ન પડે નિશદનમાં રે રસિયાજી !
તાલાવેલી લાગી મારા તનમાં હો રંગરસિયાજી !
નિશ્ચે પ્રાણ જશે તલખી, અહીં આવો રે રસિયાજી !
દાસદયાના પ્રીતમ ! પ્રાણ બચાવો ! હો રંગરસિયાજી !

( ૩ )

પોસમાસે રોષ હૃદે મા મૂકો રે રસિયાજી !
અબળાના આધાર ! ન અવસર ચૂકો હો રંગરસિયાજી !
ઘણું પ્રગટ શું કહિયે ? સમઝી લેજો રે રસિયાજી !
વિજોગ પાખી દંડ બીજો કાંઈ દેજો હો રંગરસિયાજી !
સ્ત્રીને તે દુઃખ નહીં પતિ શસ્ત્રે મારે રે રસિયાજી !
તેથી કષ્ટ ઘણું પિયુ મન ઊતારે હો રંગરસિયાજી !
એથી અધીકું હાવાં તે શું કહીએ રે રસિયાજી ?
ચતુરશિરોમણિ ! ચતુરાનું દુઃખ લહીએ હો રંગરસિયાજી !
જોબનઆંબો મ્હોર્યો, શોકય સુખ માણે રે રસિયાજી !
દાસદયાના પ્રીતમજી તક જાણે હો રંગરસિયાજી !

( ૪ )

મહામાસે તો મારા સમ, ઘેર આવો રે રસિયાજી !
આ ઋતુમાં તો દંપતી લે સુખલ્હાવો હો રંગરસિયાજી !
આગળથી અમો એમાં કાંઈ નવ લ્હેતાં રે રસિયાજી !
શીખવીસમઝાવી શું મેલ્યાં વહેતાં હો રંગરસિયાજી ?
વ્હાલા થઈને વેર શું પોષ્યું આવું રે રસિયાજી ?
આવડું શીદ કર્યું જ્યારે હતું જાવું હો રંગરસિયાજી ?
પ્રેમપંથમાં કંટક પટ નહીં સારો રે રસિયાજી !
પ્રથમથકી પોખી હાવાં શું મારો હો રંગરસિયાજી ?
વ્રેહવહ્નિમાં ધીખું છું નિશદહાડો રે રસિયાજી !
દાસદયાના પ્રીતમ ! મુજને કાઢો હો રંગરસિયાજી !

( ૫ )

ફાગણ કેશુ ફૂલ્યો ! હું કરમાણી રે રસિયાજી !
વનમાળી ! પિયુ ! સિંચ્યું ન પૂરું પાણી હો રંગરસિયાજી !
વસંતઋતુ વ્હાલી સહુને લાગે રે રસિયાજી !
તમ પાખી મુને બાણ હૃદેમાં વાગે હો રંગરસિયાજી !
અબીલગુલાલ ઊડે, કેસરરંગ ઘોળી રે રસિયાજી !
વિલસે સર્વ પરસ્પર ! મુજ ઊર હોળી હો રંગરસિયાજી !

આ સુખની ઋતુ શોક્યની સંગે શોહીએ રે રસિયાજી?
મૂસકલડે રોવું તે અમારે જોઈએ હો રંગરસિયાજી?
પ્રથમથકી પ્રભુ! શેં નવ નાંખ્યાં મારી રે રસિયાજી?
દાસદયાના પ્રીતમ! આ ગતિ ધારી હો રંગરસિયાજી!

(૬)

ચૈત્રે ચંદ્રકિરણ સૌને સુખકારી રે રસિયાજી!
મુજ એકલડીને લાગે એ જ કટારી હો રંગરસિયાજી!
સુખકારી હુતાં તે સૌ દુઃખ દે છે રે રસિયાજી!
જોઈ જોઈ સંભારી સુખ આંસુ વહે છે હો રંગરસિયાજી!
કરે કોઈ શું? કર્મતણો એ દોષ રે રસિયાજી!
વક્ર વદન નિજ, દર્પણ પર શો રોષ હો રંગરસિયાજી?
આ દહાડા ક્યાં મૂક્યા હતા સંતાડી રે રસિયાજી?
જોબનઅવસર આવ્યે આપ્યા કાઢી હો રંગરસિયાજી!
જે કહેતા તે અમો જાણતાં સાચું રે રસિયાજી!
દાસદયાના પ્રીતમ! કીધું કાચું! હો રંગરસિયાજી!

(૭)

વૈશાખે વ્રજ સઘળું સૂનું દીસે રે રસિયાજી!
જન ઝાઝા પણ કોને જોઈ મન હીસે હો રંગરસિયાજી?
સર્વ સરોવર સૂકાં ચાતક લેખે રે રસિયાજી!
ચકોર ચંદ્રવિના જગ ઉજ્જડ દેખે હો રંગરસિયાજી!
વીત્યું હોય તે સાચું એ પરમાણે રે રસિયાજી!
પીડા પ્રસવતણી વંઝા શું જાણે હો રંગરસિયાજી?
વ્રેહવેદના ઘણી કઠણ સૌ દુઃખથી રે રસિયાજી!
વેઠે તે જાણે, કહેવાય નહીં મુખથી હો રંગરસિયાજી!
સ્નેહતણો ઘા મલમથકી ના રુઝાય રે રસિયાજી!
દાસદયાના પ્રીતમથી સુખ થાય હો રંગરસિયાજી!

(૮)

જ્યેષ્ઠે સઘળાં સરોવર સૂક્યાં કહે છે રે રસિયાજી!
મુજ લોચનધાર ન સૂકી! વહે છે હો રંગરસિયાજી!

ગ્રીષ્મઋતુના તાપે સૌ અકળાય રે રસિયાજી !
પવનફુવારાથી તે સદ્ય શમાય હો રંગરસિયાજી !
ગ્રીષ્મની ગરમી શીત વાયુથી વામે રે રસિયાજી !
મુજ સ્નેહવહ્નિ પ્રેમે વૃદ્ધિ પામે હો રંગરસિયાજી !
પય ઊભર્યું રે છાંટયે નીર શમાયે રે રસિયાજી !
તાતું તેલ મળ્યે જળ ભડકો થાયે હો રંગરસિયાજી !
પ્રેમપાવકની પીડા સૌ દુઃખથી અળગી રે રસિયાજી !
દાસદયાના પ્રીતમ ! તમને વળગી હો રંગરસિયાજી !

(૯)

આષાઢમાસે અતિશીંકું દુઃખ સાલે રે રસિયાજી !
પંખીડાં પણ મળી જૂથ માળા ઘાલે હો રંગરસિયાજી !
કોને કહીએ ? કહ્યે અદેખાં ઠરીએ રે રસિયાજી !
અંતરઆગે ઢાંકી ધીખી મરીએ હો રંગરસિયાજી !
કીટ કાષ્ઠ જેમ ખોખું કરે ખાઈ બાધું રે રસિયાજી !
તેમ સ્નેહકીડે કાળજ કોરી ખાધું હો રંગરસિયાજી !
ઉપરથી તન સારું સહુકો દેખે રે રસિયાજી !
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો રંગરસિયાજી !
જે જાણે તે મૂરખ કહે એ વાતે રે રસિયાજી !
દાસદયાના પ્રીતમ ! દુઃખ સૌ ભાતે હો રંગરસિયાજી !

(૧૦)

શ્રાવણ સરવડે વરસે, તલસે મન રે રસિયાજી !
પાઉસઋતુશોભા થઈ વૃંદાવન હો રંગરસિયાજી !
વૃક્ષે વળગી વેલ છૂટે નવ છોડી રે રસિયાજી !
દૈવે મારી બેલ તો નાંખી તોડી હો રંગરસિયાજી !
એક દિવસ આપણ ત્યાં વાતે વળગ્યાં રે રસિયાજી !
ઘન વરસ્યો, ભીંજ્યાં, પણ ન થયાં અળગાં હો રંગરસિયાજી !
મેં પછી શીત સ્હેવાઈ નહીં, ઘણું કાંપી રે રસિયાજી !
ત્યારે મુજને લેઈ હૃદિયાશું ચાંપી હો રંગરસિયાજી !
સંભારી તે સુખ કાળજડું ફાટે રે રસિયાજી !
દાસદાયાના પ્રીતમ ! તજી શા માટે હો રંગરસિયાજી ?

(૧૧)

પુરુષોત્તમમાસે તો આશ અમારી રે રસિયાજી!—
પૂરો, પુણ્ય થશે, મન જુઓ વિચારી હો રંગરસિયાજી!
આતુર જન સંતોખો દઈ સન્માન રે રસિયાજી!
અધરામૃત પાઈ આપો જીવતદાન હો રંગરસિયાજી!
એક માસ આ પુણ્યદાનનો દહાડો રે રસિયાજી!
પ્રભુ! પધારો! સેવી કરું કર ટાઢો હો રંગરસિયાજી!
અન્ય દેવ સેવ્યાની શ્રદ્ધા છે નહીં રે રસિયાજી!
પુરુષોત્તમ પરણીને અવર ઘટે નહીં હો રંગરસિયાજી!
પ્રાણ જશે પણ તમો વિના નહીં ભજિયે રે રસિયાજી!
દાસદયાના પ્રીતમ! અમો એ સમજીએ હો રંગરસિયાજી!

(૧૨)

ભાદરવો ભર ગાજે, ચપળા ચમકે રે રસિયાજી!
એક સમે હું આવી, નેપૂર ઝમકે હો રંગરસિયાજી!
હું બીની સૂણી ઘન ગરજ્યો આકાશે રે રસિયાજી!
પીતાંબર ઓઢાડી લીધી પાસે હો રંગરસિયાજી!
સઘળું સુખ કાંઈ પ્રગટ નથી કહેવાતું રે રસિયાજી!
વિકળપણે કાંઈ કહું છું—નથી રહેવાતું! હો રંગરસિયાજી!
પાલવ પાથરી કાલાવાલા કરીને રે રસિયાજી!
પાગે લાગી કહું છું હું ફરીફરીને હો રંગરસિયાજી!
વ્રેહદુઃખ નથી સ્હેવાતું! હદ થઈ! આવો રે રસિયાજી!
દાસદયાના પ્રીતમ! શું તલસાવો? હો રંગરસિયાજી!

(૧૩)

આશ્વિન આવ્યો શરદમાસ સુખકારી રે રસિયાજી!
વામ આંખલડી પણ ફરકે છે મારી હો રંગરસિયાજી!
રાસ રમ્યાની ઋતુ આવી તમે જાણો રે રસિયાજી!
લાલ! બિહારી! લલનાશું રંગ માણો હો રંગરસિયાજી!
શરદપૂનમનો સંપૂર્ણ ચંદ્ર પ્રગટશે રે રસિયાજી!
તમશું રમતાં સૌ દુઃખ મારાં મટશે હો રંગરસિયાજી!

કરુણાનિધિ છો માટે કરુણા કરશો રે રસિયાજી!
વ્હાલાંની વિનતી તો હૃદયે ધરશો હો રંગરસિયાજી!
આનંદ ઊપન્યો ઊરમાં, વ્હાલમ વળિયા રે રસિયાજી!
દાસદયાના પ્રીતમજી મુને મળિયા! હો રંગરસિયાજી!



૧૨૨

## વ્યવહારચાતુરી

સર્વે કામ છોડીને પ્રથમ ગુરુગોવિંદને ભજીએ જી,
સકળ કામના જેથી સિદ્ધિ, વારે તેને તજિયે. શિક્ષા શાણાને.
મૂળથી મોટી સંગત કરિયે, નીચસંગત પરહરિયે જી,
સંગત તેને વશ મન રહે છે જેથી તરિયેમરિયે. શિક્ષા શાણાને.
હરપ્રકારે પ્રીત મૃદુ વાણી મોટા જન તે જાણે જી,
નિર્દય આપસ્વારથી જૂઠા તે નીચા પરમાણે. શિક્ષા શાણાને.
ખરી મહેનતનું દ્રવ્ય જોડિયે, નીચ નજર ના કરિયે જી,
પાછળથી પસ્તાવો ઊપજે, હાંસીથી તો ડરિયે. શિક્ષા.
સાહસકર્મ ન કરિયે કદાપિ, ડરિયે હરિજગતને મારે જી,
ઊતરેલું જળ મોતીનું ન ચડે વળતું કોટિ પ્રકારે. શિક્ષા.
રીતે ચાલતાં દુઃખ પડે તો ભલું, સુખ અનીતે કૂડું જી,
બેસી નાવ બૂડે નહીં કહેવત, તરી ઊતરો તો ય ભૂંડું. શિક્ષા.
વિનાવિચારે કામ કરે તે પાછળથી પસ્તાયે જી,
બગડી બુંદ જે હોય ન સુધરે, મળે ન જે તક જાયે. શિક્ષા.
કોનું કાઢીને ખરચ ન કરિયે, દાટી ના સહિયે દુઃખ જી,
જેવી સંપત તેવું ભોજન, સદા પામિયે સુખ. શિક્ષા.
પૂર્વે વૈર ત્યાં સ્નેહ ન કરિયે, પૂર્વે મિત્રશું વેર જી,
મિત્ર કો દિન ગુહ્ય પ્રકાશે, શત્રુનાં છૂટે ઝેર. શિક્ષા.
આપવખાણ, અવરની નિંદા, પરપત્નીશું હાસ્ય જી,
અતિભાષણ, કટુ જીભ ચલાવ્યે મોટમપણનો નાશ. શિક્ષા.
સુખ આવ્યે છાકી નવ જઈએ, દુઃખ આવ્યે નવ ડરિયે જી,
આપણુથી અધીકાને જોઇને ગર્વકુલેશને હરિયે. શિક્ષા

લોભી જન ધનવડે સાધિયે ગરવા જોડી પાણ જી,
મૂરખનું મનગમતું કરિયે, પંડિત સાચી વાણ. શિક્ષા.
હુરિગુરુસાહેબથી સાચા રહીએ, શીશું જૂઠું કહિયે જી,
મોટા આગળ કોઈ સમે પણ મુખે મોટા નવ થઈએ. શિક્ષા.
રીત નભે નહીં રંદાકેરી, વાંસલે વરતું થાય જી,
કરવતની કક્ષા ગ્રહી રાખો, ઊભે લોક સુખદાય. શિક્ષા.
કેવળ સ્વારથકૃતિ વાંસલાની, સહુ પરમારથ રંદો જી,
કરવત બે પાસ સરખું છાંડે, રહે ઘર, રહે હુરિબંદો. શિક્ષા.
લાખ ગમાવી સાખ રાખજો, સાખે મળશે લાખજી,
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ. શિક્ષા.
મળી રહેજો પોળી નવ તજિયે દૂર મોદિક અભિલાષે જી,
ઊછંગસુત અળગો કેમ કરિયે ઉદરગર્ભની આશે? શિક્ષા.
સામાને શોભા આપ્યેથી આપણે શોભા આવે જી,
પતિ સુખશોભા સ્ત્રીને કરે જેમ સ્ત્રીને પતિ દરશાવે. શિક્ષા.
જે કરતાં પરિણામે હાનિ તે કારજ ના કરવું જી,
આપણી પહોંચ પ્રમાણે સઘળે સમજી ડગલું ભરવું. શિક્ષા.
જેથી પ્રીત વધ્યાની ઈચ્છા તે ઘર ત્રણથી ડરીએ જી,
વિવાદ ધન વહેવાર પરોક્ષે વામા વાત ના કરિયે. શિક્ષા.
માતપિતાશું હેત ધરીએ, કદા ન ધરિયે દોષ જી,
નાગરવેલ વણસે જેમ દળ વણશે જે પહોંચ્યું શતકોશ. શિક્ષા.
કૃષ્ણ વિના કોઈથકી કદાપિ જારપ્રીત ના કરિયે જી,
ગળે પડી છૂટે નહીં કેમે, પાપતાપ પચી મરિયે. શિક્ષા.
થોડું બોલ્યામાં સુખશોભા છે, બહુ બોલ્યે પત જાયે જી,
ચોકોડીનો ચાંલ્લો ભાળ્યે સત ના પાછળ થાયે. શિક્ષા.
કામ વિવેકે કરિયે કદાપિ કષ્ટ પડ્યું તેમાંહે જી,
તે પછી હુરિઈચ્છા એમ લ્હેવું, હરબડવું નહીં ત્યાંહે. શિક્ષા.
પાણવાણી ને દષ્ટિ દઢ રાખી સઘળે જઈએ જી,
મોટમ આવે, માન પામિયે, કહીં દુઃખિયાં નવ થઈએ. શિક્ષા.

જે ભાવે જે પૂછે તેને તેવો ઉત્તર દઈએ જી,
ભાષણમાં ભીતરનું હારદ રહેજે સમઝી લઈએ. શિક્ષા.
જે વિના ચાલે ના તેની મરજી રાખી રહેવું જી,
સમો આપણે સમઝી લેવો, ભૂલવું બગડયું સ્હેવું. શિક્ષા.
તનમનવસન સુવિમળ રાખિયે, આળસ ક્રોધ ન કરવો જી,
પરદુઃખ દેખી પ્રસન્ન ન થાવું, પાખંડધર્મ ન ધરવો. શિક્ષા.
મોટાજનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવી જી,
ગુરુજનસેવા, દયા દીનશું, સ્ત્રીને વશ કરી લેવી. શિક્ષા.
દિવસે વાત વિચારી કરીએ, નિશ વિવેકે છાની જી,
કોઈ સમે કોઈ કહેવું સાંભળે, ઊપજે મોટી હાનિ. શિક્ષા.
મોટા સાથે નવ બગાડવું, નીચ ભલાઈ ન સારી જી,
નૃપયોગીનો નહીં આસંગો, ક્ષણમાં કરે ખુઆરી. શિક્ષા.
નમી ભીંત પર ના લો બારી, નવ ઠરવું તે હેઠ જી,
ભગિનિ ભ્રષ્ટતન, કળી પસ્તાવો વણુસ્વારથની વેઠ. શિક્ષા.
જાર જુગારી તસ્કર વ્યસની વિશ્વાસે નવ રહેવું જી,
વહેવારે વેપારે લજ્જા નવ ધરવી, સટ કહેવું. શિક્ષા.
હરિ વિના કયહું લુબ્ધાઇ ન જાવું, જૂઠું સર્વ સમઝવું જી,
કાળઝપેટો પચક લાગશે, ભગવતભજન ન તજવું. શિક્ષા.
જેજે વાતે મીઠુંકડવું આપણને જેમ લાગે જી
તે જ પ્રમાણે સમઝી લેવું, સહુને સુખદુઃખ જાગે. શિક્ષા.
દંપતી વચ્ચે દૂત ના થાવું, કૂડી સાખ ન ભરવી જી,
ના કરીએ અરિકેરી ચૂગલી, અધર્મપક્ષ ન કરવી. શિક્ષા.
માણસ જોઈને કામ પાડીએ, મૂરખ મિત્ર ન કરિયે જી,
હઠ ના કરવી ખોટી વાતે, ક્રૂરને દ્વેષે મરિયે. શિક્ષા
દીન સગાંને દઈ ન માગવું, દે ઘણું માગે વાળી જી,
દાનો દુસ્મન ગુણે મારીએ, શકે ન ઊંચું ભાળી. શિક્ષા.
મરમ વચન કોઇને નવ કહિયે, સૂણતાં તે સંકોચ જી,
વાટે જતાનું કષ્ટ કાપિયે જ્યાંલગી આપણી પહોંચ. શિક્ષા.

મધુરી વાણી વદિયે સહુથી, ઊદર રાખીએ ઊંડું જી,
મળ્યા મનુષ્યને પ્રાણ આપીએ, કોનું ન કરિયે ભૂંડું. શિક્ષા.
કૃત ઉપકાર ના ભૂલી જઇએ, ગુણ સઘળેથી લેવો જી,
અન્નદાતાને આધીન રહેવું, લાલચદગો ન દેવો. શિક્ષા.
મહામોટું કાંઈ સંકટ આવે શ્રીહરિશરણે જાવું જી,
હિંમત રાખી ઉપાય કરવો, પ્રાણમુક્ત ના થાવું. શિક્ષા.
મૂરખથી કહીં મમત ન કરવો, ગાંઠ ગોદડે દેવી જી,
અણી ચૂકાવી કામ કાઢવું, આગળ વણશે કેવી? શિક્ષા.
કદળી ઢોલ કુટિલ જન કાંટી કૂટયાવણ ફળ ના'પે જી,
દુષ્ટની સામા સાધુ ન થાવું, થાતાં અતિ સંતાપે. શિક્ષા.
કામ કુવેળું કાંઇક આવે, ધીરા થાવું જાણી જી,
જલદ થયાથી જોખમ લાગે, પથ્થર ઉપર પાણી! શિક્ષા.
જેવો સમો વિધિ પણ તેવી કરતાં કારજ થાય જી,
એક રીતે અટકી નવ રહેવું, રોગ પ્રમાણે ઉપાય. શિક્ષા.
અગમ વિચારી સર્વ કરવું, અક્કલતે કહીં ન રહેવું જી,
સહુનું વચન વિચારી જોવું, રોમરોમ ચિત્ત દેવું. શિક્ષા.
ગુણવંતને ઇતરાઈ ના કરવી, વૃદ્ધપણે લાલાઈ જી,
ગુમાન ગરજસમે નવ ધરવું, ભાંગી જાયે ભલાઈ. શિક્ષા.
પરઘર જઇને દુઃખ ના રોવું, કોઈ ન થાયે વિભાગી જી,
પાછળથી પસ્તાવો ઊપજે, ભાર જાય સહુ ભાગી. શિક્ષા.
પરઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવું જી,
ગુંજ કરતાં હોય બે જણાં ત્યાં વણતેડયાં નવ ધસવું. શિક્ષા.
કૌતકમાં કુમક વણ સજ્જન, દુરિજન સાથ નવ વદવું જી,
ગજ ગ્રહેવાનો સામાન લઇને બકરીબંધ ન ચડવું. શિક્ષા.
રીતે પણ ખોટાની સાથે વાદ ન કરવો વાતે જી,
ખરાબ ઠામે પથ્થર નાંખી છંટાવું નિજ હાથે! શિક્ષા.
ઊલટી કૃતિ ઘેલાની ગ્રહીએ, દાસ દક્ષ ના થઈએ જી,
સર્વ ઠામથી ગુણ ગ્રહી લેવો—એમ ચતુરતા લહિયે. શિક્ષા.

ક્લેશની ઉપર ક્લેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધ જી,
મન મોહ મદ મચ્છર ના ધરવો, મનને કરવો બોધ. શિક્ષા.
આ વ્હેવારચાતુરીની શિક્ષા ધરશે ઉરમાં રાખી જી,
ભવસુખ હરિપદ શુભ કીર્તિ આબરૂના અભિલાખી. શિક્ષા.
પચ્ચીસપચાસનું ખત ના લખિયે, અંતે આવે એક જી,
ગળે પડે કોઈ ગુલામ માણસ, હાનિ વાત વિવેક. શિક્ષા.
સકળ ચાતુરી એક વચનમાં કહું છું સહુ ! સાંભળજો જી,
હરિગુરુ હરિજન સેવીસમરી જન્મમરણથી ટળજો. શિક્ષા.
આશ્રમ ચાર વિષે ગૃહસ્થાશ્રમ એક વાતથી મોટો જી,
શ્રીહરિની સેવા બની આવે, માટે નહિ તે ખોટો. શિક્ષા.
મન ભાવે તે આશ્રમ માંડો, મારે નહિ લેવાદેવા જી,
દયો કહે, ‘મારે તે મોટો, કરે કૃષ્ણની સેવા.’ શિક્ષા શાણાને.



## ૧૨૩

## હોળીને ટાણે

લોકડિયાં દેખે છે લાલ! આંખોમાં ઊડે ગુલાલ!
મુખડાની ખાશો ગાળ, આ તેં શું કર્યું?
આડે દહાડે જોર ન ફાવ્યું, આજ હોળીનું ટાણું;
ઘણા દિવસની ગુંજ રીસની આજ ઊકેલો જાણું! લાલ!
જે કહેશો તે ‘હા’ જ હાવાં, નવ માનું તે ચૂકી:
—ઓરા આવો, કહું કાનમાં, ‘મારા સમ દો મૂકી!’ લાલ!
શું કરું જો? આવી સાંકડે, મારું જોર ન ફાવ્યું;
દયાપ્રીતમ! મુને કાયર કરીને તોબાખત લખાવ્યું! લાલ!



## ૧૨૪

## અકળ કળા

હરિ! તારી અકળ કળા ન કળાય રે!
મોટા સમરથ જેમાં વ્હવાય રે! હરિ!
ભૂલ્યા હળધર તાલી ગણતાં રે, દાખી લીલા તે ન બણે ભણતાં રે,
વરતું દીસે છે ઝાઝું છણતાં. હરિ!

ભૂલ્યાં લક્ષ્મી આપ અર્ધાંગ રે, છળ્યાં રૂપ દેખી નરસંઘ રે,
કળે કોણ નવા નિત્યે રંગ? હરિ!
છળ્યા શંકર મોહની એ છેક રે, ન રહ્યું—જ્ઞાન ધીરજ વિવેક રે,
તારી માયાથી બચ્યો તું એક! હરિ!
ભૂલ્યાં ઊમિયા રામલીલા જોઈ રે, બ્રહ્મભામની શોધે ન રોઈ રે,
સીતારૂપ ધરી પત ખોઈ! હરિ!
સુરાસુર મળી સિંધુ વલોવ્યો રે ત્યારે ગણેશમંદ્રાચલ બોલ્યો રે,
ફીક્કા પડિયા, કચ્છપરૂપે તોળ્યો. હરિ!
પ્રગટાવ્યા છે પ્રાર્થના કરીને રે, વળી ગર્ભસ્તુતિ કરી ફરીને રે,
તે બ્રહ્મા ગયા વાછરૂ હરીને. હરિ!
ભૂલ્યા નારદ નૈષ્ઠિક બ્રહ્મચારી રે, હરિરૂપે વરવા માગ્યું નારી રે,
જ્ઞાની પામ્યા ત્યાં શાપ્યા મોરારિ. હરિ!
ભૂલ્યા ગરુડ નાગપાશ લાવી રે, ભૂષંડીએ ભ્રમણા ટાળી રે,
કહ્યો મોહન પોતાનો વાલી. હરિ!
ભૂલ્યા જનકવસિષ્ઠ મહાજ્ઞાની રે, મુઆ શાપી પરસ્પર ધ્યાની રે,
જુઓ, દ્વૈત ઠર્યું, કયાં હાનિ? હરિ!
શિક્ષા પામ્યો છે ધન વરસાવી રે, માગ્યું પારિજાત ના આપ્યું લાવી રે,
પ્રહાર પામ્યો ત્યારે શુદ્ધિ આવી! હરિ!
ભૂલ્યા શુક્રચારજ થઈ શાણા રે, હરિ જાણી ભૂલ્યા ગત વ્હાણા રે,
ધર્મરોધ કર્યે થયા કાણા! હરિ!
અજામેલવેળા કહી દીન વાણી રે, ગુરુસુત ન આપ્યો આણી રે,
જમને ઝૂડયો ત્યારે જોડયા પાણિ! હરિ!
રામાનુજ ભૂલ્યા ઈશ વખાણી રે, અટકયા સ્વામીથી હઠી વેદ વાણી રે,
નાંખ્યાં દૂર કર્મ ઝટ જાણી. હરિ!
ઝાઝું જાણતાં તો નિંદા ભાખે રે, અન્યાશ્રિતને અવળું ભાસે રે,
સુધું સમઝતાં સંદેહ નાસે. હરિ!
તારી માયાનું બળ છે અપાર રે, કોને કહિયે? ભૂલ્યો સંસાર રે,
તારે શરણે આવ્યો નિસ્તાર. હરિ!
હરિજન માયાથી ન મોહાય રે, અહંકારેથી આખડિયું ખાય રે,
દયો દીનતાએ હરિ ગાય. હરિ!



## ૧૨૫

# રાધાનું મિથ્યાલગ્ન

એક સમે વ્રજકન્યકા મારા રાજ ! હો જી રે શ્રીરાધાજી છે માંહે.
—કે હું બલિહારી રે મારા રાજ !
રમતાં આવે વૃંદાવનમાં મારા રાજ ! હો જી રે શ્રીકૃષ્ણ ખેલે છે ત્યાંહે—કે હું.
હરિએ દડૂલો દોટાવિયો મારા રાજ ! હો જી રે આવ્યો રાધાજીને હાથ—કે હું.
માગે ગોવિંદ, ગોપી ના કહે, મારા રાજ ! પામો જો રમો અમ સાથ—કે હું.
બોલી લલિતા લાલશું મારા રાજ ! હો જી રે રમિયે વે'વાનો ખેલ—કે હું.
કન્યા રંગીલી રાધિકા, મારા રાજ ! હો જી રે વર થઈ કરો તમો કેલ—કે હું.
સૂણતાં મોહનમન માન્યું મારા રાજ ! હો જી રે સર્વે થયાં રસરૂપ—કે હું.
સમઝી સખા સરકી ગયા મારા રાજ! હો જી રે સખીઓએ માંડી ધામધૂમ—કે હું.
મનોહર મંડપ બાંધિયો મારા રાજ ! હો જી રે રચ્યો વેવાઈનો ધામ—કે હું.
કોઈ કીરત વૃખભામ થઈ મારા રાજ ! હો જી રે કોઈ જસોદાનંદ નામ—કે હું.
ગણેશગોત્રને બેસાડિયાં મારા રાજ ! હો જી રે કરી સૌ લગ્નની રીત—કે હું.
કેટલીક તો તરુણી જાદરણી મારા રાજ ! ગીતો ગાયે ધરી પ્રીત—કે હું.
પીઠી ચોળી વરકન્યા મારા રાજ ! હો જી રે બેઉને સજાવ્યા શણગાર—કે હું.
દેવકલૂવો દ્વારા કરે મારા રાજ ! હો જી રે સાસુએ પોંખ્યા મોરાર—કે હું.
વરવહૂ પધરાવ્યાં માંહ્યરામાંહે મારા રાજ ! હો જી રે ચોરી રચી નવરંગ—કે હું.
બ્રાહ્મણ થઈ ભણે ફૂલી મારા રાજ ! હો જી રે આનંદ બહુ સૌઅંગ—કે હું.
શુભ લગ્નઘડી મુહૂરતસમે મારા રાજ ! હો જી રે થયો જુગલહસ્તમેળાપ—કે હું.
મંગળફેરા દંપત ફર્યાં મારા રાજ ! હો જી રે મીટયા સર્વે પરિતાપ—કે હું.
રાધિકાકૃષ્ણ આરોગિયાં મારા રાજ ! હો જી રે કોડે કરી કંસાર—કે હું.
રીતભાતે કીધો ચાંદલો મારા રાજ ! હો જી રે વામા વધાવાને ચાર—કે હું.
લાડી વળાવ્યાં સાસરે મારા રાજ ! હો જી રે કીધી રતિરસકેલી—કે હું.
આનંદસાગર ઊછળ્યો મારા રાજ ! હો જી રે વળી છે મહારંગરેલી—કે હું.
હળીમળી પૂછે સાહેલીઓ મારા રાજ ! 'હો જી રે કહેની ગમ્યો વર એહ ?'—કે હું.
શ્યામા સૂણી નીચું જોઈ હસ્યાં મારા રાજ ! હો જી રે પ્રગટ કહે શું ઊપન્યો
નેહ ?—કે હું.

કુળની રીતે છોડયા દોરડા મારા રાજ ! હો જી રે ગાયાં વાંકાં રસગીત–કે હું.
ક્ષણુક્ષણુ હેત હૈયે વસે મારા રાજ ! હો જી રે ચોરે પરસ્પર ચિત્ત–કે હું.
—એમ સદા વૃંદાવનમાં મારા રાજ ! હો જી રે ખેલે જુગલસ્વરૂપ–કે હું.
એ છે પ્રાણુજીવન દયાદાસના મારા રાજ ! હો જી રે આનંદમંગળરૂપ–કે હું.



## ૧૨૬

## કામણુગારી તારી વાંસળી !

કામણુગારી તારી વાંસળી, કામણુ કીધું છે ભારી રે ! કામણુગારી.
મોરલીને નાદે મન મોહી લીધું છે મારું ગિરિવરધારી રે !
ઘરધંધો ગમતો નથી, મુને લ્હે લાગી છે તારી રે. કામણુગારી.
મોરમુકુટ શિર શોભિતો, કુંડળની છબિ ન્યારી રે,
ચતુરા ચપળ ચૂકી, ઘણુંઘણું મોહી રાધેપ્યારી રે. કામણુગારી.
મુરલીનાદ મધુરો સૂણી ચૂકયા સમાધિ ત્રિપુરારિ રે,
સુરનરમુનિજન મોહી રહ્યા ! કોણુ માત્ર વ્રજનારી રે ? કામણુગારી.
તનમનધન અર્પણુ કરું ચરણે કુંજબિહારી રે !
દયાના સ્વામી ! તમો શામળા ! જીત્યા ને અમો હારી રે ! કામણુગારી.



## ૧૨૭

## સાચું બોલો જી !

" સાંભળ રે તું સજની ! મારી, રજની કયાં રમી આવી જી ?
પરસેવો તને કયાં વળ્યો તારી ભમ્મર કયાં ભીંજાણી ? સાચું બોલો જી."
" વનમાં હું તો ભૂલી પડી ને અતિશે મૂંઝાણી જી;
પરસેવો મને ત્યાં વળ્યો મારી ભમ્મર ત્યાં ભીંજાણી. સાંભળ સજની જી !"
" કાલ મેં તારી વેણુ ગૂંથી'તી, છૂટી કયાં વિખરાણી જી ?
એવડી ઊતાવળ શી પડી જે ઝૂલડી નવ બંધાણી ? સાચું બોલો જી."
" કાળો તે ભમરો શિર પર બેઠો, ઊરાડતાં સેર છૂટી જી,
જ્યમત્યમ કરીને બાંધતાં વચમાંથી નાડી તૂટી. સાંભળ સજની જી !"

" આ ચોળી અતલસની પહેરી, સહિયરે વખાણી જી,
ચોળીની કસ કયાં તૂટી ? તું આવડી કયાં ચોળાણી ? સાચું બોલો જી."
" હૈયું મારું દુ:ખવા આવ્યું, વાએ કરીને કાંપ્યું જી,
પીડા ટાળવા કારણે મેં કળે કરીને દાબ્યું. સાંભળ સજની જી !"
" આવડાં પુષ્પ કયાંથી વાટે તુજને કોણે આપ્યાં જી ?
એવો શૃંગરસિયો કોણ મળિયો ? પ્રેમે કરીને થાપ્યાં. સાચું બોલો જી."
" સૂરજકળાએ હું જાતી હુતી, વાટે મળ્યા વનમાળી જી,
સમ ખાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતિજ્ઞા પાળી. સાંભળ સજની જી !"
" અવળો ચણિયો કેમ પહેર્યો છે ? જેમતેમ વીંટી સાડી જી,
સજક થઇને સુંદરી ! હાવાં વસ્ત્ર પહેરોની વાળી. સાચું બોલો જી."
" સાથ ના સહિયરે કીધો, ઊતાવળી વેગે ચાલી જી,
અવળો ચણિયો પહેરી દીધો, હવે વસ્ત્ર પહેરીશું વાળી. સાંભળ સજની જી !"
" નીકળી હતી તું સૌથી પહેલી સાથ અમારો મેલી જી,
પાછવાડેથી કયાંથી અંબિકા ! જઇને તું બેઠી ? સાચું બોલો જી."
" નીકળી હતી હું સૌથી પહેલી સાથ સહિરનો મેલી જી,
વાટે હું ભૂલી પડી ગઈ, ત્યહાં જઈ બેઠી વ્હેલી. સાંભળ સજની જી !"
" કસ્તુરી અંગે મ્હેકે છે, આ વનમાં કોણ આવે જી ?
સર્વ શરીરે તારે વ્યાપી રહી છે તે કેમ જાયે ઢાંકી ? સાચું બોલો જી."
" મૃગશલ્યાએ મૃગલો બેઠો તેને મેં જઈ ઝાલ્યો જી,
તેની વાસના મારા અંતરમાં પેઠી, તે નથી રહેતી ઢાંકી. સાંભળ સજની જી !"
" અધર દંત બેઠા દીસે છે, છાતીએ નખ વાગ્યા જી,
તારુણી ! તારા તનડામાં પેસી કામબાણ કયાં વાગ્યાં ? સાચું બોલો જી."
" મધુરાં વાયક પોપટ બોલ્યો, તેને મં જઈ ઝાલ્યો જી,
ચંચળ ચાંચ ભરીને નાઠો, તત્ક્ષણ ત્યાંથી છૂટયો. સાંભળ સજની જી !"
" શ્યામસુંદર તને મળ્યા દીસે છે તે અંગે તું પસરાઇ જી,
જેજે પૂછું તેના ઉત્તર આપે એ બધી તુજ ચતુરાઈ ! સાચું બોલો જી."
" જે વાટે હરિ મળિયા હોયે તે વાટે નવ જાઉં જી,
આ વાટે હરિ મળિયા હોય તો કહો તેવા સમ ખાઉં. સાંભળ સજની જી !"

"મારે એવી પ્રતિજ્ઞા જે પરપુરુષ ભાઈબાપ જી,
દાસદયાના સ્વામીને ભજતાં ભવની ભાવટ જાય. સાંભળ સજની જી!"

★

૧૨૮

## રાસનૃત્ય

હાં રે વૃંદાવનમાં થનકકાર થૈ થૈ!
રાધાકૃષ્ણ રમે રાસ, ગોપી લહી, લહી, લહી રે!
બીજું નહીં, નહીં, નહીં રે! વૃંદાવનમાં.
હાં રે નૂપુર ચરણ કનકવરણ ઝાંઝરજોડો,
હાં રે ઘુઘરીઆળો ઓપે અક્કો તોડો,
હાં રે મોરમુકુટ મણિ વાંકડો અંબોડો,
હાં રે કુંડલ કાન, ભ્રૂકુટી બાન, તિલક તાન,
નેનબાન કંપમાન, ફ્ક્ફ ફેઈ ફેઈ ફેઈ ફેઈ રે! વૃંદાવનમાં.
હાં રે વાગે તાલ તે કરતાલ મૃદંગ તાલી,
હાં રે કોઈ તંબુરો ને કોઈ મૃદંગવાળી,
હાં રે સોળ સહસ્ર ગોપિકા છે એક બાળી,
હાં રે સૂર સળકે, સૂર સળકે, ઘૂઘરી ઘમકે, નાચે થનક,
થનક બલ બલ બલ ગોપી લઈ, લઈ, લઈ, લઈ, રે. વૃંદાવનમાં.
કે કર કટિએ દીધો છે વંક વાળી,
મદનગાન મુખ્ય ગાય છે વનમાળી,
કે બોલે બેન, બોલે બેન, અમૃત ચેન, સુધાસેન, મોહનનેન,
પ્રકટ ચેન, થાકે નહિ હૃદય દઈ દઈ દઈ રે! વૃંદાવનમાં.
હાં રે મુકુટમાંહે રૂપ દીઠું છે રાધાએ,
હાં રે મનમાં માનની વિમાસણ થાયે,
હાં રે હુંથી છાની રાખી છે મુકુટમાંહે,
હાં રે તે બહુ વ્હાલી હઠ ઝાલી બેઠી બાળી, ઊઠી ચાલી,
ઘૂઘરવાળી, ભટ ભાળી, દયાપ્રભુ જે જે જે જે રે! વૃંદાવનમાં.

★

## ૧૨૯

# શ્રીનાથજી !

મોહન, મધુરાકૃત શ્રીનાથજી! નટવર! નંદકુમાર!
મોહ પામે સૌની મતિ શ્રીનાથજી! નિજજનપ્રાણાધાર!
મોરમુગટ મણિએ જડયો શ્રીનાથજી! કુંડળ લળકે કાન,
મનોહર મોતી વેસરતણું શ્રીનાથજી! શોભે છે ભીને વાન.
મનમોહન મધુરાકૃતિ શ્રીનાથજી! નટવર નંદકિશોર,
મોહ પામે સૌની મતિ શ્રીનાથજી! ચતુર ચિત્તના ચોર.
લલિતત્રિભંગી છેલડા શ્રીનાથજી! મદનમનોહર રૂપ,
આનંદઘન અલબેલડા શ્રીનાથજી! અખિલ ભોવનના ભૂપ.
જીવન ગોપીજનતણું શ્રીનાથજી! રસિયા જનના રાય.
નિરખ્યે સુખ પામે ઘણું શ્રીનાથજી! મન મારું લોભાય.
મોરમુગટ મણિએ જડયો શ્રીનાથજી! પ્રભા લજાવે હંસ,
ઢળકે કુટિલ ભ્રૂકુટી અડયા શ્રીનાથજી! મુકતાફળ અવતંસ.
તિલક સુભગ કેસરતણું શ્રીનાથજી! પાદાકૃતિ શોભે છે ભાલ,
મનોહર મોતી વેસરતણું શ્રીનાથજી! સુંદર શિરપેચ લાલ.
શોભા સલૂણા વારિજવદનની શ્રીનાથજી! વારું શરદશશી કોડ,
કાંતિ લજાવે કોટિ મદનની શ્રીનાથજી! નહિ જુગમાં કોઈ જોડ.
તે ઉપર લટકે લટ અલકની શ્રીનાથજી! મહાસરોજ અલિબળ,
મોહની ઘણી છે મધુર મલકની શ્રીનાથજી! અધર અરુણ છે રસાળ.
ભ્રૂકુટી કમાન, બાણ નેન છે શ્રીનાથજી! મોહ પામે રતિરાજ,
કિં વા સારંગ રસ અત્ય છે શ્રીનાથજી! પામે કમળદળ લાજ.
નિર્મળ કાંતિ કપોળમાં શ્રીનાથજી! કુંડલનાં પ્રતિબિંબ,
દશનવસન લાલ ચોળમાં શ્રીનાથજી! અડી બન્યું મુકતાફળ બિંબ.
કીરચંચુસમ નાસિકા શ્રીનાથજી! ભ્રમે ગ્રહું જાણે ભક્ષ!
હીરાકણી ચિબુકની વાસિકા શ્રીનાથજી! ઉશના ઊગ્યો પ્રત્યક્ષ,
દંતપંગત કુંદની કળી શ્રીનાથજી! તાંબુળ કોઈ એક અરુણ,
કંઠ કંબુશી રેખાવળી શ્રીનાથજી! ચિત્ત ચળાવતી નિપુણ.



શ્રીમદ્‌પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજી ( શ્રીગુસાંઈજી )

હસવું મંદ મદનફંદ છે **શ્રીનાથજી!** રસિયાજનચિત્તચોર,
મધુર વચન મોહફંદ છે **શ્રીનાથજી!** હરે મદ ધીરજ જોર.
કંઠે કૌસ્તુભમણિદ્યુતિ ઘણી **શ્રીનાથજી!** ઊર ભૃગુલાંછન વામ,
કંચનમાળ મોતી અતિ બની **શ્રીનાથજી!** વૃંદાવન અભિરામ.
પીતાંબર કટીમેખળા **શ્રીનાથજી!** શોભા નહિ કોઈ તુલ્ય,
વલય અંગદમણિ નિર્મળ **શ્રીનાથજી!** મુદ્રિકા જડિત્ર અમૂલ્ય.
મોહન મોરલી કર ગ્રહી **શ્રીનાથજી!** નીલ કમળ એક હસ્ત,
વ્રજવનિતા મોહાઈ રહી **શ્રીનાથજી!** સ્વરૂપાનંદ મનમસ્ત.
નેપૂર ચારુ ચપળ ચરણમાં **શ્રીનાથજી!** ઘૂઘરીનો ઘમકાર,
લાભ ઘણો છે એના શરણમાં **શ્રીનાથજી!** પરમાનંદ ભંડાર.
ખટદશ ચિહ્ન પાયતળ વિષે **શ્રીનાથજી!** પ્રગટ કહું, સૂણો નામ,
બિરાજે ચિત્ત નિર્મળ વિષે **શ્રીનાથજી!** જનમનપૂરણકામ.
સ્વસ્તિ અષ્ટકોણ જાંબુ જવ પવિ **શ્રીનાથજી!** ઊરધરેખા દેખાય,
ધ્વજ અંકુશ કમળ કવિ કહે **શ્રીનાથજી!** એ નવ દક્ષિણ પાય.
મચ્છ ત્રિકોણ ધનુષ્ય ઇંદ્રિનું **શ્રીનાથજી!** કમળ આકાશ અભિરામ,
ધેનુપદ બિંબ ચંદ્રનું **શ્રીનાથજી!** એ સાતે પદ વામ.
જામો જરી પટકો પામરી **શ્રીનાથજી!** આભરણ અતિઅનુપ,
પ્રતિઅંગે અતિમાધુરી ઠરી **શ્રીનાથજી!** સુરૂપતણું જ સુરૂપ.
તેવાં વામઅંગે **ભાનુનંદિની** **શ્રીનાથજી!** **શ્રીરાધા** શુભ નામ,
વસ્તુત: કૃષ્ણ ચારુ ચંદની **શ્રીનાથજી!** સદ્‌ગુણસ્વરૂપનું ધામ.
વલ્લભ **શ્રીવલ્લભતણા** **શ્રીનાથજી!** **શ્રીવિઠ્ઠલ** પ્રિયપ્રાણ,
પુષ્ટિસૃષ્ટિને પ્રિય ઘણા **શ્રીનાથજી!** જેમ રતિને પંચબાણ.
નિત્ય કરે મન નિર્મળ **શ્રીનાથજી!** ચિંતન ચંદ્રિકાનું ગાન,
તેને વિનાશ્રમે મળે **શ્રીનાથજી!** સદા રહે ઊર ધ્યાન.
પાપપરિતાપને પ્રલે કરે **શ્રીનાથજી!** પૂર્ણ કરે મનકામ,
અખિલ અમંગળને હરે **શ્રીનાથજી!** વસવા દે નિજ ધામ.

★

## ૧૩૦

# મોહિનીસ્વરૂપ

અકળ કળા **શ્રીઅવિનાશની** રે તેનો પાર ન પામે કોય,
**શિવ**સરખા જેમાં ભૂલા પડયા રે, તેથી કોણ વડેરું હોય? અકળ.
એક સમે **શ્રીમહાદેવજી** રે આવ્યા **વૈકુંઠ વિષ્ણુ**ની પાસ,
દર્શન કરી **હરિ**નાં **હર** બોલિયા રે, "એક ચરિત્ર જોવા ચિત્ત આશ." અકળ.
વાત મિશેમિશે કાઢી **મહારુદ્રજી** રે, "**પ્રભુ**! સમુદ્ર મથાવ્યો જે વાર,
ત્યાં તમો **મોહ**નીરૂપ કહો, કયમ ધર્યું રે? **સુરઅસુર** છળ્યા શે પ્રકાર? અકળ.
એ જ ઇચ્છા છે મારે બહુ દિનની રે, મુને દેખાડોને તે સ્વરૂપ."
—એવાં વચન **શિવ**જીતણાં સાંભળી રે વળતા બોલ્યા **ત્રિભોવનભૂપ**: અકળ.
"સાંભળો, **શંકર**! વાત વિવેકની રે, તે છે **મો**હિનીમાયાનું અંગ,
તે નિરખ્યાની ઇચ્છા રખે રાખતા રે, તે તો ધ્યાનધીરજ કરે ભંગ." અકળ.
ત્યારે ઉમાધવે **માધવ**ને કહ્યું રે, "ના, ના, હું નહીં ચળું લગાર,
જાણું છું માટે કદાપિ નહિ ભૂલું રે, દેખાડો, મુને હોંશ અપાર." અકળ.
એવું કહ્યું **શિવે** ત્યારે હસ્યા **હરિ** રે, "ભલું, દેખાડીશું કોઈ દિન."
એમ પરસ્પર બેઉ જણા બોલતા રે, ત્રીજું રૂપ ધર્યું **મોહન**. અકળ.
એક અનુપમ પુષ્પની વાટિકા રે, તેની મધ્યે દીઠી એક નાર,
સુંદર સોળ વરસની સુંદરી રે, શ્યામા સ્વરૂપતણો ભંડાર. અકળ.
ચંપકવરણું તન ને ચપળ ઘણી રે, સામુદ્રિક લક્ષણ પૂર્ણ,
ગુણગભીર ગોરી ગર્વે ભરી રે, કરે મહામુનિનાં મન ચૂર્ણ. અકળ.
જરકસી કોરનો સુંદર સાલૂડો રે, જેનો ઝીણો કસુંબલ રંગ,
અનુપમ રીતે ઓઢયો **અલબેલીએ** રે, જેમાં ભાસે ગોરું સહુ અંગ અકળ.
વેણી લાંબી શીષ શેષસરીખડી રે, ફેણમણિ જાણે શીશફૂલ!
સેંથો સિંદૂરે પૂર્યો **છે** સોહામણો રે, ઉપર દામણી દીપે અમૂલ. અકળ.
મોતીજડિત્ર મનોહર ચોટણું રે, મૃગમદની ટીલી ચિત્તચોર,
સુંદર ભાલ વિશાળ બિરાજતુ રે, મદમાતીનું જોબનજોર. અકળ.
**ભ્રૂકુટી** કમાનસમાન છબીલડી રે, રત્નાળાં લોચન રસકૂપ,
દીર્ઘ અણિયાળાં ચપળથી મન હર્યું રે, છે કટાક્ષ કટારીનું રૂપ. અકળ.

વાળી ઝૂમણુ ઝૂમે ઝૂમખે રે, વેસરમુક્તા છે લાંબુ સૂંઢાળ,
અરુણ અધરની ઉપર સુંદર લળકતું રે, જોતાં જોગી ચળે તત્કાળ. અકળ.
મંદ મધુર મધુરું હાસ્ય કરે રે, ઝળકે દાડમબીજશા દંત,
કુંદનરેખા એ દંતમાં દીપતી રે, ચળકારામાં ચોરે ચંત. અકળ.
ચારુ ચિબુક મધ્યે છે હરું ટબકલું રે, બીજું ગાલે, ત્રીજું અદભાલ,
ત્રણ બિંદુની શોભા શી કહું રે? ત્રાજૂડું ત્રિલોકી મનજાળ. અકળ.
ઝૂલ જુગલ મણિજડિત્ર કનકતણાં રે, કર્ણફૂલ પાંદડીઓનો ઝૂમ,
ચોટલો ગોફણો ગોરીનો ધમકતો રે, ઘણો ઘૂઘરીકેરો ધચૂમ. અકળ.
કોટિ સૂરજશશી વદને ઓવારિયે રે, સુંદર મુખડું સ્વરૂપનિધાન,
અલકની લટ ઝકી રહી ગંડપે રે, મધુરુંમધુરું કરતી ગાન. અકળ.
રંગ તંબોળ ચોંટયો મુખે ચોળશો રે, મૃગનેણીનો વાંકો મોડ,
જરકસી બુટ્ટાની છે કાળી કંચુકી રે, કસકસતી પહેરી કરી કોડ. અકળ.
તુશી તનમનિયાં કંઠે હેમહાંસડી રે, માદળિયાં અરીસો ચિનમાળ,
ચંપકળી ચંદનહાર ચોસેરનો રે, મુક્તાફળમાળા વિશાળ. અકળ.
કંકણુ સહિત કનક કર ચૂડલો રે, મનગઠ જવ તે બજોઠાની સાથ,
વાંક વીંટી બાજુબંધ બેરખા રે, છલ્લાઆરસી રહી સહી હાથ. અકળ.
સિંધસમાન કટિએ કટિમેખળા રે, પાયે નેપૂરનો ઝણુકાર,
સાંકળાં કલ્લાં કાંબી અણુવટ વીંછિયા રે, નહિ નખશિખ શોભાનો પાર. અકળ.
અલબેલી આંખ આંજી અનુપમ બની રે, પુષ્પહાર કંઠે, ગજરા પાણુ,
ભાલે ગુલાલ બેંદો મહાવર પાનીએ રે, મેંદી મરદી હથેળીમાં જાણુ. અકળ.
ક્રીડાકંદૂક કર કુસુમનો કામની રે ગ્રહી લીલા કરે તેની સંગ,
ઝાલે ઊછાળે પૂંઠે ફરે પ્રેમદા રે, તેને મિશે નચાવે છે અંગ. અકળ.
મંદ સુગંધી સમીર શીત વહે રે, શશી ઊદિયો, રવિ પામ્યો અસ્ત,
તે સમે શિવજીએ દીઠી એ સુંદરી રે, ચાલ્યા હરિથી છોડાવીને હસ્ત. અકળ.
મોહની જોતાં મોહ્યા મહાદેવજી રે, પૂછ્યું નહિ પ્રભુને જે છે એ કોણુ,
ભૂલી ગયા શુદ્ધબુધ શરીરની રે, લાગ્યાં નેનકટાક્ષ મોહબાણુ. અકળ.
સમઝ્યા નહીં જે મેં કહી તે એ મોહની રે, એવો વ્યાપ્યો છે અંગ અનંગ,
પુષ્પના બાગમાં પેઠા બળે કરી રે, લજ્જા મૂકી દોડયા કરવા સંગ. અકળ.

એવામાં વાયુ વાયો ત્યાં વેગે કરી રે, ઊડયું વસ્ત્ર, દીઠું સહુ શરીર,
ત્યારે તો આતુર અતિ મળવા થયા રે, રૂપ જોતાં રહી નહીં ધીર. અકળ.
દોડતાં અંગનું અંબર રહ્યું કયહું રે, નથી તોપણુ શરીરનું ભાન,
એમ વિકળ સ્નેહવિહ્વળ થઈ ગયા રે, લાગ્યું મોહની મળવાનું તાન. અકળ.
જોર કરે તો યે જુવતી ઝલાય નહીં રે, કાઢે હડી તો યે આવે ન હાથ,
પાસ દેખે પણુ સ્પર્શ થતો નથી રે, બહુ શ્રમિત થયા સ્ત્રીની સાથ. અકળ.
એવામાં આવી ગઈ ઘટા વૃક્ષની રે, તેવામાં આવ્યો વળી પવન,
વિનતાનાં વસ્ત્ર ગયાં સહુ નીસરી રે, અતિલજ્જા પામી સ્ત્રીજન. અકળ.
વામા ત્યારે વૃક્ષઓથે ઊભી રહી રે, શંકર સમીપે આવ્યા ભરવા બાથ,
ભાવશું ભેટતાં રૂપ પ્રગટ કર્યું રે, મુખ જોયું તો વૈકુંઠનાથ! અકળ.
માધવ જાણી ઉમાપતિ લાજિયા રે, હરિ બોલ્યા હસીને વચનઃ
"મોહનીરૂપ જોયું મહાદેવજી રે?" સૂણી શિવે કર્યું નીચું વદન. અકળ.
વળતી તો જ્ઞાન આણી ભોળે ભાખ્યું રે, "પ્રભુ! માયા તમારી અપાર,
અકળ ગતિ તમારી તે તો તમો લહો રે, બાકી કોઈ ન પામે પાર." અકળ.
ગરબો એ ગાય, શીખે ને સાંભળે રે તેને માયા ન પીડે કો વાર,
વલ્લભી વૈષ્ણવજન દયાશંકરે રે ગાયા જશ જગદીશના સાર. અકળ.



## ૧૩૧

## વ્રજમહિમા

વ્રજની શોભા અપાર જાઉં બલિહારી જો! છે ઇંદ્રિપુરી આવાસ, શોભા સારી જો!
ઘેરઘેર આનંદ અપાર, ઉત્સવ થાયે જો, ગોપી ઓપી મનમાંહ્ય ગુણલા ગાયે જો.
દામોદર દીનદયાળ પ્રકટયા જ્યારે જો, ત્યાં રહ્યું ન બાકી કાંય, જાઉં બલિહારે જો!
ઇંદ્રિપુરીની માંહ્ય નાચે ગણિકા જો, કરે ગોપી થેઇથેઈ કાર! વાજે મણિકા જો.
ઇંદ્રિપુરીની માંહ્ય ઋષિઓ બેસે જો, હરિનાં કરવા દર્શન મુનિ મઠ પેસે જો.
ઇંદ્રિપુરીની માંહ્ય ગુણિયલ ગાયે જો, ગાન કરે છે ગોપ, સુખી બહુ થાયે જો.
ઇંદ્રિપુરીની માંહ્ય વીણા વાગે જો, મુરલીના થાયે નાદ, ભ્રમણા ભાગે જો.
ઇંદ્રિપુરીની માંહ્ય નૌતમ નારી જો, ગોપિકા સજી શૃંગાર બેઠી અટારી જો.

ઇંદ્રપુરીની માંહ્ય બ્રાહ્મણ ભણતા જો, કરી વેદઋચાઉચ્ચાર ગુણ હરિ ગણતા જો.
ઇંદ્રપુરીની માંહ્ય છે સિંહાસન જો, વ્રજમાં તેનો છે વિલાસ, શ્યામસુખાસન જો.
ઇંદ્રપુરીની માંહ્ય સુરતરુ સારું જો, વ્રજમાંહીં કદંબ રસાળ તેથકી ચારુ જો.
સુરપુરીની માંહ્ય સુરભિ સાચી જો, ગોકુળની ગૌ સાથ થાય તે કાચી જો.
સુરપુરીની માંહ્ય સરિતા કયાંથી જો ? પીએ જમુનાનું કયાં વાર જાય ન ત્યાંથી જો.
સુરપુરીની માંહ્ય સુર તેત્રીસકોટિ જો, અહીં ગોપી ને ગોપસંખ્યા મોટી જો.
સુરપુરીની માંહ્ય નહિ કાંઈ ખાવા જો, વ્રજમાં છે રંગવિલાસ સુખ ઊપજાવા જો.
સુરપુરીની માંહ્ય સગપણ શેનું જો ? અહીં છે લીલાલ્હેર તેનું એનું જો.
ઇંદ્રપુરીની માંહ્ય નાયક ઇંદ્ર જો, ગોકુળ નિશિદિન પવિત્ર ચારુ ચંદ્ર જો.
સુરપુરીની માંહ્ય દ્વાદશ સૂરજ જો, વૃષભાનાદિક છે બાર, કિરણ સૂરજ જો.
સુરપુરીની માંહ્ય અમૃત વારુ જો, વ્હાલાજીનું વર મુખ, એ પર વારું જો.
સુરપુરીની માંહ્ય અમૃત કારણ જો સાચવવા બેઠા નાગ નાંખી ધારણ જો.
નહિ ગોકુળમાં કંઇ તેમ અમૃત ભરિયું જો, મુકતદ્વાર મહારાજ અમૃત ધરિયું જો.
સુરપુરીની માંહ્ય છે શચિ નારી જો, છે યશોમતી રૂપરસાળ તેથકી ભારી જો.
સુરપુરીની માંહ્ય સુત જયંતો જો, વ્રજમાં વિઠ્ઠલવર સાર છે જયવંતો જો.
સુરપુરીની માંહ્ય કિન્નર વસતા જો, નહિ સ્થળ તેની ખોટ, પરા નહિ ખસતા જો.
સુરપુરીની માંહ્ય સુખનું શમણું જો, અહીં અહોનિશ તે સાર બમણુંતમણું જો.
છે સુરનગરની માંહ્ય પડવુંચડવું જો, નહિ તેમાંનું કંઈ આંહીં ઘટવુંઘડવું જો.
સુરનગરની માંહ્ય અસુરો આવે જો, અરિ આવે છે આંહીં, દુઃખડાં લાવે જો.
ઇંદ્ર જાય અવિધાર બ્રહ્મા પાસે જો, તે નાસે ત્યાંથી નિર્ધાર શંકરવાસે જો.
તે સહુ મળી જાયે જાણ, ક્ષીરનિધિતીરે જો, થાયે ત્યાંથી ઉચ્ચાર ધીરેધીરે જો.
જે સૂણી સુર સૌ શાંત થઇને આવે જો, દુઃખ દૂર કરવાનું મન હરિને ભાવે જો.
ધરી પછે અવતાર અરિને મારે જો, અહીં તેથી લીલાલ્હેર ! કયહું ન ઊગારે જો.
છે સુરપુરીની માંહ્ય કૂડી દૃષ્ટિ જો, વળી કારજ કરવું નિર્ધાર, કરવી વૃષ્ટિ જો.
અહીં તેમાંનું નહિ કાંઈ સૌ સમદૃષ્ટિ જો, કારજ છે એક રસાળ અમૃતદગવૃષ્ટિ જો.
સુરપુરીની માંહ્ય ઐરાવતહાથી જો, છે ગોવર્દ્ધન ગુણરસાળ તેનો સાથી જો.
તે મત્ત માતંગ જ થાય આ રૂપ એકે જો, હરિજન મન કરે વિચાર ધરી વિવેકે જો.
છે વજ્રનામ આયુધ ઇંદ્રને નગરે જો, જે કરે હરિજનની સેવ, દુષ્ટશું બગડે જો.
અહીં હરિરૂપછે વજ્ર, વિડારણ કારણ જો, નહીં બ્રહ્મહત્યા લગાર લાગ્યું ધારણ જો.

તહીં વિષ્ણુ ઇંદ્રને અંશ વસિયા મોટા જો અહીં તે વિષ્ણુસ્વયંરૂપપડયા વિખૂટા જો.
ત્યાં પુણ્યશાળી નૃપલોક આશા તોડે જો, અહીં તેવા નૃપતિઅપાર આશા જોડે જો.
ત્યાં થાયે નહિ અભિમાન, અહીં છે પૂરણ જો, કાંકે છે કેશવ કૃપાળ, છે ચિંતા ચૂરણ જો.
ત્યાં ગુરુબૃહસ્પતિ જાણ, અહીં ગર્ગાચારજ જો, જાણે બહુશાસ્ત્ર પ્રમાણ કાઢયો સાર જ જો.
ત્યાં નિશદિન યત્ન અપાર શતક્રતુ કરતો જો, અહીં કરે બ્રહ્મા તે કામ, મનમાં ડરતો જો.
એમ ઇંદ્રપુરીસમાન સર્વે સારું જો, અધિક એક છે અત્ર, જેહ ઊચારું જો.
સૂણજો થઈ એકે કાન સ્વર્ગથી સારું જો, ત્રિભુવનપતિનાં દર્શન અહીં અવિધારું જો.
હવે જોઇએ બ્રહ્મસદન, ત્યાં શું સારું જો ? હેતુપુરઃસર સાર અમો વિચારું જો.
બ્રહ્મસદનની માંય હંસ રૂપાળા જો, વળી માનસરોવર સાર મુક્તામાળા જો.
સભા ઘણી રસાળ જોવા લાયક જો, જ્યાં ચતુરાનન છે દેવ સૌના નાયક જો.
છે સાવિત્રીજી સાર સતીમાં સાચાં જો, સરસ્વતી ગુણભંડાર નહિ ત્યાં કાચાં જો.
વિમાને જોડયા હંસ ધોળા દીસે જો, સૃષ્ટિપૂતળાં સાર, મનમાં હીસે જો.
બ્રહ્મા ઘડે બેઠા તેહ, વારુ લાગે જો, કરે દાનવઆદિક સેવ, દુઃખડાં ભાગે જો.
સૌની છે વૃત્તિ શાંત, દુઃખને ત્યાગ્યાં જો, તે સુખને કહે 'ધન્યધન્ય' જન અનુરાગ્યાં જો.
ચાર મુખથી વેદ બ્રહ્મા ભણતા જો, તેમાં ઈશ્વરના ગુણ સારા ગણતા જો.
કોટિ તેત્રીસ જ દેવ સેવા સાધે જો, ઇંદ્રાદિક જઈ પાસ વિધિ આરાધે જો.
દઈ આવી વરદાન બ્રહ્મા ભટકે જો, આ કરી આવ્યા શું કામ ? મનમાં ખટકે જો.
વાલખિલ્યાદિકમુનિ ધૂનિ કરતા જો, ડગમગ ભરતા ડગ જોઈ ડરતાડરતા જો.
કરે બ્રહ્મા કૂડી દૃષ્ટ તીર્થે જાયે જો, થાઉં કેમ જ હું પવિત્ર ? દુઃખડાં ગાયે જો.
સરસ્વતી દેતી શાપ, બ્રહ્મા ભાગે જો, જાગેલો અતનુતાપ બ્રહ્મા ત્યાગે જો.
સુરનું કરતા ઇંદ્રિકૃત્ય બ્રહ્મા દીસે જો, સમાધાન સમક્ષ કરતા મિશે જો.
શમાવે શંકર ક્રોધ મોટા સૌથી જો, રીઝવે સુરમુનિ તમામ ડરતા બહુથી જો.
એવા બ્રહ્માભગવાન સુરગણ માને જો, હવે કહું વ્રજજનની વાત, સમજો સાને જો.

વ્રજમાં છે હંસ અપાર રૂપે રસિયા જો, માનસસરથી રસાળ યમુના વસિયા જો.
સમ્યક સભાના ઘાટ કુંજનિકુંજે જો, નાયકનાયિકા રોજ ખટપદ ગૂંજે જો.
સતીરોહિણી વસેરસાળ ગોકુલગામે જો, સરસ્વતી રાધારામ મહાગુણધામે જો.
શકટે જોડયા સાંઢ હંસથી મોટા જો, અધિકાધરી ઘૂઘરમાળ, કથું કયમ જોડા જો ?
વિધિ ઘડે પૂતળાં જેહ તે નિર્જીવાં જો, અહીં ફરે અતિશે સાર જોઉં સજીવાં જો.
થાય અસુરાદિકની સેવ કેશવકરથી જો, વસે વૈકુંઠમાં જઈ તેહ, વૃત્તિ વરતી જો.
અહીં આનંદઘન રેલાય, શાંતિ સૂતી જો, સહસ્ર મુખ વેદ ભણાય, ખાંપણ
ખૂંતી જો.
છાસઠકોટિથી અધિક હરજી ભજતા જો, સુરનાયક આવે રોજ હરિનેયજતા જો.
દે યદુપતિ વરદાન, નહિ રજ ચિંતા જો, આનંદે હરિ અપાર દાનદયિતા જો.
અહીં વાળ ખીલ્યા અપાર તરુણીકેરા જો, ડગ ભરતી ડગમગ જોઈ ટાળ્યા ફેરા જો.
અહીં કૂડી દૃષ્ટિ જેહ રૂડી થાયે જો, કર્યે યમુનામધ્યે સ્નાન અઘ સહુ જાયે જો.
રાધિકા દેતી શાપ શ્યામસુહાગી જો, વિતનુ વધતો અપાર, આરત જાગી જો.
વ્રજજનનું ટાળે દુઃખ દેવ દયાળો જો, સમદૃષ્ટિ રાખે સાફ, આવી ભાળો જો.
અહીં થાય ન શંકરક્રોધ, મોદે નાચે જો, સુરનરમુનિકીટપતંગ અહિયાં રાચે જો.
માનવદાનવ ને દેવ હરિ વખાણે જો, વ્રજ બ્રહ્મસદનથી ચડે હરિજન જાણે જો.
સમ્યક શંકરનો દેશ છે કૈલાસે જો, ત્યાં વિધવિધની છે વસ્ત, વારુ વિલાસે જો.
તે જોઈએ આપણ આજ વ્રજથીખોટું જો,નવ ખોટું કહીએ તોયનહિ કંઇમોટું જો.
ત્યાં વારુ વસતિ, વેલ તેવી કુંજે જો, ત્યાં ખટપદ ભમતા સાર તેહ નિકુંજે જો.
ત્યાં ફૂલતણો નહિ પાર,અહીં અપારી જો,ત્યાં આમ્રતરુ રસાળ,અહીંપણભારી જો.
ત્યાં અઢાર ભારે સાર ખીલી રે'તી જો, અહીં પ્રફુલ્લિત થાય તેહ ચૂંટો કે'તી જો.
ત્યાં મંદસુગંધિત વાયુ શીતળ સારો જો, અહીં કરે હરિની સેવ,ચાર નવ ધારો જો.
ત્યાં પંચાનન પાસ પંચાનન ગાજે જો, અહિ યૌવન હરી અપાર હરિથી લાજે જો.
ત્યાં વનપશુ કરતાં શોર ભય મન લાગે જો,અહીં સુસ્વરલાગે સર્વ દુઃખડાં ભાગે જો.
કૈલાસગિરિ દેખાય દૂરથી સારો જો, ગોવર્ધનગિરિ લહેવાય નિકટથી ન્યારો જો.
ત્યાં દાનવ પામે સુખ વર વરદાને જો, અહીં ટાળે તે સુખદુઃખ, તરે વર વાને જો.
ત્યાં નાચે ભૈરવભૂત હા ! હા ! કરતાં જો, અહીં પણ તેવાં છે તૂત હરિને વરતાં જો.
દેખાય ભૂત સમક્ષ શંકર પાસે જો, અહીં ભૂત માંહી તે ભૂત આવે આશે જો.
ત્યાં ગણ હરના ગુણ ગાય ગાજીગાજી જો, અહીં ગોપ કરે કીર્તન રાજીરાજી જો.

ત્યાં નંદી મહાબળવાન શંકરકેરો જો, અહીં નંદી છે ઘેરઘેર વસમો વેરો જો.
ત્યાં મંગળકારી દેવગજાનન બેઠાજો,અહીં ઘરઘરપ્રતિ તમામ જઇ જોઈ ભેટોજો
ત્યાં વસે એક હનુમાન મુખથી કાળોજો,અહીંઘણા વસે હનુમાન દુઃખ દૂર ટાળોજો
ત્યાં પાર્વતી વસતાં પ્રૌઢ સતીમાં શૂરાંજો, છે રીસાળવાંભરપૂર,કયહું ન અધુરાં જો.
અહીં રાધારાણી તેમ નિહાળી જોજો જો, સર્વગુણસંપન્ન, સંશય ખોજો જો.
ત્યાં ભોળોશંભુદેવ, ચક્ષુ રાતી જો, અહીં બળભદ્રભગવાન, આંખ છે રાતી જો.
દિગંબરી મહાદેવ સર્વે જાણે જો, અંબરધર ગિરિધરદેવ શંકર માણે જો.
હાવાં વ્રજમાં એક અધિક સૌને દાખું જો, શ્રીહરિ શ્રીવિઠ્ઠલરૂપ કઈ પેર ભાખું જો?
જેની જોડી નહિ જુગમાંહ્ય દેવમૂરારિ જો, શંકરવિધિ જેને ગાય વાત વિચારી જો.
પુરંદર કરે પ્રણામ, વિષ્ણુ વ્હાલા જો, સૂર્યધનદધરણીશ છોગાંવાળા જો.
સૌ સાથે હરિ બળપૂર મોટા જાણી જો, તેને તો કરી હું કેમ શકું વખાણી જો ?
બુદ્ધિમાને બળહીન વાણીથી વરણું જો, થઈ સખીરૂપ રસાળ વિઠ્ઠલ પરણું જો.
ગુણિયલ ગુર્જર શુભ દેશ ત્યાંનો વતની જો,દર્ભાવતીમાં કરી સેવ વલ્લભમતનીજો.
ચંડીપુરી મહાપાવન જન્મની ભૂમિ જો, નર્મદાનદી પવિત્ર ઘૂરકીઘૂમી જો.
પ્રભાશંકરનો સુત, સાઠોદરી નાતે જો, દયાશંકર છે નામ, જગ વિખ્યાતે જો.
આ નમ્ર ધર્મ રસાળ જાણી ધાર્યો જો, વલ્લભકુળમણિમહાકેત પાર ઊતાર્યો જો.
શ્રોતાવકતા સહુ જન ! હરિગુણ ગાજો, જો તરવું ભવજળપાર વૈષ્ણવ થાજો જો.

# ભક્તિપોષણ

## : ચંદ્રાવળાછંદ :

**શ્રી**ગુરુવલ્લભદેવને હું પ્રથમ કરું પ્રણામ,
**શ્રી**વિઠ્ઠલ **શ્રી**કૃષ્ણ, **શ્રી**યમુને, મહાપૂરણકામ,
પૂર્ણકામ દામોદરદાસ, અષ્ટસખા, પૂરો ઉર વાસ,
શુભ મતિ દો અતિપરમપવિત્ર, ભક્તિસુપોષણ ગાઉં ચરિત્ર.
સેવો **શ્રી**કૃષ્ણ કૃપાળ !

ચાર વેદ, ષટ શાસ્ત્રનો વારેવારે કર્યો રે વિચાર,
ઉપનિષદના અર્થનો શોધતાં નીકળ્યો એ સાર,
—નીકળ્યો સાર **શ્રી**કૃષ્ણની ભક્તિ, સત્સંગમાં કરવી આસક્તિ,
**શ્રી**પૂર્ણપુરુષોત્તમને યુગલચરણે સર્વ સમર્પીને રહેવું શરણે. સેવો.

નહીં કોઈ જેની સમોવડી, કોઈ ઈશ નહીં જેને શીષ,
સર્વ વસ્તુ જેથકી થઈ, જેકોઈ કહાવે સર્વના અધીશ,
સર્વાધીશ વંદે સહુ જેને, નિગમ ' નેતિ, નેતિ, ' કહે છે તેને,
શેષમહેશવિધિથી અગમ્ય તેને કહીએ પૂર્ણપુરુષોત્તમ. સેવો.

**શ્રી**પુરુષોત્તમને પરહરી જેનું અન્ય અમર મન મોહે,
કામદુધા મળી મૂકીને મહિષીપુત્રનું પય દોહે,
દોહે ગાય મૂકી મૂઢ પાડો, તરસ્યો ગંગાતીરે ખોદે છે ખાડો,
તેમ પૂર્ણ તજી અવર આરાધે, મહેનત માથે પડે, કાંઈ ન લાધે. સેવો.

રાખી ભરોસો અન્યનો ન કરે આશ્રય અવિનાશ,
ઇચ્છે અખિલ દુઃખ વામવા, વળી શ્રેય થવા મન આશ,
આશ કરે તરવા દધિપૂર, શ્વાનનું હાથ ગ્રહી લંગૂર,
તે જેવો પામશે સાગરપાર તરશે તેવો હરિવિમુખ સંસાર. સેવો.

કોડી ઉપાસન મલિનનું, જનનું તામ્રમુદ્રાસમ જાણો,
રૂપૈયો સુરસેવના, વ્યૂહ કંચનમહોર પ્રમાણો,
કંચન મહોર, વ્યૂહ હરિહીરો એમ અંશઅંશી સમઝી રહો.
સર્વ એ દ્રવ્ય હીરાથી થાય, હીરો કર્યો કોઈએ નવ કહેવાય. સેવો.

જગત વૃક્ષ, તેનું મૂળ હરિ, મૂળ પોષ્યે વૃક્ષ પોષાયે,
પ્રતિશાખા જળ સિંચીએ તેથી તરુતૃપ્તિ નવ થાયે.
તૃપ્તિ ન થાય, વૃથા શ્રમ પહોંચે, સમઝણ આવે ત્યારે પછી શોચે,
મુખદ્વારા સહુ ઈન્દ્રિય સંતોષે, ભોજન અંગ લેપ્યું કોઇને ન પોષે. સેવો.

જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, જનના અવગુણ પણ ગુણ જાણે,
અવળું પડે અન્ય દેવને, સામું દે દુઃખ શત્રુ પ્રમાણે,
પ્રમાણ નહિ, ફળ દેતો ય જાય, હરિનું આપ્યું કદિ નાશ ન થાય,
અમર અલ્પ વર, અધિક પ્રયત્ન, પ્રભુ કોડી સાટે દે છે રત્ન. સેવો.

વેળુ પીલતાં જો તેલ નીકળે, જળ મથ્યે નવનીત હોય,
મૃગજળથી જો તૃષા ટળે તો ય ભક્તિ વિના ભદ્ર ન હોય,
ભદ્ર ન હોય હરિવિના કદાપિ, અભય હરિવિના કો ન શકે આપી,
હું નથી કહેતો, પોકારે છે વેદ, સ્મરો શ્રીકૃષ્ણ, ટળે સહુ ખેદ. સેવો.

મંત્રઆધીન સહુ દેવતા, યોગે વિરાટ પણ વશ થાય,
જ્ઞાની અક્ષરને જઈ મળે, પુરુષોત્તમ પ્રેમે પમાય,
પ્રેમભક્તિવશ પૂર્ણાનંદ, એ ન પડે અન્ય સાધનફંદ,
શ્રીમુખે ભાખ્યું શ્રીગીતામાંહે, ના માનો તો જોજો ત્યાંહે. સેવો.

શ્રવણકીર્તન શ્રીકૃષ્ણનું, સ્મરણ, સેવન, અર્ચન,
વંદન, દાસત્વ, સખ્ય ને વળી આત્મનિવેદન,
આત્મનિવેદન નવધા કહિયે, પ્રેમલક્ષણા દસમી લહિયે,
એ ભક્તિ સહુ સાધનતાજ, જે પામે વશ થાય વ્રજરાજ. સેવો.

શ્રવણ પરીક્ષિતશુક કરી, કીર્તનસ્મરણ પ્રહ્લાદ,
શ્રીસેવન પૂજન પૃથુ, વંદન અક્રૂર આહ્લાદ,
આહ્લાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યભક્તિ સુભદ્રાભર્તા,
આત્મનિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી. સેવો.

નામ કેશવનું કાનમાં પડતાં સહુ થાયે પવિત્ર,
શરદઋતુના સંગથી જેમ નિર્મળ નીર વિચિત્ર,
વિચિત્ર જળ તેમ જાતિ જાણો, સર્વ શુચિ સદ્ય નામે પ્રમાણો,
શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિએ થાય, માંજ્યેઓપ્યે તેવો મેલ ન જાય. સેવો.

નામકીર્તન શ્રીકૃષ્ણનું કળિમાં સહુ સાધનતાજ,
ભવસાગર તરવાતણી સહુને એ સુખપથપાજ,
પાજ પ્રગટ,શ્રમ નહિ,ઘણું સહેલું, દામવિના ફળ થાય સહુ પહેલું,
સર્વે અવસ્થામાં, સહુ ઠાર, અધમઉત્તમ સહુને અધિકાર. સેવો.

સતયુગે જે ફળ ધ્યાનથી થાતું, ત્રેતામાં યજ્ઞથી જેહ,
દ્વાપરે પૂજને પામતા, સહુ કળી હરિકીર્તને તેહ,
તેથી અધિક પણ ફલ ગુણ ગાતાં, તો શું થયું તપતીરથ ન્હાતાં ?
મણિ મળ્યો તે શોધે શીદ કોડી ? વિનાવિચારે મરે મૂઢ દોડી. સેવો.

કળીરૂપી અશૌચમાં કોઈ કર્મનો નહીં અધિકાર,
અડે ના સૂતક નામને, નિર્ભય નિત્ય કરીએ ઉચ્ચાર,
ઉચ્ચારમાત્રે અભયપદ આપે, સકળ પાપસંતાપને કાપે,
વેદશાસ્ત્ર સહુ પુરાણ પુકારે, તો 'હરિ ! હરિ !' તું શે ના ઊચ્ચારે ? સેવો.

નામે અજામેલ ઊદ્ધર્યો, નામે શિવે તાર્યા બહુ પાપી,
અવળે નામે વાલ્મીકિ તાર્યો, અર્ધે ગુણિકાને ગતિ આપી,
આપી ગતિ ઇત્યાદિક બહુને જેણે કર્યો આશ્રય તે સહુને,
બે અક્ષરમાં બાંધો સાર, જેણે લહ્યો તે પામ્યો પાર. સેવો.

સ્નેહ સહિત શ્રીકૃષ્ણનું કથાકીર્તન જ્યાં નિત્ય થાય,
કોટિ તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય,
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તેવિના સર્વને સૂતકી જાણો,
જીવતા શબસરખા સહુ તેહ, ભૂતળે ભાર કર્યો ધરી દેહ. સેવો.

નટવરછબિ નંદલાલની, એનું ચિંતન કરે ચિત્તમાંહ્ય,
મોરમુગટ શિર, તિલક, કુંડળ, નકવેસર ચિબુક સોહાય,
સોહે કૌસ્તુભમુક્તાવનમાળ, કિંકણી કર ગ્રહી મુરલી રસાળ,
પીતાંબર કટિ મેખલા, સોહે નેપૂર, નખશિખ છબિ મન મોહે. સેવો.

સોળ ચિહ્ન પદપંકજે, દક્ષિણે નવ, વામે સાત,
સ્વસ્તિ અષ્ટકોણ જંબુફળ જવપવિ ધ્વજ ઊર્ધ્વરેખ વિખ્યાત,
ખ્યાત અંકુશ અંબુજ મચ્છ વ્યોમ, કળશ ઇંદ્રધનુ ને અર્ધસોમ,
ત્રિકોણ ગોપદ ષટદશ ધ્યાન નિત્ય કરે નિર્ભય પદદાન. સેવો.

જેમ નટની દૃષ્ટિ દોરમાં, પનિહારીની બેડલામાંહે,
ચિત્ત પરસ્પર જારનું વળગ્યું રહે ત્યાં ને ત્યાંહે,
ત્યાં તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત રહેવું,
જગત જાણે જે એ છે જંજાળી, રાખે હૃદે ત્રિકમશું તાળી. સેવો.

કંસશિશુપાળકુબ્જાદિકે વૈરેકામે સમર્યા શ્યામ,
એવિના નાનાભાવથી સ્મર્યે સર્યાં સર્વનાં કામ,
કામ થયાં તુચ્છ ભાવે જ્યારે શું કહેવું સ્નેહે સ્મરે પછી ત્યારે ?
ચિત્ત અચળ જેનું કૃષ્ણમાં લાગ્યું ભવસંકટ સહુ તેનું ભાગ્યું. સેવો.

અન્ય સાધને શ્રેય આપણું, પણ શ્રીહરિને શું સુખ ?
સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તે જ મુખ્ય,
મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોકવેદનાભય નવ ધરવા,
પૂજા તે કહીએ ચાલે શ્રુતિપ્રમાણ, સેવા તે જેમાં સ્નેહબંધાણ. સેવો.

એકવાર આખા જન્મમાં શ્રીકૃષ્ણચરણ સ્મરાય
તો દર્શન યમદૂતનું કદી સ્વપ્ને પણ નવ થાય,
થાય જો ભાવ સહિત નિત્ય ધ્યાન તો પછી શું કહું ભાગ્યનું માન ?
ઊર હરિ નહીં તો તપે શું થાય ? જો છે તો કરે કષ્ટ બલાય. સેવો.

આપ્યું ઊરસ્થળ મૂકીને રમા ચરણસેવા નવ ચૂકે,
હૃદે રહિત કદા હરિ કરે, પણ પદઆશ્રિત નહીં મૂકે,
મૂકે ના અંઘ્રિ, છે ભક્તિનિવાસ, માટે અવલંબે સહુ દાસ,
એ ભક્તિ છે અતિશે દુર્લભ, પ્રાપ્ત થયે સર્વે પદ સુલભ. સેવો.

હરિ વ્યાપક લહી સર્વમાં નવ આણવો કોઈનો દોષ,
મનકર્મવચને જેમ બને તેમ કરવો સર્વનો સંતોષ,
સંતોષ્યે પ્રાણી પ્રભુ પ્રસન્ન, તેથી સુખી પોષ્યે હરિજન,
સઘળે દયા ! એ પૂજા પ્રભુકેરી, દેહીને દૂભવે તે કૃષ્ણનો વેરી. સેવો.

એક પણ પ્રણામ શ્રીકૃષ્ણને જન્મ ધરી જેણે કીધો
અશ્વમેધ દસ અવભૃથના ફળ ઉપર પગ તેણે દીધો,
દીધો પગ શા માટે કહેવાય ? યજ્ઞ કરે તો યે જન્મ તો થાય,
કૃષ્ણ પ્રણામીને નહિ દેહ, મખથી અધિકતા એમાં એહ. સેવો.

નમન કર્યું નંદલાલને સ્નેહે મનકર્મવચને જેણે
ધર્મસાધન પૂર્ણ સહુ કર્યાં નિશ્ચે જાણજો તેણે,
તેણે કર્યું હરિપદ અનુકૂળ, દુઃખ પાપનું ટાળ્યું મૂળ,
દીનભાવે કર્યું વંદન હરિને તે જનનીગર્ભ ન આવે ફરીને. સેવો.

દાસપણામાં સૌભાગ્ય છે પતિ પુરુષોત્તમ જેને સાથે,
ધણી છતાં વિધવાપણું બ્રહ્મજ્ઞાની એ માન્યું મન સાથે,
મન સાથે માને જે હું ભૂપ, જગત પૂજે જાણી રાણીનું રૂપ,
પણ પતિસુખ સ્વપ્ને નહીં એને, એળે અથડાઈ મરે તું શેને ?

દાસપણે આનંદ છે તે નથી મળ્યે જગદીશ,
જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાઘઆશે છેદાવે શીષ,
શીષ છેદ્યા પછી મુગટ કયાં ધારે ? સહુ મૂર્ખ,કોઈ મનમાં ન વિચારે.
જળને શો જળપાનનો સ્વાદ ? જન જુદો રહી પામે આહ્‌લાદ. સેવો.

જીવ બ્રહ્મ થાયે નહીં, થાય તો બ્રહ્માનંદ કહોને,
ભોક્તાપણું જો માનશો તો જીવ ટળ્યો કહો શાને ?
શાને કહો ન્યારો નથી બ્રહ્મ નામી? કયમ બોલ્યો જનક સાયુજ્યતા પામી ?
બોલે તે બીજો કહેવાય, ઈશ્વર જીવ કદી નવ થાય. સેવો.

અહો ભાગ્ય ! અહો ભાગ્ય ! ધન્ય ! વ્રજજન પરમ પવિત્ર !
પૂર્ણબ્રહ્મ સનાતન પરમાનંદ થયા જેના મિત્ર,
મિત્ર થઈ સર્વે સુખ દીધું, સર્વ ભાવે કારજ બહુ કીધું,
શેષમહેશવિધિથી અલભ્ય તે ફળ શ્રીગોપીજનલભ્ય. સેવો.

દેહ, પ્રાણ, ઇંદ્રિય, અંતઃકરણ, ધર્મ, દારા, ગૃહ, ધન,
પુત્ર, આપ્ત, આત્મા સહ સર્વ સમર્પી જગજીવન,
જગજીવન સર્વાત્મભાવે સેવા કરે સદા સહજ સ્વભાવે,
તે જ ગમે પ્રભુ જ્યમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય. સેવો.

સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શે ન સમર્પે ?
આત્મા સહિત અર્પણ કરી હરિદાસ થાની, શીદ ડરપે ?
ડરપે છે કાળથી, રહે છે ઊચાટે, પરનું માન્યું પોતાનું તે માટે,
જેથી બંધાયો તે વસ્તુ દે મૂકી, તારી મા જાણીશ એ રાડ ચૂકી. સેવો.

રૂપગુણદ્રવ્ય—ત્રણ એ કારણ પ્રીતિ થવાનાં કહાવે,
એ ત્રણ વિકારરહિત સહજ સ્નેહ તે કૃષ્ણને ભાવે,
ભાવે પ્રેમે વ્હાલો વશ થાય, તેને મૂકી ક્ષણ દૂર ન જાય.
તે જને સુખ માન્યુ મન એહ જ્યમત્યમ થાય સુખી પ્રભુ તેહ. સેવો.

પ્રેમ, આસક્તિ, વ્યસન—એ ત્રણ રૂપ સ્નેહનાં લહિયે,
તે ઉપર ચોથી તન્મયતા, તેથકી કાંઈ ના કહિયે,
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ,
વિયોગ થાય ત્યારે તપે તન, ત્યાંનું ત્યાંહી વળગ્યું રહે મન. સેવો.

એકવાર આખા દિવસમાં મળ્યાવિના નવ રહેવાય,
જો ના મળે તો વિકળ, થાય મન, આસક્તિ એ તો કહેવાય,
કહેવાયે વ્યસન આવું જ્યારે થાય સામાસામી હૃદય વિંધાય,
તન્મયતા તે મૃત્યુસમાન—એ ચારે આપે આપે હરિ દાન. સેવો.

પ્રેમલક્ષણા, વળી દગરુચિ, સ્મૃતિ, અભિલાષા, ઉદ્વેગ— ચાર,
વ્યાધિ, પ્રલાપ ને ઉન્માદ—ત્રણે આસક્તિના પ્રકાર,
પ્રકાર વ્યસનતણા બે કહીએ—જડતા ને વળી મૂર્છા લહીએ,
તન્મયતાનું લક્ષણ એક—મૃત્યુસાદશ્ય પણ મરણ ન છેક. સેવો.

જાતિ જુઓ તો આહીરની, તેમાં અબળા અધમ અવતાર,
એ વેદાદિ નહોતી ભણી, નહોતો ઉત્તમ કર્મઅધિકાર,
અધિકારવણ એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ,
તે ગોપીની પદરજ વંદે ઈશ, પ્રેમલક્ષણા તે સહુને શીષ. સેવો.

સેવાસંગત હરિભક્તની કર્યે પ્રેમભક્તિ ઉત્પન્ન,
તે કરે કૃતાર્થ એકલી, નવ જોઈએ કોઈ સાધન,
જોઈએ ન વયવિદ્યાવિત્તવર્ણ, રૂપપરાક્રમ, પવિત્રાચરણ,
કહેશો જોયાં નથી, કહો કિયે ઠામ? તો સુણો, પ્રગટ બતાવું નામઃ– સેવો.

ધ્રુવજીને ક્યાં વય હતું? ક્યાં હતું સુદામાને ધન?
કુબ્જાને હતું રૂપ ક્યાં ય? ઉગ્રસેનને શું પુરુષાતન?
પુરુષાતન નહોતું ઉગ્રરાય, ગજને ક્યાં હતી વિદ્યા ય?
પારધિમાં ક્યાં શુભ આચરણ? કેવળ ભક્તિ પામ્યા ગિરિધરણ. સેવો.

દ્વાદશગુણસંયુક્ત છે દ્વિજ પંડિતસરખો કોય,
પદ્મનાભ પદવિમુખ છે તેથી શ્વપચ ભલેરો સોય,
શ્વપચ ભલો જેને કૃષ્ણઆસક્તિ, મનકર્મવચને કરે હરિભક્તિ,
કુલ સહિત શ્રેય પામ્યો તેહ, વિપ્ર શકે ન કરી શુચિ દેહ. સેવો.

શ્રીકૃષ્ણની ભક્તિ અંક છે, બીજાં સાધન સર્વ શૂન્ય,
અંકવિના સર્વ અફળ છે, સહ શૂન્ય, શૂન્ય દસગુણ્ય,
દસગણાં બિંદુ, આદ્ય અંક એક, અંક વિના શું શૂન્ય અનેક ?
ભક્તિ કરી તેણે સર્વકાંઈ કીધું, ભક્તિવિના બીજું કાંઈ ન સીધું. સેવો.

નૃગભૂપે ગૌદાન કર્યાં કેટલાં ? કાંઈ ગણતાં ન આવે પાર,
એક દિવસ અણુ દોષ પડયો, કૃકલાશ થયો અવતાર,
અવતાર અધમ, થઈ જગ હાંસી, ગૌદાનપુણ્ય ગયું કયાં નાસી ?
દાન કર્યાં તો ય પામ્યો દુઃખ, શા માટે ? હતો ભક્તિવિમુખ. સેવો.

પ્રાચીન બર્હિષભૂપ તે જુઓ, કીધા યજ્ઞ અપાર,
ઉર્વી મખાંકિત સહુ કરી, તો યે કાંઈ ન દીઠો સાર,
સાર ભાળ્યો એ, જેજે પશુ પાડયા તે હણવા નારદે દેખાડયા,
ભય દેખી લીધું સુરઋષિશરણ, ભક્તિ કરીને પામ્યો હરિચરણ. સેવો.

ભક્તિ તારે ચાંડાળને, જેમાં કોઈ ન શુભ આચરણ,
શું પછી કહેવું તેહનું ? ઉદ્ધારે અધમ અન્ય વર્ણ,
વર્ણ સર્વ ઉદ્ધારે જગત, નીચઉચ્ચ જે નિજઆસક્ત,
એકઅંગ ભક્તિ ભદ્રા ય, અચરજ શું ? પૂર્ણ શ્રેય થાય. સેવો.

ભક્તિનૌકા તારે સર્વને, જેકોઈ શરણે આવે શુચિપાપી,
અન્ય સાધન દારુતુંબિકા ગ્રહે સભય તરે કો કદાપિ,
તરે કદા વંચે કામાદિ ગ્રાહથી, સમર્થ નહિ અણુ તારવા સાથી.
વિબુધ ! વિચારી જુઓ નિજમન, ભક્તિ ભલી કે સાધન અન્ય ? સેવો.

ભક્તિમણિ જ્ઞાનદીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર,
મણિ અભય, દ્યુતિ અચળ છે, દીપકને તો ભય છે અપાર,
અપાર ભય વાયુથી વામે, તેલપાત્ર બત્તીવણ લય પામે,
જ્ઞાન સભય તો અન્ય કોણ માત્ર ? નિર્ભય ભક્તિ સકળ સુખપાત્ર. સેવો.

ભક્ત તો ભક્તિસ્વરૂપ છે, તેને માયા ના પીડે લેશ,
સ્ત્રીથકી સ્ત્રી મોહાય નહીં, મોહ પામે પુરુષને વેશ,
પુરુષ જ્ઞાન, વૈરાગ્ય ને યોગ, તેને પીડે અજારૂપિયો રોગ,
તે કારણ ભ્રષ્ટ થાય છે તેહ, ભક્તને અચળ હરિશું સ્નેહ. સેવો.

નિરખે નેત્ર નંદલાલને, શ્રુતિ કથા, રટે મુખ નામ,
નાસિકા સૂંઘે પ્રેમશું, પ્રસાદી તુળસીપુષ્પદામ,
દામ ગ્રહણ કરે, કરે હરિસેવા, દોડે ચરણ પ્રભુદર્શન લેવા,
મને ધ્યાન નટવરછબિ શ્યામ, સર્વાંગે કરે દંડપ્રણામ. સેવો.

ભક્તિવિના કેવળ કૃતિ કર્યે ફળ પરલોક ન થાય,
મણિધર પવનભક્ષી રહે, જુઓ, મચ્છ તીર્થજળ ન્હાય,
મીન તીર્થ, ભીલ મૃગવનવાસી, અંધ ગ્રહે દંડ, કાસદ જાય કાશી,
સર્પદંડવનનટસિદ્ધવેશ, દરસ તપોધન ભાવના લેશ. સેવો.

શ્રીકૃષ્ણ, શ્રીગુરુ, ભગવદી—એ ત્રણે એક સ્વરૂપ,
ત્રયધારા જ્યમ સુરસરિ, તેમાં ભેદ નહીં તદ્રૂપ,
ભેદ નહીં ત્રણ નામ જ માત્ર, જોતાં વિચારી એક જ ગાત્ર
સ્નેહવિવેકે સેવો, સરે અર્થ, અવસર અમૂલ્ય ખુઓ શીદ વ્યર્થ? સેવો.

સત્સંગ સર્વનો સાર છે, તેનો મૂઢ ન જાણે મર્મ,
આ દીપ દીપ મળ્યે થયો, દીપસમતા મળી વર્ણાશ્રમ,
શ્રમવિના શ્રીનાથ મિલાવે, કલ્પનું કામ તે પલકે સરાવે,
નીચ નીર મળતાં ગંગમાં ગંગ, એમ સમોવડી દે સત્સંગ. સેવો.

લવ હરિસંગીની સંગ ના, સુખની સમતા નહીં કોય,
સ્વર્ગ તથા અપવર્ગનું સુખ પણ સમોવડ નવ હોય,
નવ હોય સમતા, મોક્ષાનંદ તો કયાં જનઇચ્છિત સુખ મંદ?
અણઅનુભવીને આશ્ચર્ય થાય, પણ આણ સંદેહ છે નહિ રાય. સેવો.

શ્રીગંગાજી હરે પાપને, શશી તાપ હરે ગયે શરણ,
દારિદ્રય ટાળે સુરતરુ, મળી ત્રણે કરે ત્રણ હરણ,
હરણ કરે ત્રણ તે તત્કાળ મળતામાં હરિજન દયાળ,
જ્ઞાને તાપ હરે, દર્શને દોષ, દૈન્ય ટાળે ઊપજાવી સંતોષ. સેવો.

યોગ યજ્ઞ જપ તપ વ્રતો બહુ કીધે કષ્ટે કર્મ,
જ્ઞાન ધ્યાન અતિદાનથી તીર્થ આચરતા ધર્મ,
ધર્માધ્યયનવેદશાસ્ત્રપુરાણ કોટિ સાધનથી ન પરમ કલ્યાણ,
શ્રેય ન થાય ઉપાય અનેક વિના મહદ પદરજઅભિષેક. સેવો.

હરિજન તે હરિરૂપ છે તેને મૂરખ નિજસમ જાણે,
જેમ શશી સાગરમાં હતો માન્યો મીને મીન પ્રમાણે,
મીન પ્રમાણે થયો નહીં સોમ, મકર રહ્યો જળ તે વસ્યો વ્યોમ,
તેમ વૈષ્ણવ વૈકુંઠે જાશે, અધમ તે અહીંના અહીં અથડાશે. સેવો.

ચાર વર્ણમાં શ્રેષ્ઠ સર્વથી બ્રાહ્મણવર્ણ વિખ્યાત,
તે સહુના પણ કહાવે શિરોમણિ મોટા મુનિવર સાત,
તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુવસુત ક્ષત્રી ને તે સુત બ્રહ્મા,
વિબુધ ! વિચાર કરો તમો એહ, ભક્ત મોટા કે બ્રાહ્મણદેહ ? સેવો.

બ્રહ્માદિક વ્રજભકતની પદરજ વંદે ગુણધામ,
દુર્વાસાઋષિએ દીન થઈ કર્યો અંબરીષને પ્રણામ,
કર્યો પ્રણામ જ્યારે અથડાયા, વળી શબરીપદજળ દ્વિજ ન્હાયા,
હરિજનથી મોટું નહીં કોય, દુભવે તે દુઃખ પામે, પત ખોય. સેવો.

સંત સેવ્યે નારદ થયા, જુઓ દાસીસુત હરિમન,
તે સુરઋષિના સંગથી શમી વ્યાસના ઉરની અગન,
અગન મટી સમઝાવ્યા મર્મ, શ્રીભાગવત રચ્યું છાંડીને કર્મ,
કલેશ ટળે કર્યે પ્રભુજનપ્રીત, દુભવેથી શાને સુકીત ? સેવો.

યોગી તરે કદા એકલો, હરિજન તારે સહુ સંગી,
સિદ્ધ ઉદાસી રહે સદા, હોય સંત સદા રસરંગી,
રંગે રસિક સેવે, ગુણ ગાય, પોતે પીએ સુધા, સામાને પાય,
ભક્તસ્નેહી સૌનું સારે કામ, ધ્યાની સાથે કોઈનો નહિ ઠામ. સેવો.

સર્વ પ્રાણી ઉપર દયા, આણવો નહિ કોઈનો દોષ,
વશ કરવી ઇંદ્રિય સહુ, યથેચ્છા લાભ સંતોષ,
સંતોષ ધરી વદવી સત્ય વાણી, દૃઢ આશ્રય પ્રભુ દીનતા આણી,
દુષ્ટ સંગથી રહેવું દૂર, વસવું સદા હરિજન હજુર. સેવો.

દુષ્ટ સંગત તેને જાણીએ જે ભૂલાવે **ભગવંત,**
સ્નેહ કરાવે **શ્રીકૃષ્ણશું** તેને કહિયે સાચા સંત,
સંત સાચા તેની સંગત કરીએ, અસમર્પિત અન્યાશ્રયથી ડરિયે,
હું **હરિનો, હરિ** મારા **નાથ**—એ નિશ્ચે કરવું મન **સાથ.** સેવો.

અન્યાશ્રય અસમર્પિત એ બે મોટા દુસ્તર રોગ,
સર્વ વસ્તુ **શ્રીનાથને** અર્પી ઉચ્છિષ્ટ કરવો ભોગ,
ઉચ્છિષ્ટ ભોગ કરવો **હરિભક્તની** સંગે, એક જ શ્રીકૃષ્ણ સેવવા રંગે,
દઢ આશ્રય **ગુરુદેવનો** ધરવો, ગોવત્સપદવત ભવોદધિ તરવો. સેવો.

ગુણની ઉપર ગુણ કરે એ તો રીત જગતમાં પ્રકાશ,
અવગુણ સામો ગુણ **કરે** તે મોટા **હરિના** દાસ,
દાસ દોષ સહુના સંતાડે, ગુણ હોય અલ્પ તે અધિક દેખાડે,
સાગરલાંછન વિષ **શિવે** પીધું, **શશી**યશ પ્રગટ લલાટે લીધું. સેવો.

**વિશ્વંભર** વશ તેહને જેનું ચિત્ત સદા **પ્રભુ** પાસ,
હિત ઇચ્છે સહુ જગતનું, નવ ધરે કોઇની આશ,
આશ ધરે એક **શ્રી**ગોપાળ, વ્યતીત કરે **હરિ**સેવામાં કાળ,
એવા ગુરુનો લઇએ ઉપદેશ, ધરિયે સાચો **વૈષ્ણવનો** વે**શ.** સેવો.

ધ્યાન મૂળે રૂપ **શ્રીગુરુ,** પૂજનનું મૂળ **ગુરુ**પાય,
મંત્ર મૂળ ગુરુવાક્ય **છે,** મૂળ મોક્ષનું **ગુરુ**કૃપા ય,
**ગુરુ**કૃપા વાંછિત ફળ થાય, **હરિ** રુઠે તો ગુરુ કરે સ્હાય,
**ગુરુ** કોપે ક્યાંહી નહીં ઠેકાણું, અધિક આચાર્યથી કો નવ જાણું. સેવો.

ક્રોધી **ગુરુ** તો **નરસિંહજી,** કામી હોય તો **શ્રી**કૃષ્ણ કહિયે,
લોભ દાખે તો **વામનજી,** પણ **હરિ** સાચા એમ લહિયે,
લહિયે એ પાખે દાખે જો દુષ્કૃત્ય તોપણ માનીએ તેનાથી ગત્ય,
જેણે સોંપી આપ્યા **જગદીશ** તેનો ઋણી છે સદા તે શિષ્ય. સેવો.

ભોજનવસનની ચિંતા કરી વૈષ્ણવે ના થાવું ઉદાસ,
**વિશ્વંભર** પૂરે વિશ્વને તે કેમ ભૂલે નિજ દાસ?
આશ પૂરે સહુ વણમાગ્યે, વણકહ્યે સા'ય કરે અનુરાગે,
**હરિ** ભજતાં કાંઈ નવ રહે ખામી, નથી અજાણ્યા **અંતરજામી.** સેવો.

અજબ ગુલમ્હેરી વસે, પક્ષિણી રટે મુખ **હ**રિનામ,
ખાનપાન માટે નવ કરે, છૂટે મુખથી **સું**દરસ્યામ,
**શ્યામે** વિચારી કર્યું તેહને સુખ, ચરણ ચરવા કર્યાં મોરનાં મુખ,
પૂંછે વદન કર્યું ઊંટની ગ્રીવા, **શ્રી**હરિયુક્તિ કરી જળ પીવા. સેવો.

અજગરને અનાયાસ **હ**રિ આપે આહાર આનનમાં લાવી,
સક્કરખોરને સાકર સાગરખેટમાં દે છે મિલાવી,
મેળવે ચાતકને જળ **સ્વા**તિ, ગિરિશૃંગ વૃક્ષ પોષે કોઈ ભાતી,
ખ્રીસ્તને પય કર્યું પોષવા બાળ, તે તુંને નહીં ભૂલે, ભજ **ગો**પાળ. સેવો.

ભક્તમનોરથ સર્વે પૂરે **પ્ર**ભુ, કઠિન, સરલ, **ગુ**રુ, નાના,
પૂર્યા જેહનાં તેહનાં નામ કહું, તું પૂછે, કોનાં, કોનાં?
કહાન ગયા **કુ**બ્જાપતિ થાવા, **પા**રથપત્ની થયા જળ પાવા,
પૂરી પુત્ર થઈ **અ**દિતિની આશ, **પાં**ડવકાર્ય કર્યાં થઈ દાસ. સેવો.

છડીદાર ઉગ્રસેનના થયા, દ્વારપાળ **બ**લિભૂપ,
**ન**રસૈંયાના બાપનું શ્રાદ્ધ સાર્યું, સેના માટે **ના**પિકરૂપ,
રૂપ **મ**હાર **દા**માજી સારુ, **ના**માનું છાપરું છાયું ચારુ,
વારિ વહ્યું **ત્રિ**લોચનઘેર, **મી**રાંબાઇનું પીધું ઝેર. સેવો.

ઇચ્છે રુડું **પ્ર**ભુ જગતનું, કેમ કરે કૂડું નિજ દાસ?
જે કરશે **હ**રિ તે ભલું તારું, તું ધર દઢ વિશ્વાસ,
વિશ્વાસ રાખ, કલ્પના મૂક, સેવાસમરણમાં નવ ચૂક,
નહીં મળે ફરી અવસર આવો, **હ**રિ ભજી લે મનુષાદેહ લ્હાવો. સેવો.

દુઃખ થાયે **હ**રિ સેવતાં તે સુધાસમું પ્રમાણો,
વિષય ભોગવતાં સુખ છે તે વિષસરખું સહુ જાણો,
જાણો જેમ ખસ ખણતાં મીઠી, ક્ષણ પછી આગ ઊઠે અંગીઠી,
ઓસડ પીતાં કટુ તર્ત લાગે, રોગ ગયા પછી આનંદ જાગે. સેવો.

**શ્રી**ગિરિવરધર સેવતાં ભય રાખવો ભૂપતિસમાન,
બાળકસમ વાત્સલ્યને ધરવું, સ્નેહ તે જારસમાન,
જારસમાન પ્રિય પ્રભુ લાગે તો દુઃખ જન્મજન્મનાં ભાગે,
પ્રેમપીયૂષ પીધું તે જાણે, નથી સ્વાદ કોઈ એહ પ્રમાણે. સેવો.

જે પ્રતિકૂળ પ્રભુ સેવતાં તેને તજીએ, ના વળગીએ વ્યર્થ,
જનની, જનક, પતિ, પુત્ર, ભ્રાત, ગુરુ છોડવા, યદ્યપિ સમર્થ,
સમરથ તાત તજ્યો પ્રહ્લાદે, ભરતે માત મૂકી હરિસ્વાદે,
પતિ ઋષિપત્ની, વિભીષણ ભ્રાત, ગુરુ ના ગણ્યા બલીએ સાક્ષાત. સેવો.

દેવપિતૃ ને મનુષ્યઋણ ત્યાંલગી માણસને કહેવાય
જ્યાંલગી સર્વાત્માભાવે શ્રીકૃષ્ણને શરણે ન જાય,
શરણે ગયે સરવે ઋણ છૂટે, ચિત્રગુપ્તનું લેખું તૂટે,
કાળકર્મનો ભય નહીં તેને શીષ ધણી સમર્થ હરિ જેને. સેવો.

'કર્તું, અકર્તું, અન્યથા કર્તું' સમર્થ શ્રીહરિરાય,
ના થાવાનો કરે પદારથ, થનારો મટી જાય,
મટી ગયું જો વસિષ્ઠે વિચાર્યું, તે સમે વન જે સમે રાજ ધાર્યું,
બ્રહ્માના સુત એ ત્રિકાળના જ્ઞાની ઇચ્છાએ વચન તેનું પણ હાનિ. સેવો.

સહસ્રભુજાપતિ રાખશે તેને હણશે શું બે ભુજવાળો?
તે જ પુરુષ જ્યારે મારશે ત્યારે કોઈ નથી રખવાળો,
રખવાળોરિપુ છે નહિ કોઈ, સઘળી વસ્તુ શ્રીકૃષ્ણથી હોઈ,
કર્તાહર્તા એક શ્રીવ્રજરાય, એના કર્યાવિના કાંઈ ન થાય. સેવો.

કર્યું થાય શ્રીકૃષ્ણનું, કોથી ઘટવધ નહિ લવલેશ,
તે જ પ્રમાણે સુખદુઃખ, લાભાલાભ, ન સંશય લેશ,
લેશ રહે નહીં તે સમે શુદ્ધિ, જેવું થનાર તેવી થાય બુદ્ધિ,
થનાર તે તો સ્હેજે પણ થાય, કર્ત્તા નથી શીદ તું પસ્તાય? સેવો.

હરિ જંત્રી, તું જંત્ર છે, જેમ વાજે વજાડે તેમ,
કાષ્ઠપુતળી નૃત્ય કરે સૂત્રધાર નચાવે જેમ,
તેમ વિધિનિષેધ સહુ હરિહાથે, તું મૂરખ! તાણી લે શીદ માથે?
વિચારી જો જીવનું કર્યું હોય તો દુઃખી જગતમાં થાય ન કોય. સેવો.

જેની રચના જોઈને ઘણો મોહ ઊપજે છે મન
તે કર્તામાં કમી શી હશે? તું જોને વિચારી જન!
જન! થશે પૂર્ણમનોરથ તારો, ઘાટે શું મોહ્યો જો ઘડનારો?
તેને મળ્યે પૂર્ણાનંદ થાશે, ભવવૈભવતૃષ્ણા ટળી જાશે. સેવો.

કરવા પ્રસન્ન ચાહે કૃષ્ણને તો અભિમાન અળગું નાંખ,
શીઘ્ર દયા કેશવતણી ઇચ્છે તો દીનતા રાખ,
રાખ દીનતા એક જ કરીને, કરવા કૃપા મન થાશે હરિને,
બોતેર કોટિએ ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ. સેવો॰

શિલાબુદ્ધિ શાલિગ્રામમાં, હરિસ્વરૂપ તે ધાતુ પ્રમાણે,
મનુષ્ય લહે ગુરુદેવને, જાતિભાવ વૈષ્ણવમાં આણે,
આણે મહાપ્રસાદે મતિ અન્ન, હરિચરણોદક ન પ્રીછે જન,
અન્ય વર્ણસમ લહે હરિનામ, ઇત્યાદિકનો નરકમાં ઠામ. સેવો.

નિગમ ચાર, ષટ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ, ચૌદ વિદ્યા ય,
વ્યાકરણ નવ, બત્રીસે લક્ષણ, જાણે ચોસઠે ય કળા ય,
કળા રાગ છત્રીસે ગાય, વિશદ કીર્તિ, ચક્રવર્તી રાય,
પણ નથી ભક્તિ જો નંદકુમાર તો સહુ ધૂળ મળ્યું, ધિક્કાર! સેવો.

શ્રમ કરી સહુ વિદ્યા ભણે, મહાપંડિત કહાવે જક્ત,
પણ તેનો સાર સમઝયો નહિ, ન થયો ભગવંતનો ભક્ત,
ભક્તિવિના શ્રમ અફળ સાર, જેમ વૃષભ વહે ચંદનભાર,
જેમ અહિમણિ દ્યુતિ મેળવે, આહાર તેમ તે ઉદર ભરે, ધિક્કાર! સેવો.

સ્પર્શમણિના પુર વિષે રચ્યું ચિંતામણિમય ધામ,
કલ્પવૃક્ષની વાડ, ગાય ઘેર કામદુઘા જેનું નામ,
કામદુઘા અક્ષયપાત્ર અતુલ, નવનિધિ અષ્ટમહાસિદ્ધિ અનુકૂળ,
પણ નથી વલ્લભ શ્રીવ્રજનાથ તો એટલું મળ્યે ઘસવા હાથ. સેવો.

કૃષ્ણકીર્તન નહિ કર્ણમાં તે શ્રવણ રાફડા કહિયે,
નિરખ્યા નહિ જેણે નેત્રે હરિ કેકીપીછચાંદલા તે લહિયે,
લહિયે દાદૂર જીવ હરિ નવ બોલે, કરપદ સેવારહિત શબ તોલે,
વૃક્ષજીવનશ્વાસધમણસમાન, ગ્રામશૂકરસમ છે ખાનપાન. સેવો.

જગદર્પણ જોનાર તું, સામું દીસે જેવું તુજ પાસે,
દુષ્ટને દુષ્ટ, સાધુને સાધુ ભવઆદર્શમાં ભાસે,
ભાસે તે સહુ નિજમાં છે જાણો, દોષરહિત દુનિયા પરમાણો,
એવે વિવેકે જો રહેવાય, રાગદ્વેષ નહિ કોથકી થાય. સેવો.

જીવ સર્વ હરિઅંશ છે, તેના વિચિત્રજાતિ સ્વભાવ,
સર્વથી હળીમળી ચાલિયે, એ તો છે સંજોગ નદીનાવ,
નાવ, તરંગ નદી એમ જાણો, કોથી ના બગાડીશ, બે દિવસનો પરોણો,
સહુને સદા એક સ્થળ નથી રહેવું, કટુ વચન માટે કોઈને ન કહેવું. સેવો.

કાંઈ **પ્ર**ભુ પાસે ન માગીએ, માગ્યે પસ્તાવો થાય,
ઉદાસી આવે **ના**થને, વ્યાપારસરીખું જણાય,
જણાય એવું માટે રખે જાચો, **શ્રી**કૃષ્ણ ધરી સ્નેહ સાચો,
વણમાગ્યે સહુ આપે એ **સ્વા**મી, નથી અજાણ્યા **અં**તરજામી. સેવો.

દાસીસુતના સહુ પિતા, રાણીસુતનો તો એક રાય,
ભક્તિઅંશ **શ્રી**કૃષ્ણ જ સેવે ને માયિક સર્વને ધ્યાય,
ધાયે તો યે કર સાહે ન કોય, કામ પડે ત્યારે અંતે રોય,
આવાગમનમાં સદા અથડાય, કો કાળ **હ**રિવિના ગતિ ન થાય. સેવો.

નાનો પદાર્થ મોટો દેખાડે ને પાકાને દાખે કાચો,
ઉગ્ર હોય તેને અણુ બતાવે ને જૂઠો મનાવે સાચો,
સાચો ભાસે એ જ માયાનું રૂપ, એણે કીધા વશ રંક ને ભૂપ,
એને જીત્યાનો છે એક ઉપાય—સાચું શરણ લે **શ્રી**વ્રજરાય. સેવો.

માયા છે ઘંટી, ખીલડો **હ**રિ, તેમાં જીવ સચરાચર અન્ન,
જે પડયું તે પીસાય છે, તું જોને પ્રગટ લોચન,
લોચન જો એક બચે છે તેહ ખીલ સમીપે રહે છે જેહ,
જે અણ ત્યાંથી ખસ્યો કણ આઘો તે તત્કાળ દળાવા લાગ્યો. સેવો.

પરવારી સહુ કામથી કોઈ મૃત્યુ ન પામ્યા જંત,
આ કીધું, આ કરવું છે—એમ કરતાં આવશે અંત,
અંત આવ્યો, **હ**રિ કયારે ગાશ? ચેતચેત! નહીં તો પસ્તાશ,
મરણ નહિ આવે કાનમાં કહીને, થશે ઓચિંતું અંધારું થઇને. સેવો.

ઉત્તર વચન તે માનવું, પૂર્વનું નહિ પ્રમાણ,
છેલ્લું રચ્યું **શ્રી**ભાગવત, સહુ પહેલાં રચ્યાં અન્ય પુરાણ,
પુરાણ પૃથકપૃથક કર્યાં **વ્યા**સે તો યે રહેતું ઉર ભર્યું ઉદાસે,
મર્મ બતાવ્યો **નાર**દમિત્ર, 'સુખ થાશે, રચો ભક્તિચરિત્ર.' સેવો.

પુષ્ટિપંથપ્રભુ શ્રીવલ્લભકુળ, જઈએ તેને શરણ,
નામનિવેદનમર્યાદા ધરી સેવીએ શ્રીગિરિધરણ,
શ્રીગિરિધરગુરુ, વૈષ્ણવપ્યાર ધરી ગતિ કરે માર્ગઅનુસાર,
મનુષ્યજન્મનો એ છે સાર, જે માને તે પામે પાર. સેવો

મહામંદમતિ જીવ કલિના સર્વ શાસ્ત્ર કયાં ખોળે ?
માટે સકળ સિદ્ધાંતસાર તે શોધી કીધો છે ટોળે,
ટોળે કર્યા, પ્રભુ મતિ દીધી, નિજજન જાણીને કરુણા કીધી,
ભક્તિપોષણ ધર્યું ગ્રંથનું નામ, કથ્યેસૂણ્યે સરે સર્વનું કામ સેવે

એકસો ને એક ચંદ્રાવળા એ ગ્રંથતણા છે સાર,
પ્રતિપદ શુભ સિદ્ધાંતભર્યું છે, વાંચીને કરજો વિચાર.
વિચારતાં વલ્લભ હરિ થાશે, સર્વે કલેશ સમૂળા જાશે,
આચરણ કરતાં આનંદની હેલી, ભક્તિ શ્રીકૃષ્ણની કરજો વ્હેલી. સેવે

મહાનદી નર્મદાતટે ચંડીપુરમાં ધામ,
જ્ઞાતિ નાગર સાઠોદરા દ્વિજ ભટ્ટ દયાશંકર નામ,
નામ વલ્લભી વૈષ્ણવદાસ, ગુરુપ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ,
શીખેસાંભળે જે જન ગાય તેને મનવાંછિત ફળ થાય. સેવે

★

૨

## હરિનામાવલિ

### : સ્તવન : સવૈયા એકત્રીસાછંદ :

શ્રીગુરુ, ગોવિંદ, કૃપાનિધિ, કેશવ, કમળાનાથ, કૃપાળ,
કમળનયન, કરુણાસાગર, શ્રીકૃષ્ણ ! હરે ગોપાળ !
ગોપીજનવલ્લભ, ગિરિધારી, ગોપીનાથ, ગોવિંદ,
ગોકુલેશ, ગરુડધ્વજ, ગોવર્ધનધારી, વ્રજચંદ !
ગોકુળચંદ, ગદાધર, શ્રીગોમતીપ્રિય, રમેશ,
નારાયણ, નરસિંહ, નિરંજન, નિરાકાર, નરેશ,
નરકાંતક, નરવીર, નરોત્તમ, નંદલાલ, નરરૂપ,
જગન્નાથ, જળશાયી, જનાર્દન, જયોતિરૂપ, જગભૂપ !

જગદાધાર, જસોદાનંદન, જગજીવન, જગનેશ,
શ્રીજમુનાવલ્લભ, જગવંદન, જગદીશ્વર, જમુનેશ,
ચક્રપાણિ, ચતુર્ભુજ, અચ્યુત, ચિદાનંદ, શુભકંદ,
ચતુર્બાહુ, ચાણૂરતનમર્દન, શ્રીધર, પરમાનંદ,
દયાસિંધુ, દામોદર, દિનપતિ, દીનાનાથ, દયાળ,
દીનબંધુ, પ્રભુ, દેવકીનંદન. નરપતિ, સુરપ્રતિપાળ,
શ્રીપતિ, પદ્માપતિ, રાધાપતિ, કમળાપતિ, ભવેશ,
દધિજાપતિ, રુક્મિણિપતિ, સાગરસુતાપતિ, હૃષીકેશ!
પદ્મનાભ, પુરુષોત્તમ, પરબ્રહ્મ, પરમપુરુષ, પરમેશ,
પુષ્કરાક્ષ, પરમાક્ષ, પરમપ્રભુ, મધુસૂદન, મથુરેશ,
ધરણીધર, અવનીધર, ભૂધર, વસુમતીધર, મહીધારી,
કૌસ્તુભધર, પીતાંબરધર, બંસીધર, કુંજવિહારી!
માધવ, મૂરમર્દન, મધુમર્દન, મતિવિક્રમ, સુખધામ,
મુકુંદ, મેઘવર્ણ, મહાબાહુ, જદુપતિ, સુંદરસ્યામ,
રામચંદ્ર, પ્રભુ, દશરથનંદન, દયાસિંધુ, ભગવંત,
'માં પાહિ, માં પાહિ, પાહિ માં,' પૂર્ણાનંદ, અનંત!
અષ્ટોત્તરશત નામ કૃષ્ણનાં ગણીગણી જે જન ગાય,
રોગ દોષ દુઃખ કલેશ જશે, વળી પળમાં પાપ પળાય,
મનવાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણી:
કોટિક કારજ તજીને ભજિયે દૃઢ કરી સારંગપાણિ.



૩

## પૂર્વની પ્રીત

**: પદ : રાગ : ધનાશ્રી :**

મારો નેહ લાગ્યો રે સખી! શામળિયા સાથે!
મારો નેહ લાગ્યો રે એ પાતળિયા સાથે! સખી!
સાંભરી આવે મને પ્રીત પૂરવની, એ અનુભવ આજ જાગ્યો રે એ શામળિયા સાથે. સખી!

મનનો માન્યો, અંતરનો ઇચ્છિયો વર મળિયો છે મુખમાગ્યો રે, એ શામળિયા
સાથે. સખી !
દયાના પ્રીતમની સંગે નિશદિન રમતાં આ ભવનો તે ભય આજ ભાગ્યો રે,
એ શામળિયા સાથે. સખી !

★

૪

## ચિત્ત મારું ચોરે રે વ્રજરાજ !

### : પદ : રાગ : સોરઠ :

ચિત્ત મારું ચોરે રે વ્રજરાજ ! હું તો બીજું કાંઈયે ન માગું મહારાજ ! ચિત્ત.
એવી રીતે ચોરો જે કયહું એ ન જાય, જારથકી તુજમાં અધિક લોભાય,
છૂટવાનો ના રહે એકે ઉપાય. ચિત્ત.
તસ્કર ઉપર કોઈને ન પ્યાર, દેખી મુખ દંડનો ઊપજે વિચાર,
હું તો મારા પ્રાણ કરું બલહાર ! ચિત્ત.
માગું નહિ ચક્રવર્તિપદ, સ્વર્ગ, માગું નહિ યોગસિદ્ધિ, અપવર્ગ,
માગું નહિ બ્રહ્મસદનપદભર્ગ. ચિત્ત.
અલબેલાજી ! પૂરોને મનડાની આશ, નિજબળે રાખો પોતાની પાસ,
દાસી–દાસી કરી—એ દયાનો અભિલાષ. ચિત્ત.

★

૫

## વણુસમઝયે શી દેવી રે શીખ !

### : પદ : રાગ : સારંગ :

ઉદ્ધવજી ! વિચારો રે અંતર આપણે, વણસમઝયે શી દેવી રે શીખ ?
જોવા કરકંકણ જોઇએ શીદ આરસી ? હોય વિચાર તો પાસે પરીખ. ઉદ્ધવજી !
તમારો તો હરિ વ્યાપક સર્વત્ર છે ત્યારે કહો, અધિક ને ઓછા કયાં ય ?
નિત્ય ઊઠી જાઉં છું શીદ કરી રહ્યા ? એવડું શું દાટયું છે મધુપુરીમાંહ્ય ? ઉદ્ધવજી !
ભમર છે લોભી ગંધ કમળ ને કેતકી, દૂરથકી લાવે છે સુગંધી ગ્રહી વાય,
તેટલેથી હૃદયરંજન ન થાતું હોય તો શીદને ઘેરાય ? શીદ કંટકમાં જાય ?
ઉદ્ધવજી !

દસે દિશા દીસે ઉદ્યોત ઇંદુતણો, પણ જ્યાંલગી અભ્રને ઓથે ચંદ,
સાગરકુમોદાદિક ફૂલે તો ફૂલજો, પણ ચિત્ત ચકોરને ન ઊપજે આનંદ. ઉદ્ધવજી !
વિચારો તો મનને સ્હેજ રઢ રૂપની, કોણ જાણે–વદન વપુને શું વેર ?
વ્યાપકની સાથે કરી કહો કોણે વાતડી ? વાતડી વિના તે શી સુખની લ્હેર ?
ઉદ્ધવજી !
ત્યારલગી દયાના પ્રીતમ નથી ઓળખ્યા જ્યારલગી સત્ય નથી સાકાર,
રૂપરસપ્રેમની પીડા તે ત્યારે પ્રીછશો, અનુભવ થાશે ઓધવ ! કોઈવાર. ઉદ્ધવજી !

★

૬

## રાધાસૌંદર્ય

### : પદ : રાગ : કાફી :

રૂપાળી રાધા ! તારું તન રે સ્હેજે તે સુંદરતાનું ભર્યું છે. રૂપાળી.
વિના અંજન દીસે આંખડલી આંજી રે સલૂણી શ્યામા !
રંગ્યાવિના રક્ત દશનવસન, રે બાળબિંબ સુધાપાનનું ભર્યું છે. રૂપાળી.
વિના સુગંધ બ્હેકે શ્રીઅંગ તારું રે સલૂણી શ્યામા !
વિના સકળ ગુણરૂપનિધાન રે અનુપમ કાંઈ ચિતડું ઠર્યું છે. રૂપાળી.
વિના અંગરંગ દીસે કનકલતાશું રે સલૂણી શ્યામા !
વિના મહાવર ચરણ અરુણ રે, બિંદુ કપાળે અજબ કર્યું છે. રૂપાળી.
દયાનો પ્રીતમ પ્યારો વિશ્વનો મોહન રે સલૂણી શ્યામા !
તે મોહ્યોમોહ્યો મદનગોપાળ રે ! લઈ કરીને મનડું હર્યું છે. રૂપાળી.

★

૭

## કામણગારો કાનુડો

### : પદ : રાગ : કાફી :

કાનુડો કામણગારો રે ! સાહેલી ! આ તો કાનુડો કામણગારો !
કાનુડો કામણગારો, રસભર્યો ને રૂપાળો,
આ શું આંખડલીનો ચાળો રે ? સાહેલી ! આ તો કાનુડો.

રંગરાતો, મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો,
નેણાંશું કરે છે વાતો રે! **સાહેલી**! આ તો **કાનુડો**.
**ભરવા** હું ગઈ'તી પાણી, પ્રેમપીડા ભરી આણી,
ઘેલી થઈ હું આવી શાણી રે! **સાહેલી**! આ તો **કાનુડો**.
તેં કહ્યું તે મેં ના માન્યું, આજે મારી જાતે નાણ્યું,
આવડું મેં નો'તું જાણ્યું રે! **સાહેલી**! આ તો **કાનુડો**.
બહેની! તારે પાયે લાગું, **વ્હાલાવિના** ઘેલું લાગ્યું,
દયાનો **પ્રીતમ** માગું રે! **સાહેલી**! આ તો **કાનુડો**.

★

૮

## સ્નેહનાં દુઃખ

### : પદ: રાગ: કાલિંગડો :

**સખી**! હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં. **સખી**!
હું તે શું જાણું જે પ્રાણ પરવશ પડશે? અગ્નિ ઊઠશે આખી દેહમાં? **સખી**!
પીડા પામે રે, પરો થવો નવ ભાવે, જાદુડો એવો જે કાંઈ એહમાં! **સખી**!
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે મન માન્યું જેનું જેહમાં! **સખી**!
સ્વાધીનને પરાધીન કરી નાંખે નેહવિના એહ બળ કેહમાં? **સખી**!
હું દુઃખી અહીં ને **વ્હાલો** વિકળ ત્યહીં છે, સુખી ના મળે કોઈ બેયમાં. **સખી**!
દયાનો **પ્રીતમ** સદા સમીપ વસે તો ભીંજી રહું આનંદમેહમાં! **સખી**!

★

૯

## રંગભર્યો આવ!

### : પદ: રાગ: સારઠ :

રંગભર્યો આવ સલૂણા છેલ! પ્રીતે પધરાવું મારે મહેલ.
એક તુંને આપું અનુપમ વસ્ત, નથી જેની ઉપર કોઈનો દસ્ત,
તે ચાખ્યે તું **ચતુર**! થાશ મદમસ્ત. રંગભર્યો.
જેથકી તું અજિત તો યે જીતાશ, **આત્મારામ** પણ મારે વશ થાશ,
એવો મીઠો અદ્ભુત રસ તુંને પાશ. રંગભર્યો.

નથી દીઠો જ્ઞાનીવૈરાગીમુનિજોગી, સર્વકોઈએ રસના છે વિયોગી,
એક તું જ ભાળ્યો મેં તે રસભોગી. રંગભર્યો.
જે પીતાં ન ઓછો રહે એકે અભિલાખ, ફીક્કા બીજા લાગશે રસ લાખોલાખ,
તે વેળાનાં સુખમાં મન તારું સાખ. રસભર્યો.
જેની ઉપર વારું અમૃતસુખ સ્વર્ગ, ઓવારીને નાંખું આનંદ અપવર્ગ,
જેને ન અનુભવ્યો બ્રહ્માદિક ભર્ગ. રંગભર્યો.
જેને મન કામના કશી નહીં નર્મ, એક તું જ વ્હાલો છે વ્હાલા! મારા પર્મ,
દયાપ્રીતમનો વિરલા જાણે એ મર્મ. રંગભર્યો.

★

૧૦

## કયમ ભરિયે રે જળજમનાનાં નીર ?

**: પદ: રાગ: વસંત:**

કયમ ભરિયે રે ? કયમ ભરિયે જળજમનાનું નીર ? નંદકુંવર કેડે પડયો ! કયમ.
હું તો ઓથાં લઈ આઘી રહું, સામો આવે—
સામો આવે રે—સામો આવે નંદાજીનો લાલ. નંદકુંવર. કયમ.
હાં રે વ્હાલો પાકી મારે પીચકારીઓ, આવી વાગે—આવી વાગે રે—
આવી વાગે—આવી વાગે—મારા તનડામાં તીર ! નંદકુંવર. કયમ.
કે મુને રોળીચાળી ગુલાલમાં, વણસાડયાં—
વણસાડયાં—રે વણસાડયાં મારાં ચોળીને ચીર ! નંદકુંવર. કયમ.
હાવાં હરાયા તે દિન હોળીતણા, એ હરાયા—
એ હરાયા—રે એ હરાયા નંદજીનો રે લાલ ! નંદકુંવર. કયમ.
કે મુને દાસદયાના સ્વામી મળ્યા, તેણે દીધાં—
તેણે દીધાં—રે તેણે દીધાં મુને ધારણધીર. નંદકુંવર. કયમ.

★

૧૧

## કૃષ્ણચિંતન

**: પદ: રાગ: રામકલી:**

કર ચિત્ત ! ચિન્તન કોઈ પ્રકારે સદાનંદ શ્રીકૃષ્ણતણું રે,
પરમાનંદ ઉદય થાય અંતર, ન રહે પાપસંતાપ અણુ રે.

સુંદર બાળકરૂપ રસાળું, ચરણુ લંગરી વાગે રે,
ઠણુઠણુતો જસોદાપાલવ ગ્રહી, હઠ કરી માખણુ માગે રે.
નાકે મોતી ને લટે લટૂરી સુંદર મુખ પર ઝૂમે રે,
હૈયે હેત વધ્યું જોઈ જસોમતી લઈલઈ શ્રીમુખ ચૂમે રે.
સુંદર મુખ પર દધિ લપટાણું, નિરખ્યે લાગે વ્હાલું રે,
"નહિ ખાઉં, બાબો ધાવીશ માડી!" બોલે તોતલુંકાલું રે.
કયહું એક ગુહ્ય કરે કામિનીશું, દુષ્ટ દૃષ્ટિ બચાવે રે,
કે વાંસલડી વાતો શ્રીવિઠ્ઠલ ગૌ ચારી ઘેર આવે રે.
શ્રીગોપીજનના ઘરમાંહે મનગમતું સુખ મહાલે રે,
કોઈ સમે ચોરી મહી નાસે, કદી ગોપિકા ઝાલે રે.
શ્રીવૃન્દાવનરાસમંડળમાં નાચે જુગલકિશોર રે,
ઇત્યાદિક લીલા ધર ધ્યાને, દયા! તું નિશદિનભોર રે.

★

૧૨

## સૌથી પર

### :પદ: રાગ: કલ્યાણુ:

સેવની શ્રીકૃષ્ણુ રસિક રાધિકાપતિ, રાધિકાપતિ, ગોવિંદ, ગોપિકાપતિ. સેવની.
મહાવાક્ય 'તત્ત્વમસિ', મર્મી તેતણા મુનીંદ્ર,
લીન જેહમાં સ્વરૂપ, તેથી પર અતિ. સેવની.
બ્રહ્માવિષ્ણુભવઅનંત અંત ના લહે અચિંત્ય,
અર્થસાધને ન સાધ્ય, યોગી ન તું યતિ. સેવની.
આત્મારામ પૂર્ણકામ, ધામધામ વામગ્રામ,
શ્રેયસદ્મ, નામ શ્યામ અદ્ભુતાકૃતિ. સેવની.
સ્વયંભૂ સ્વતંત્ર, ગ્રહી શકે ન કોઈ, મંત્રતંત્ર–
પ્રાપ્ત, શુદ્ધ પ્રેમ, અનન્ય ભક્તિ, દીન મતિ. સેવની.
લલિતછબિ, ત્રિભંગી લાલ, મદનમોહન અતિકૃપાલ,
જેહને નિરખી તૃપ્તિ દયાને નથી થતી. સેવની.

★

## ૧૩
# એક વર્યો ગોપીજનવલ્લભ !

: પદ :

એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં **સ્વામી** બીજો,
નહીં **સ્વામી** બીજો રે, મારે નહીં **સ્વામી** બીજો.
અવર કોઈનું કામ ન મારે, રીઝો કે ખીજો !
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો !
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં મન રખે ભીંજો. એક.
સુખીદુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં,
વિનામૂલનો ઘરનો ગુલામ, વેચે ત્યાં વેચાઉં,
એ જ ગમ્યો, એથી મન માન્યું, બીજો નવ ચાહું,
એના અતિ અવતાર, હું કોઈનો દાસ ન કહેવાઉં. એક.
કૃષ્ણવિના શિર અવર નમે તો છેદનનો દંડ,
નંદકુંવરવણ નામ જપે તો જીહ્વા કરું શતખંડ,
અવર દેવની આશ કર્યે અઘ ભજે, વળી બ્રહ્માંડ
અન્ય અમરદર્શને દોડે પગ તો પાડું પિંડ. એક.
હું ચાતક, જળ **સ્વાતિ શ્રીજી**, હું ઝખ, હરિ વારિ,
હું હારીલ, કાડી હરિ, દઢવત ધારી તે ધારી.
અનન્ય પતિવ્રત જેને નહીં તે કહીએ વ્યભિચારી,
શ્રીગુરુદેવ! નભવજો, કહે દયા, સદા ટેક મારી. એક.

★

## ૧૪
# પ્રેમ

: પદ :

જે કોઈ પ્રેમઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિંહણકેરું દૂધ હોય તે સિંહણસુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે. પ્રેમરસ.

સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે,
ક્ષાર સિંધુનું માછલડું જેમ મીઠા જળમાં મરે. પ્રેમરસ.
સોમવેલી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે,
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઊચરે. પ્રેમરસ.
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ.
એમ કોટિ સાધને પ્રેમવિના પુરુષોત્તમ પૂંઠ ના ફરે,
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધરવર પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ.

★

૧૫

## વૃંદાવનમાં

### : પદ : ગરબી :

શ્રીવૃંદાવન સુખકારી રે! સમયે નાસે સહુ પીડા!
જ્યાં શ્રીરાધાગિરિધારી રે સદા કરે છે રસક્રીડા!
જ્યાં રસમય ગિરિગોવર્ધન રે, રસમય શ્રીયમુનારાણી,
રસરૂપ વૃક્ષ ને વેલો રે, પૃથ્વી રસમય લો જાણી,
રસરૂપ ચંદ્રમા અચલિત રે, રસમય છે દિવસરેણી,
રસરૂપ સર્વ સામગ્રી રે યુગલરૂપને સુખદેણી.
જ્યાં ખટઋતુ સદા વસે છે રે જે મન ઇચ્છે તે થાયે,
છે સર્વ સમય હરિસ્વાધીન રે, દિવસ રાત પણ થઈ જાયે.
જ્યાં પ્રવેશ નહિ કોઈ પરનો રે, નવ ચાલે કોઈની માયા,
ગોપી પણ તે સહુ ગોવિંદ રે! જેમ કાંઈ સ્વરૂપ ને છાયા.
જ્યાં પુરુષ એક પુરુષોત્તમ રે, બાકી સરવે વ્રજનારી,
તેમાં લલિતામુખ્ય સખી છે રે મધ્ય બેઉની અધિકારી.
જ્યાં જુગલકિશોર રમે છે રે નવરસલીલા નિત્ય નવી,
અનુભવીનું અંતર જાણે રે, શકે વર્ણવી કેમ કવિ?
જ્ઞાનીની ગતિ નવ પહોંચે રે, પ્રેમરસ પ્રેમીને જ જરે,
જયમ દૂધ સિંહણીકેરું રે સિંહણસુત હોય તો જ ઠરે.

એ પ્રેમ પરમ આનંદરસ રે! રખે વિષયરસસમ આણે,
એમાં શુકમુનિ ને શિવ છાકયા રે! તે શું કામીજન જાણે?
જેણે કામને મોહ પમાડયો રે તે પ્રભુ કામવશ કેમ થાયે?
શ્રીકૃષ્ણરસક્રીડા ગાતાં રે કામરોગ ઊરથી જાયે.
મહાઅધમનો ઉદ્ધાર કરવા રે ભૂતળ લીલા કરી નાથે,
જેમ મૃત વિષ જ્વરવાળાને રે તે જ અમૃત ઔષધ સાથે.
હોય જીવની અવળી બુદ્ધિ રે, માટે એ શિક્ષા ભાખી,
સમઝી અનુભવતાં નિર્મળ રે થાશો શ્રીભાગવત સાખી.
એ ભાવે હરિરસ ગાતાં રે સૂણતાં હરિ વ્હાલા થાશે,
ભજો દાસદયાના પ્રીતમ રે, સહુ સુખ સ્હેજે થઈ જાશે.

★

૧૬

## રાધાકૃષ્ણની એકતા

: પદ: ગરબી :

શ્રીમદ્રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો!
દેવા ભક્તને સુખ યુગલવપુ વિવેક છે જો! શ્રીમદ્.
આદ્યે એકરૂપ બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્.
એમાં અનુભવીને તો સુધી સમઝણ પડે જો,
તો પણ અજાણ્યાને મન આશ્ચર્ય અડે જો. શ્રીમદ્.
તે માટે કહું દૃષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાંભળતામાં સદ્ય સંશય નાંખે તોડીને જો. શ્રીમદ્.
ત્વચાસહ ચણો જેમ એક ભાષ્યમાન છે જો,
અંતરમાં સમાન દ્વિદલ વિદ્યમાન છે જો. શ્રીમદ્.
હવે કહું પૃથક પ્રકટ થવાતણી વિધિ જો,
ઘનશ્યામથકી શ્યામા આનંદનાં નિધિ જો. શ્રીમદ્.
શ્રીજી સાગર ને લહરી ભાનુનંદિની જો,
ઇંદુ અલબેલો, અલબેલી ચારુ ચંદ્રિની જો. શ્રીમદ્.

વિઠ્ઠલ વહ્નિ ને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ, કાન્તિ રાધાબાલિકા જો. શ્રીમદ્.
રૂપ રસિકવર, છબીલી છાયા તેતણી જો,
પુરુષ પુરુષોત્તમ, રામા રાધિકા બની જો. શ્રીમદ્.
કૃષ્ણઆત્મા રાધા, રાધા કૃષ્ણનો સહી જો,
એમાં અધિકન્યૂન કોઈ કહેવાયે નહીં જો. શ્રીમદ્.
પરસ્પર શોભા એકએકની ભણું જો,
એકલાં ન શોભે કહું દૃષ્ટાંત તેતણું જો. શ્રીમદ્.
કેસરી અરણ્ય જેમ, ચંદ્ર જામિની જો,
શીષ કેશ, દેહી દેહ, મેઘ દામિની જો. શ્રીમદ્.
પરસ્પર ઉભય એકેકમાં વ્યાપી રહ્યાં જો,
'પ્રીતમપ્રિયા પ્રિયાપ્રીતમ' સંભવે કહ્યાં જો. શ્રીમદ્.
અનલ દહનતા, જેમ ઘંટા વિષે નાદ છે જો,
સલિલ શીતલતા, સુધા વિષે જેમ સ્વાદ છે જો. શ્રીમદ્.
એ વિધે સ્વરૂપ લાલલાડીલીતણું જો,
એ બેથકી લીલા સર્વ અપર નહિ અણુ જો. શ્રીમદ્.
સદા રસમય સંભોગી રસ રાસના જો,
યુગલરૂપ એ સર્વસ્વ દયાદાસનાં જો! શ્રીમદ્.



૧૭

## રસિયે વજાડી રંગવાંસળી!

### : પદ : રાગ : બીલાવલ :

રસિયે વજાડી રંગવાંસળી! પાંસળી મારી પ્રોઈ!
વિકળ કરી મુને વ્હાલમે વાંકી દૃષ્ટે રે જોઈ! રસિયે.
સખી પનઘટ ઉપર હું પડી, મારી કાયા રે કાંપે!
ભેદ ન સમઝે કો ભામની! લેઈ લેઈ હૃદિયાશું ચાંપે! રસિયે.
કોઈ કહે, 'અખેતર તો અડયું!' કોઈ કહે, 'કાળે રે કરડી!'
એક સખી સમઝી ગઈ—'લાલલ્હેરે રે મરડી!' રસિયે.

તેણે કહ્યું, 'સરકો સહુ! એક મંત્ર હું પાસે,
સંભળાવું એના શ્રવણમાં, વીખ ઊતરી જાશે.' રસિયે.
તેણે કહ્યું મારા કાનમાં, 'હું છું **શ્યામની સંગી,**
નિશ્ચે હું તેને મેળવું,'—સૂણી ઊઠી ઉમંગી. રસિયે.
સર્વે વખાણી તે ત્રિયા, 'વીખડું તેં વાળ્યું!'
દયાના **પ્રીતમ** તેણે મેળવ્યા! મારું બેહદુઃખ ટાળ્યું! રસિયે.

★

૧૮

# પ્રેમસંતોષ

## : પદ : ગરબી :

મારા **વ્હાલા** રે! લાગો છો વ્હાલા! પિયુ, **પ્રાણજીવન, નંદના લાલા!**
બીજા વ્હાલા તે કહેવાના ઠાલા! મારા.
**વ્હાલા!** વ્હાલસરીખું નથી કાંઈ મીઠું, અમૃત પણ એવું નવ દીઠું,
હેત સ્વારથનું તે તો અજીઠું! મારા.
મીઠી વસ્તુ સઘળી **પ્રેમ** તળે, તેને ભોગવ્યા પછી સંતોષ વળે,
પ્રેમરસ પીતાં તૃષ્ણા ન ટળે. મારા.
જ્ઞાનાદિકે તમે વશ ન થાઓ, મોક્ષાદિકે દેહે અળગા થાઓ,
**વ્હાલા!** વ્હાલથકી તમે બંધાઓ! મારા.
પ્રીતરીતમાં પંડિત શું જાણે? અનુભવથી અજાણ્યા અવગુણ આણે,
એને જે જાણે તે નિત્ય માણે! મારા.
મુખ દીઠે મારી આંખ ઠરે, તે મનડું ધીરજ નવ ધરે,
ડૂબી જળ માછલડી તરસે મરે! મારા.
તન થાકો, કોઈ મન રખે થાકો, **નાથ!** સુખી કરવા નિત્ય ચિત્ત તાકો,
નિત્ય નિરખું, પણ તૃપ્તિ નહીં આંકો! મારા.
મારું મન રહેજો તમશું લાગ્યું! મારું તનમન રહેજો તમ પાસ માગ્યું,
—દયાપ્રીતમજી! દેજો એ માગ્યું! મારા.

★

## ૧૯
# જાઓ, જાઓ, જૂઠા !

**: પદ : રાગ : ખટ :**

જાઓ જી ! જાઓ જી ! જીવણુ ! જૂઠા છો, મેં જાણ્યા, કાલે શું બોલ્યા ? ને
શું કીધું રે ? જાઓ.
આખી રાતની ઉજાગરી રાખી ! મારું તનમન શીદને સંતાપ્યું રે ?
દાઝયા ઉપર લૂણ દેવાને મુને આ દર્શન શીદ આપ્યું રે ? જાઓ.
આજ પળે મારું નામ ના લેશો, જાઓ, મન માને ત્યાં મહાલો રે !
મોટે રે પ્રભાતે મારે દ્વાર શીદ ઊભા ? જાઓ, શો ગોરંભો ઠાલો રે ? જાઓ.
વણજવિના જોખમ શીદ જોઈએ ? ચાલો, ઊભા ના રહેશો મારી પાસે રે !
દયાના પ્રીતમ વ્હાલા ! મનમાં વિચારો—જૂઠું ખાય તે મીઠાની આશે રે ! જાઓ.

★

## ૨૦
# તમારો !

**: પદ :**

"તમારો ! તમારો પ્યારી ! મન માને તે કહોની !
નથી ચૂકયો, પણ ચૂકયો છું, મુને દંડ ગમે તે દોની ! તમારો !
ગુનેગાર જાણી મુજને બે ભુજપાશે બાંધો રે !
તેથી અધિક કરો તો મુજ પર નેનબાણ બે સાંધો રે ! તમારો !
નાસી જઈશ જાણો તો મુજને ઉરકિલ્લે ચડાવો રે !
કહો તો ધીજપતીજ કરું, શિવપિંડી હાથ ધરાવો રે ! તમારો !
કહો તો અધરા સમ ખાઉં, પ્યારી ! શીદ કરો સંતાપ રે ?
સાચો છઉં, સાચો છઉં, જૂઠૂં બોલૂં તો બે બાપ રે !" તમારો !
—એમ સૂણી હસી બોલ્યાં શ્યામા, "આવડું કયાં ભણી આવ્યા રે ?"
—હેત ધરી હૈડાશું લીધા, મંદિરમાં પધરાવ્યા રે. તમારો !
પ્રેમસહિત પર્યંકે પોઢયાં, ઉમંગ્યો રતિરસ ભારી રે,
એ જુગલરૂપતણી લીલા પર જાય દયો બલિહારી રે ! તમારો !

★

## ૨૧

# ઘુંઘટડામાંથી

### :પદ: રાગ: રામકલી:

જળ જાતાં આજ ઘુંઘટડામાં મોહનનું મુખ દીઠું રે!
અમૃતરસ પણ એથકી ફીક્કો બાઈ! એવું લાગ્યું છે મુને મીઠું રે! જળ.
એને પણ કાંઈ નથી રે અજાણ્યું, મુને સાન કરી સમઝાવી રે,
ચાંપી હૃદે કરી હેત જણાવ્યું મુને સામાં તે નેન નચાવી રે! જળ.
શું કહું સુખદુઃખ તે જ સમાનું? શર સ્નેહતણાં ઉર વાગ્યાં રે!
મનમાં આવે તેમ મુખે કેમ કહેવું! પેલા દુરિજન દૈત્યશા લાગ્યા રે! જળ.
રસિયો રૂપાળો ચતુર કો એવો નથી અવર—મેં નિશ્ચે ભાળ્યું રે,
ધન્ય ભાગ્ય જેણે દયાના પ્રીતમ સંગ મનગમતું સુખ મહાલ્યું રે! જળ.



## ૨૨

# સ્નેહનું વશીકરણ

### :પદ: રાગ: રામકલી:

તારા સમ જો તારુણી! તું મને સૌથી લાગે વ્હાલી રે!
વણતેડયો તારા મંદિરમાં, જો, હું આવું ચાલી રે! તારા.
વ્હાલવિના વિખાણ કરું ગમે નહીં મુને દીઠું રે,
પ્રીતલડીનું વાંકું વચન તે લાગે મુજને મીઠું રે! તારા.
પ્રેમને પાશે બંધાયો! કેમ શકું હું નાસી રે?
નાચ્યું હું નચાવ્યો તારો, સહું વેદની હાંસી રે! તારા.
જોગીજનના ઉરમાં હું તો જાઉં ને ના જાઉં રે,
ચિત્ત ચોર્યું તેં પ્રેમદા! તે આધો ક્યાંથકી થાઉં રે? તારા.
સ્નેહસરખું વશીકરણ મળે નહીં કાંઈ બીજું રે!
દાસદયાનો પ્રીતમ કહે, 'હું એક હેતથી રીઝું રે!' તારા.



૨૩

# માડી ! મને નંદનો કુંવર પરણાવ !

## : પદ : રાગ : સિંધભૈરવી :

“ **નં**દનો કુંવર પરણાવ ! રે હો **માડી** ! મુને **નં**દનો કુંવર પરણાવ !
વ્હેલી થા, નહીં તો કોઈ વેવા કરી જાશે, મારી સખીઓની સાથે કાંઈ
કહાવ રે ! હો **માડી** !
મારા પિતાને કહી કુમકુમ કચોળે ભરે વહેલોવહેલો વિપ્રને બોલાવ રે હો **માડી** !
રૂપવંતો ને ગુણવંતો ન એવો કોઈ, તુંને દાખું જો ગોકુળિયામાં આવ રે !
હો **માડી** !
અખંડ હેવાતન વર્ષેથી મારા જન્માક્ષર જોવરાવ રે !” હો **માડી** !
—શ્રીરાધાનાં વચન સૂણી કીરતીજીએ હૃદે ચાંપી : “ એમ જ કરીશ, બેટા !
આવ રે ! હો **માડી** !
મેં પણ દયાનો પ્રભુ તારો વર ધાર્યો, બહેની ! તું કાંઈ એક ધીરજ મનમાં
લાવ રે !” હો **માડી** !



૨૪

# પ્રીતનાં મેણાં

## : પદ : રાગ : રામકલી :

ઓરા આવોની, ઊંચું ભાળોની રંગીલા ! રસમાતા !
છબતાછબતા શાને પિયુજી ! જાઓ લજવાતા રે ? ઓરા.

બીતા શીદ બોલો ? કાંઈ કહેવું નથી મારે,
હું તો ઘણી રાજી—જેમાં સુખ છે તમારે ! ઓરા.

પર દુઃખે જાગ્યા છો પિયુજી ! પરઉપકારી !
શો હું પાડ માનું જે સંતોખી શોકય મારી ? ઓરા.

શોકયલડી મારી જાણી તમે ઘણા રીઝો,
એથકી આનંદ મારે હાવાં કિયો બીજો ? ઓરા.

જોઈને આ સુખ ઉર હરખ ન સમાયે,
પણ ભાગ્ય ઓછું! મારે જોવા નહીં જીવાયે! ઓરા.
—સૂણી એવી વાણી વ્હાલે હૃદે ભીડી ધાઈ,
દયાના પ્રીતમને ઉર પ્રીત ઊભરાઈ! ઓરા.

★

૨૫

## એ તો સ્વપ્ન!

### :પદ: રાગ: રામકલી:

ક્યાંથીને પધાર્યા પ્રીતમ! પાછલીને રાતે રે?
કહ્યું નથી કોઈએ પણ દીઠું મારી જાતે રે! ક્યાંથીને.
પાછલીને રાતે પધાર્યા તે પણ હું જાણું રે,
સાથે એક સખી હુતી–સમઝ્યાનું ઠેકાણું રે. ક્યાંથીને.
જ્યારે તમે આવ્યા ત્યારે જસોદાજી જાગ્યાં રે,
જૂઠાં નેત્ર મીંચ્યાં! માતા મુખડું જોવા લાગ્યાં રે! ક્યાંથીને.
—સૂણી એમ હસી બોલ્યા દયા પ્રીતમ કેવું રે?—
—"સખી! એ તો સ્વપ્ન થયું! ભાન રહ્યું એવું રે!" ક્યાંથીને.

★

૨૬

## મનામણાં

### :પદ: રાગ: જંગલો:

એટલું મારું કહ્યું માન હો પ્યારી જી! એટલું તું મારું કહ્યું માન!
તેડે ગિરિધારી તને કુંજનો બિહારી. હો પ્યારી જી!–
આતુર છે ઘણા અલબેલોજી ઊભા કુંજમાં પંથ પેખે,
હો પ્યારી! વિવિધ કુસુમ તારી સેજડી સમારી. હો પ્યારી જી!
દયાના પ્રીતમજીને પ્રાણપ્યારી નથી કોઈ પ્યારી હો તુજસરખી,
હો પ્યારી! સાચું કહું, કર જોડી, પાલવ સાહી. હો પ્યારી જી!

★

૨૭

## મુને માયા લગાડી !

### :પદ: રાગ: બિહાગ:

હો મોહના રે ! મુને માયા લગાડી ! મન મોહ્યું ગિરિવરધારી લાલ !
મોહની મોરલીએ ચિત્ત ચોરી લીધું મારું, મુને સૂતી જગાડી. મુને.
અલબેલી આંખની અણીએ પ્રાણ પ્રોયા, કીધી ઘાયલ ઘાડી ! મુને.
કાળજ કાઢી લીધું કામણગારા ! નેહનેન દેખાડી. મુને.
વૈદ વ્હાલાજી ! મારા રોગનો તું છે, કોને દેખાડું નાડી ? મુને.
ઢાંકી ધીખું છું તારા વિરહની આગે ! પ્રીતમ ! પાડની ટાઢી ! મુને.
મનમધુકર મારો મૂકતો છે નહીં તારા રૂપની વાડી ! મુને.
દયાપ્રીતમ ! મીઠું બોલી, મંદ હસી મોહના ફંદમાં પાડી ! મુને.



૨૮

## અબોલડા

### :પદ: રાગ: રામકલી:

ગરજસવાદી ના થઈએ મારા વ્હાલા ! ગરજસવાદી ના થઈએ !
શરણાગતકર ગ્રહિયે મારા વ્હાલા ! ગરજસવાદી ના થઈએ !

તમ માટે લાજ તજી લોકોમાં ગવાણી, વ્હાલાં તે વેરીડાં કીધાં,
તેનું સલ્લાભાડું સબળું આપ્યું રે ! વણવાંકે અબોલડા લીધા ! મારા.

સગાં રે સંબંધી મુને પેરપેર પાડે, સબળ સંતાપે પિયુડો મારો,
—તે દુઃખડું હું ના ગણું જો હોય મીટમેળાવો તમારો. મારા.

જે તમ માટે મેં સહુકોઈ મૂક્યું તે જ તમે મુને મૂકી !
તે અગન અધીકો મારે અંગે ! વ્હાલવેલડી સૂકી ! મારા.

તે કાંટો ઊર અંતર સળકે છે, દેખી મુને ચીતવો છો આડું !
દયાના પ્રીતમ ! હું કઈ પેર જીવું ? પેલી શોકયલડીનું હેત ગાઢું ! મારા.



## ૨૯

# માતાની ફરિયાદ

### :પદ: રાગ: કાલિંગડો:

રાંક મારી રાધાને દગો એણે દીધો રે! રાંક.

ફંદામાં નાંખીને એણે ફાંસી રે દીધી,
પારધીની પેરે ધીરવીને જીવ લીધો રે! રાંક.

મંદ હસીને વ્હાલે વંક વિલોકી,
પ્રાણ પ્યારીજીનો પોતાને વશ કીધો રે. રાંક.

દુ:ખે દાધાં કહિયે, એનું પણ રાંધ્યા લોચન—
—બાણ ભવોભવ કાળજડું વિંધો રે! રાંક.

દયાના પ્રીતમ! એવા તો એવા રહેજો રે,
કપટ કરીને એણે પ્રેમરસ પીધો રે! રાંક.



## ૩૦

# વસંતમાં

### :પદ: રાગ: વસંત:

નવ કીજે, રે નવ કીજે, નવ કીજે રે આમ!
મારા તે મુખની માવજી! ખરી ખાશો ગળી ખાંડશી ગાળ! નવ.

જયમજયમ વારું વિઠ્ઠલા! ત્યમત્યમ તમને બહુ તાન!
વેચાતાં લીધાં વસંતમાં અતિ કરવા અમારાં અપમાન!
છેલછબીલા! નંદના. નવ.

જ્યાંલગી શામળા! સાંખી રાખું છું, રાખું છું રે લાજ,
આજ આવ્યું તુંને આવડું ગોવાળા—ગોવાળિઆને રાજ! છેલછબીલા!

હાં રે વ્હાલા! સાસુડીની સૂળી, ઘણો નણદીનો—નણદીનો ત્રાસ,
સાથે તે મેણાં લોકનાં, રહેવું પરણ્યાની રે પાસ. છેલછબીલા!

મફત ગુલાલ મળ્યું તને કેસુડી—કેસુડીનો રંગ,
ઢંગ વિના ધાઇધાઇને અરજો છો અબળાનું અંગ. છેલછબીલા !
અમો અબળાનાં ભલાં નથી,સબળા છો—સબળા છો રે શ્યામ !
દયાતણા પ્રભુ શામળા ! સમઝયાનું એ છે કામ. છેલછબીલા !



## ૩૧

# મોહનને એટલું કહેજો !

**: પદ :**

મધુવ્રત ! કહેજો રે મોહનને એટલું: "સૂણ્યું તે દિવસનો હરખ ન માય,
ભાગ્ય મોટું કન્યા પામ્યા કંસની કિંકરી, પૂર્ણ પુણ્યવિના એવું કોને નવ થાય.
મધુવ્રત !
રે મથુરાનાં વાસી સહુ કુબ્જાના સગાં, કિંકરીનું કુળ મોટું કહેવાય,
પરણ્યા પહેલાં ધોબીએ પહેરાવી પહેરામણી,દરજીમાળી ફૂલ્યા તે સંબંધી એના
થાય. મધુવ્રત !
એનું મન માન્યું ત્યાં તો વેદવિધિ થઈ રે, સાસરિયે પધાર્યા રે સુંદરસ્યામ,
ઉદ્ધવજી અણવરિયું થઈ પૂંઠે રે ગયા, રસિયોજી રીઝયા જોઈ રૂપનું ધામ.
મધુવ્રત !
એ શું ? વ્હાલે રે અમને ન લખી કંકોતરી ! રે ભલું એક ગામ વસ્યાનો વહેવાર,
દયાપ્રભુને કરવો ઘટે અમારે ચાંદલો, તે મોકલવાને પ્રાણ કર્યા છે તૈયાર !"
મધુવ્રત !



## ૩૨

# પ્રીત કરી તે નિભાવી લો

**: પદ: રાગ: ખમાયચી :**

ગિરધારિયા ! ગુમાની રે વ્હાલાજી ! તેં તો મને મારી રે—
મંદહસણી તારી વંકવિલોકણી ! તેથી કાંઈ સારી છે કટારી રે ! ગિરધારિયા !

ધૈર્યવિવેક હરે સરવેનાં આંખ એવી છે કામણગારી! ગિરધારિયા!
કળ ન પડે રે મને કોઈ રે ઠેકાણે! શી વલે થશે હાવાં મારી રે? ગિરધારિયા!
હું વહુઆરુ સાસરિયાવેશ! શી ગતિ તેં તો મારી ધારી રે? ગિરધારિયા!
મોહની મૂરત તારી ચિતડામાં ચોંટી, વિસરે નહીં તે વિસારી રે! ગિરધારિયા!
દયાના પ્રીતમ! પ્રીત કરી તે નિભાવી લો, લાજ તજી કહું છું હું તો તારી રે!
ગિરધારિયા!

★

૩૩

## નેહ લાગી તમારી!

### :પદ: રાગ: હુલારી:

"લાડીલા લાલ બિહારી જી! મને નેહ લાગી તમારી જી!
રાજ! મોહનમુખ જોઈને કાળજમાં કંઈકંઈ થાય!
મારા ચિત્તની ચેતવણી મેં મુખડે નવ કહેવાય! લાડીલા.
છેલ, છબીલા, છોગાળા જી નટવર નંદકુમાર!
વાંકું જોતાં અલબેલી આંખની અણીઓ કાળજપાર! લાડીલા.
હું નાનકડી કહેતાં ન ફાવું મુખડે મોટા બોલ!
રાજ! છો ચતુર મારા દર્દનું કરજો નેનનમાં તોલ. લાડીલા.
દો દકાર દુઃખ વસી મન મધ્યે પ્રવીણ પ્રાણાધાર!
આપ લકાર લખો તમે ટાળી, નહીં તો લખેશ રકાર." લાડીલા.
—સૂણી આતુરતા વ્રજવનિતાની દયાપ્રીતમે રસપુંજ—
રતિરસસાગરમાં લેઈ બોળી વૃંદાવનની કુંજ! લાડીલા.

★

૩૪

## વ્રજ વ્હાલું રે!

### :પદ: રાગ: સારંગ:

વ્રજ વ્હાલું રે! વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું,
ત્યાં શ્રીનંદકુંવર ક્યાંથી લાવું? વ્રજ વ્હાલું રે!

જોઈએ લલિતત્રિભંગી મારે ગિરિધારી, સંગે જોઈએ શ્રીરાધે પ્યારી,
તેવિના નવ આંખ ઠરે મારી. વ્રજ વ્હાલું રે !
ત્યાં શ્રીજમુના ગિરિવર છે નાહિ, મુને આસક્તિ છે ઘણી એ એની,
તેવિના મારો પ્રાણ પ્રસન્ન રહે નહિ. વ્રજ વ્હાલું રે !
ત્યાં શ્રીવૃંદાવનરાસ નથી, વ્રજવનિતા સંગ વિલાસ નથી,
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ વ્હાલું રે !
જ્યાં વૃક્ષેવૃક્ષે વેણુ ના ધારી, પત્રેપત્રે છે હરિ ભુજચારી,
એક વ્રજરજ ચોમુક્તિ વારી. વ્રજ વ્હાલું રે !
જ્યાં વસવાને શિવ સખીરૂપ થયા, હજુ અજ વ્રજરજને તરસતા રહ્યા,
ઉદ્ધવસરખા તે તૃણ કૃષ્ણ થયા. વ્રજ વ્હાલું રે !
સુખ સ્વર્ગનું કૃષ્ણવિના કડવું, મને ન ગમે બ્રહ્મસદન અડવું,
ધિક સુખ ! જેને પામી પાછું પડવું ! વ્રજ વ્હાલું રે !
શું કરું શ્રીજી ! હું સાયુજ્ય પામી ? એકતામાં તમો ના રહો સ્વામી !
મારે દાસપણુમાં રહે શી ખામી ? વ્રજ વ્હાલું રે !
વ્રજજન વૈકુંઠસુખ જોઈ વળ્યાં, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાં ભળ્યાં,
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યાં. વ્રજ વ્હાલું રે !
ગુરુબળે ગોકુળવાસી થાશું, શ્રીવલ્લભશરણે નિત્ય જાશું,
દયાપ્રીતમ સેવી રસજશ ગાશું. વ્રજ વ્હાલું રે !



## ૩૫

# મારું ઢણુકતું ઢોર

## : પદ : રાગ : કેદારો :

મારું ઢણુકતું ઢોર ઢણુકે છે સહુ નગ્રમાં, સીમખેતરખળું કાંઈ ન મૂકે,
ના જાવું જાય ત્યાં, ના ખાવું ખાય તે, રખડવું નિત્ય તેમાં ન ચૂકે. મારું.
વાળી લાવું ઘેર ને ગોતું માંડું ગળ્યું, લીલું નીરું છ પણ તે ન સૂંઘે,
કોહ્યલાં રાડાં, ઘાસ, કચહું કુસકા, માર ખાઈને પણ તે જ ઢૂંગે. મારું.
હેડલો હોડેરડો મોરો માન્યો નહીં, થયું હરાયું, હાવાં હું તો હાર્યો !
વશ મારે નથી તદપિ મારું કહાવ્યું માટે રહું છું ભયભીત ચિંતાનો માર્યો. મારું.

હે ગુરુ! ગોપાળ! મેં અરપ્યું એ આપને, વશ કરી રાખો નિજપાસ માગું,
સાધુપણું શીખવી વૃંદાવન ચારજો, કલેશ મારા ટળે, પાય લાગું. મારું.
હે ઋષીકેશ! એ કલેશ મુજ મનતણા આપ ટાળો, કરો શુદ્ધ સાચું,
સ્મરણસેવન બને અહર્નિશ આપનું, અચળ આનંદ માણે એહ જાચું. મારું.
મનમતિ બગડતાં સર્વ કાંઈ બગડિયું, ડરવું બહુ **નાથજી**! દયા આણો,
**જનદયાના પ્રીતમ શ્રી**ગોવરધનધરણ! કરુણદષ્ટે જુઓ, નિજનો જાણો. મારું.

★

૩૬

## નિશ્ચયના મહેલમાં વસે મારો વ્હાલમો!

**: પદ :**

નિશ્ચયના મહેલમાં વસે મારો વ્હાલમો, વસે વ્રજલાડીલો રે!
જે રે જાયે તે ઝાંખી પામે જી રે!
ભૂલા ભમે તે બીજા સદનમાં શોધે રે, હરિ ના મળે એકે ઠામે રે!
સત્સંગદેશમાં ભક્તિનગર છે રે, પ્રેમની પોળ પૂછી જાજો રે!
વિરહતાપપોળીઆને મળી મહોલે પેસજો રે, સેવાસીડી ચડી ભેળા થાજો રે!
દીનતાપાત્રમાં મનમણિ મૂકીને ભેટ **ભ**ગવંતજીને કરજો રે!
હુંભાવપુંભાવ નોછાવર કરીને રે શ્રીગિરિધરવર તમો વરજો રે!
એ રે મંડાણનું મૂળ હરિઇચ્છા રે, કૃપાવિના સિદ્ધિ ન થાયે રે!
**શ્રી**વલ્લભશરણથકી સહુ પડે સહેલું રે, દૈવી જન પ્રતિ દયો ગાયે રે!

★

૩૭

## પ્રાણાધાર!

**: ધોળ :**

અલબેલાજી! પ્રાણઆધાર રે! તમ પર વારી રે!
તમારે નમને શ્રીનંદકુમાર રે! મોહી વ્રજનારી રે!
તમ સંગે રંગીલા **લાલ** રે! લાગ્યો છે નેડો રે!
નહીં મેલું શ્રીનટવર નંદ રે! કહાન! તારો છેડો રે!

છોગાવાળા મનોહર છેલ રે! નંદજીના લાલા રે!
ગુણવંતા! આવોને મારા ઘેર રે વ્રજપતિ! વ્હાલા રે!
છબિ જોઈને અલૌકિક શ્યામ રે! મોહ્યું મન મારું રે!
દયાપ્રીતમના તનમનધન રે! તમ પર વારું રે!

*

૩૮

## કાલિંદીતીરે

**: ધોળ :**

આજ ગઈ'તી કાલિંદીને તીર રે ભરવાને પાણી રે!
તીરે ઊભા શ્રીહલધરવીર રે સારંગપાણિ રે!
શોભે ફૂલડાંનો તોરો શીષ રે, કસુંબલ ફેંટો રે!
ઊભો ડોલરિયો દિલદાર રે, રંગીલો ઓઢયો રેંટો રે!
કર્યાં તિલક કેસરનાં ભાલ રે, ફૂલડાંની માળા રે!
વ્હાલો ચાલે છે હંસગતિચાલ રે, લાગે રૂપાળા રે!
શોભે સર્વે ગોવાળિયાની સાથ રે ઊભો અલબેલો રે!
જેણે જોયો દયાનો નાથ રે—રસરૂપ રેલો રે!

*

૩૯

## મારા જન્મસંગાથી

**: ધોળ :**

મારા જન્મસંગાથી જદુરાય રે! ગિરિવરધારી રે!
તારી મૂર્તિ વસી છે ઊરમાંય રે, ન મેલું ઘડી ન્યારી રે!
તમ સંગે રંગીલા લાલ રે! બાંધી છે વેલી રે!
હવે હેતે ઝાલ્યો છે મારો હાથ રે—મા દેશો મેલી રે!
મારા પ્રીતમ! જીવનપ્રાણ રે! જીવું છું જોઈને રે!
તમ સંગે કરી છે ઓળખાણ રે લોકલાજ ખોઈને રે!
રસિયાજી! મારે ઘેર રાત રે આવીને રહેજો રે!
દયાપ્રીતમના દિલડાની વાત રે એકાંતે આવી કહેજો રે!

*

## ૪૦
## આગ્રહ
### : પદ : રાગ : કાફી :

હાવાં નહીં મૂકું રે! મોહનજી! માનો ખરી!
ક્યાંથી મળો છોગ્યા રે! ઓ અલબેલાજી! ફરી?
ઘણે દહાડે મારે હાથે ચડ્યા, મનગમતું સુખ લેશ,
ખટપટ મૂકી દો, ખુશ થઈને ગમશે ત્યારે જાવા દેશ,
જો જોર કરી જાશો રે હું તત્ક્ષણ જઈશ મરી! હાવાં.
જે કહું તે જગજીવન છો, મારે નથી અન્યનું કામ,
પ્રેમપયોધિ પાતળિયા! મારા વ્રેહદુઃખના વિશ્રામ!
ઝાઝું કહેવું શાને રે? જાજો તનતાપ હરી! હાવાં.
તનમન મારું તમશું બાંધ્યું પ્રભુ! હાવાં શું કહું વિશેખ?
મારા ભાયેગમાં છો તમે ભૂધર!—એ લખ્યા વિધાતાએ લેખ,
ડરું ન દુરિજનથી રે! લજ્જા મેં તો મૂકી પરી! હાવાં.
આતુર જનની આશ પૂરવી—ચતુરનું લક્ષણ એહ,
દાસદયાના પ્રભુ! હું છું તમારી, મેં તો તમને સોંપી દેહ,
પૂરો કોડ મનના રે અમ પર મહેર કરી! હાવાં.



## ૪૧
## મનવા! શ્રીહરિશરણે રહેજે!
### : પદ : રાગ : ખમાજ :

હો મનવા! શ્રીહરિશરણે રહેજે!
અવર ઉપાય નથી કંઈ બીજો, 'કૃષ્ણ કૃષ્ણ' મુખ કહેજે! હો મનવા!
અકળ અવિદ્યાની જાળમાં રે પડિયા પંડિત, શૂર,
જ્ઞાની, વેરાગી, જોગી, જતિ રે ચાવી કર્યા ચકચૂર! હો મનવા!
સ્ત્રી એ જ મોટી મોહિની રે, બીજું સહુ એની હેઠ,
પહોંચેલાને પણ પાડે પલકમાં છેલ્લી સીડી લગી હેઠ! હો મનવા!
જ્ઞાનવૈરાગ્ય ગોઠે નહીં રે, ન ઊપજે હરિશું હિત,
જાય વિવેક, વિકળ રહે રે જ્યારે ચતુરા ચોરે ચિત્ત. હો મનવા!

ઇંદ્રિયચંદ્રપારાશરમુનિ રે એકલશૃંગીમુન્ય,
શિવબ્રહ્માદિક ભૂલિયા રે! એથી મોટો કોણ અન્ય? હો **મનવા**!
મન તો ભ્રષ્ટ બધા વિશ્વનું રે નવ રહેવું સ્ત્રી પાસ,
ધીરાને ચંચળ કરે રે! ઘાલે સત્યાનાશ! હો **મનવા**!
ચતુરાઈ સૌની ચૂલે પડી રે, કોઈનું ન ચાલે જોર,
દયા! જગતમાં તે બચે જેનો કર ગ્રહે નંદકિશોર! હો **મનવા**!

*

## ૪૨

## પ્રગટ મળ્યે સુખ થાય!

: પદ :

પ્રગટ મળ્યે સુખ થાય, શ્રીગિરિધર પ્રગટ મળ્યે સુખ થાય!
અંતર્યામી અખિલમાં છે તેથી કહો, કોનું દુઃખ જાય? **શ્રીગિરિધર.**
તેલવિના સ્ફૂટ તિલ પૂયેથી દીપક કેમ પ્રગટાય?
પ્રગટ પાવકવિના કાષ્ઠને ભેટયે શી પેરે શીત શમાય? **શ્રીગિરિધર.**
પૃથ્વી ચાટયે તૃષા ટળે નહિ, અંતરજળ શ્રુતિ ગાય,
દીવાસળીપાષાણસ્પર્શથી કો કહે જ્વાળા જણાય? **શ્રીગિરિધર.**
સુરભિપેટમાં પય, તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય,
દોહીમથી માખણ તાવ્યે સર્પિભક્ષણ સુખદાય. **શ્રીગિરિધર.**
વ્યાપકથી વાતો નવ થાયે, તેવિના જીવ અકળાય,
રસિયાજનમનરંજન નટવર! દયાપ્રીતમ! વ્રજરાય! **શ્રીગિરિધર.**

*

## ૪૩

## ચિંતા શેને?

: પદ : ગરબી :

સૂણો, સહુ હરિજન! અન્નવસનચિંતા રખે હૃદયે રાખો!
નિશદિન નિશ્ચિન્ત થઈ સેવા શ્રીકૃષ્ણનામ નિત્ય ભાખો.
વિશ્વંભર શ્રીપતિ બિરદ સદા, જગપોષણ જેને જેમ જદાતદા,
તે નિજજન નહિ ભૂલે જ કદા. સૂણો.

વણઉદ્યમ અજગર આહાર મળે, નિત્ય સાકર સક્કરખોર ગળે,
તદપિ મન સંદેહ શેં ન ટળે? સૂણો.
ગિરિશિખર વૃક્ષ જો સદા હર્યાં, હરિવિણ ત્યાં સિંચન કોણે કર્યાં?
સૂકે વાડી, વિટપજન પોષ્યાં ઠર્યાં. સૂણો.
જે સમય ન ઊતરતું અન્ન ગ્રીવા, ત્યારે ઉદય કર્યું સ્તન પય પીવા,
આજ મુગ્ધપણે બેઠો બીવા. સૂણો.
પ્રારબ્ધે આમંત્રણ દીધું, જીવિતલગી નિજનિજનું લીધું,
એમ સમજી ભજન જોઈએ કીધું. સૂણો.
પહેલી ચુગણી રચી, પછી ચંચુ કરી, ધર્યું નામ સત્ય ભવભરણ 'હરિ,'
બળવણ પણ એસે શીદ ધરી? સૂણો.
મુખ મ્હેરીઅજબગુલ રટણ કરે, પૂંછ પાણી પીએ ને પગે ચારો ચરે,
જુક્તિ કરી હરિ જનદુઃખ હરે. સૂણો.
પીએ સ્વાતિજળ ચાતક વિશ્વાસે, ભગવંત ભરોંસાથી પાસે,
વણપ્રતીતિભર્યું રહે ઉર ત્રાસે. સૂણો.
પડી સુદૃઢ પ્રતીતિ દયાપ્રીતમતણી, જાણે સર્વ સાધન આવ્યાં તેથી બણી
તેને જાણે સંત સહુ મુકુટમણિ. સૂણો.



૪૪

## જેને સહાય શ્રીકૃષ્ણની

### :પદ: રાગ: રામગ્રી:

જેને સહાય શ્રીકૃષ્ણની તે તો સુખમાં મહાલે,
વૈર પડે બધા વિશ્વશું, કોઈનું કાંઈ ન ચાલે. જેને.
દોષના ગુણ માને હરિ જેને કીધો પોતાનો,
વ્હાલથી વાંક વસે નહીં—એ સ્વભાવ જ માનો. જેને.
અવળાનું તે સહુ સવળું ઠરે માધવની મહેરે,
ભક્ત ગણે લક્ષણવિના પાંડવની પેરે. જેને.
કૃષ્ણકૃપા થઈ તે થઈ, ફરી જાયે ના ફીટી,
ભાતી પટોળે રંગચોળની, જ્યમ કરતલ લીટી. જેને.

નિજજન મતિ હરિહાથમાં, ગમતું હોય તે કરાવે,
જંત્રની જુગતિ જંત્રીની જ રે, દોષ શી પેરે લાવે? જેને.

સૌ વાતે સમરથ શ્રીહરિ—વાણી વેદે અલાપી,
તદપિ અહિત નિજભક્તનું હરિથી થાય ન કદાપિ. જેને.

સત્ય સંકલ્પી રે શ્રીપતિ, સદા સત્ય છે વાણી,
તદપિ અગાધ ગતિ અકળ છે, કોથી જાયે ન જાણી. જેને.

કૃષ્ણકૃપા ઘણી દેખીને જનને છાકી ન જાવું,
દયા! દીનતા મૂકતાં પડે ગોથું રે ખાવું. જેને.

★

૪૫

## મુજ હૃદયા વસો!

### :પદ: રાગ: પ્રભાત:

શ્રીકૃષ્ણ! રાધારમણ! પૂર્ણપુરુષોત્તમ! ગોકુળાધીશ! મુજ હૃદયા વાસો!
શ્રીનંદનંદન નરાકૃતિધરણ નાથજી! તમતણી ભક્તિ મુને અચળ ભાસો! શ્રીકૃષ્ણ!

શ્રીગુરુ! શ્રીવલ્લભનાથ! શ્રીવિઠ્ઠલ! પ્રભુ! કરી કૃપા મુને શરણ રાખો,
કોટિ કંદર્પલાવણ્ય નટવરવપુ! મદનમોહન! નિત્ય વદન દાખો. શ્રીકૃષ્ણ!

ગોપીપતિ! બંસીધર! ત્રિભંગલલિતાકૃતિ! તમશું મુજ મન સદા રાખો ચાહું,
યમુનાવર! શ્રીસુંદરસ્યામ! સર્વે શ્રવણ રુચો, રખે અન્ય મુને, દષ્ટે જાઉં. શ્રીકૃષ્ણ!

વ્યાપી વૈકુંઠદાયક શ્રીલીલાપતિ! અખંડ લીલાનું મુને સુખ આપો,
કેશવ! કરુણાનિધિ! દામોદર! દીનપતિ! સદા સ્વભૃત્ય કરી મુજને થાપો. શ્રીકૃ.

શરણાગતવત્સલપુષ્ટિ! રમાપતિ! તમ ચરણશું પ્રેમ અચળ જગાવો,
હે પરમાનંદ! પરબ્રહ્મ! મુને તમ વિષે, આપો અનન્યતા, રખે ડગાવો. શ્રીકૃષ્ણ!

—એટલી વસ્તુ મુને શીઘ્ર આપો પ્રભુ! તમે કરો મારું જેમ શ્રેય થાય,
શ્રીમુખે કહો મુને, 'તું છે મારો દયા!' હે સ્વામી! ત્યારે મારા તાપ જાય.
શ્રીકૃષ્ણ!

★

## ૪૬

# તાદૃશી જન તેને જાણીએ રે !

**: પદ :**

તાદૃશી જન તેને જાણીએ રે જેમાં એવા ગુણ હોય રે—
—નિંદાસ્તુતિ ના કરે કોઈની, સઘળે સમદૃષ્ટિ જોય રે. તાદૃશી.
દર્શન કરતાંમાત્રમાં રે ભૂલાવે પ્રપંચનું ભાન રે,
સ્મરણ કરાવે **શ્રી**કૃષ્ણનું, નસાડે અઘઅજ્ઞાન રે. તાદૃશી.
સકળ ચરાચરને વિષે રે વસ્યા દેખે **ભ**ગવાન રે,
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહીં અભિમાન રે. તાદૃશી.
ગુણ ગાતાં ગોવિંદના રે પુલકિત તનુ થાય રે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રુંધાય રે. તાદૃશી.
પરદુઃખે દાઝે ઘણું રે, કરે કોઈનો ના દ્રોહ રે,
ઇંદ્રિયજિત સાચા સદા, ના પામે માયામાં મોહ રે. તાદૃશી.
અકળ લીલા **ન**ંદલાલની રે, તેમાં લગ્ન જેનું મન રે,
પ્રીત બહુ પરઉપકારમાં, સદા પ્રસન્નવદન રે. તાદૃશી.
**નટવર** ઝળકે નેત્રમાં રે, કાન્તિ કરુણા મધ્યે હોય રે,
શાંત સ્વભાવ, સંતોષ બહુ, દોષ કોઈના ન જોય રે. તાદૃશી.
વ્હાલા લાગે સ્હેજે સર્વને રે, અતિઉદાર જેનું ચિત્ત રે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વ્હાલું નહિ વિત્ત રે. તાદૃશી.
હરિગુરુવૈષ્ણવને વિષે રે જેને સદા અતિવ્હાલ રે,
દૃઢ વિશ્વાસ, અતિદીનતા, બોલે વચન રસાલ રે. તાદૃશી.
સેવાસ્મરણસતસંગમાં રે જેની આસક્તિ અતિ રે,
કપટનો લેશ નહિ હૃદે, હરિચરણે સદા મતિ રે. તાદૃશી.
વ્યસનાવસ્થા **વિઠ્ઠલેશશું** રે, સદા મુખે કૃષ્ણનામ રે,
તે **ભ**ગવદીતણા દાસનો સદા દાસ દયારામ રે. તાદૃશી.

★

## ૪૭
# વૈષ્ણવ નથી થયો તું રે !

**: પદ :**

વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘૂમે ? વૈષ્ણવ.
હરિજનને જોઈ હૈડું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં,
કામદામચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતાં. વૈષ્ણવ.
તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે ત્યાં લગી તું કાચો. વૈષ્ણવ.
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો,
વ્હાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન 'હું, હું' કરતો. વૈષ્ણવ.
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટયો છે નહીં,
કહેણી તેવી રહેણી ન મળે, 'ક્યહાં લખ્યું ?' એમ કહેની. વૈષ્ણવ.
ભજનારૂઢ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જગતતણી આશા છે જ્યાંલગી જગત ગુરુ, તું દાસ. વૈષ્ણવ.
મનતણો ગુરુ મન કરેશ તો સાચી વસ્તુ જડશે,
દયા ! દુઃખ કે સુખ માન, પણ સાચું કહેવું પડશે. વૈષ્ણવ.



## ૪૮
# અનન્ય ભક્ત

**: પદ :**

હરિને ભજે, વળી અન્ય આરાધે, તે અનન્ય ભક્ત ન કહાવે રે,
અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ આગળથી અથડાવે રે.
ભજતાં ગોવિંદ કોઈ નવ રહે બાકી રે, મૂળનું પાણી સઘળે પહોંચે રે,
શાખા છાંટયે તરુ તૃપ્તિ ના પામે રે, શ્રમ પહોંચ્યે સમઝે ત્યારે શોચે રે.
ઘેર ગોવિંદ, નંદે અંબા આરાધ્યાં રે, અજગરે ગળીઆ, પીડા પામ્યા રે,
પરિણામે છૂટયા જ્યારે પ્રભુએ છોડાવ્યા, દેવીથી દુઃખ નવ વામ્યા રે.
અભયાનો આશ્રય કીધો અંબરીષભક્ત રે, દુર્વાસાદ્વારા દુઃખ દીઠું રે,
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર્યું, પણ ક્ષુધાકષ્ટ વર્ષ એક વેઠયું રે.

પાંડવના ઘરમાં પ્રગટ પ્રભુ વસ્યા, પણ શિવાદિકને સેવ્યાની શ્રદ્ધા મનમાં રે,
કુંતાસંબંધે કેશવ કષ્ટે ધાયા, વિવિધની પીડા પામ્યા વનમાં રે.
—એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સમજો રે, અન્યાશ્રય કીધે એવું થાય રે,
બહુ ઘરનો પરોણો જેમ ભૂખે મરે પણ ઓળંભો કોઈને ન દેવાય રે.
એક આસક્તિવિના ચિત્ત ના ચોરાય રે, સંશય ત્યાંલગી સિદ્ધિ શાની રે?
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે, એના બાળકને આશા એની રે!

★

## ૪૯

## કૃતકૃત્યતા

**: પદ : ગરબી :**

જેના હૃદયમાં અખંડ રસિકરૂપ તેને કાંઈ નથી કરવું રે!
પૂર્ણલીલા સહરાધા વ્રજભૂપ તેને બાકી નથી તરવું રે!
જેને દૃઢ આશ્રય શ્રીવલ્લભદેવ તેને કાંઈ નથી કરવું રે!
વ્યસન કૃષ્ણ મુખ્ય, માનસી સેવ તેને બાકી નથી તરવું રે!
લૌકિકવૈદિક ત્યજી શુદ્ધ શ્રીજીશરણ તેને કાંઈ નથી કરવું રે!
દીનભાવ વિરહતાપ ગિરિધરણ તેને બાકી નથી કરવું રે!
ભજન સર્વાત્મા હરિગુરુસંત તેને કાંઈ નથી કરવું રે!
દૃઢ પ્રતીતિ ગુણગાન ગોપીકાંત તેને બાકી નથી તરવું રે!
સદા સુમતિ, શ્રીકૃષ્ણનામજાપ તેને કાંઈ નથી કરવું રે!
ભક્તદાસ, દયા જગત, અલગ પાપ તેને બાકી નથી તરવું રે!
પ્રપંચ વિસ્મૃતિ, મતિ કૃષ્ણાસક્ત તેને કાંઈ નથી કરવું રે!
ત્યાગ, તોષ, સંગરંગ કૃષ્ણભક્ત તેને બાકી નથી તરવું રે!
સહજે આત્મસાત કર્યો કૃપાનાથ તેને કાંઈ નથી કરવું રે!
ગુરુ ભગવદીયે ઝાલ્યો હસી હાથ તેને બાકી નથી તરવું રે!
આસક્ત સહજે કૃષ્ણકૃપાવડે થાય તેને કાંઈ નથી કરવું રે!
એનો જીવ પાસે ના મળે ઉપાય તેને બાકી નથી તરવું રે!
સ્હેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુસંગ તેને કાંઈ નથી કરવું રે!
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ તેને બાકી નથી તરવું રે!

★

૫૦

# શું કહિયે શ્રીજી?

: પદ :

શું કહિયે શ્રીજી? શરણપડયાને સંતાપો—
—એ મોટું કૌતક! દુષ્ટવિમુખને સુખ આપો! શું.
વ્રજનો પરિકર અતિવલ્લભ તેને વ્રેહમાં બાળ્યો,
વૈષ્ણવવેરી અતિવિષયી વાસવ તેહને પાળ્યો! શું.
વણવાંકે પ્રહ્લાદને પીડયો, જક્ત તે જાણે,
અસુર પાપી કોઈ ના પીડો તે પ્રમાણે! શું.
પોતાના કીધા પાંડવ—સાધુને સંતાપ્યા,
અતિખળ દુરિજન કૌરવને સઘળા વૈભવ આપ્યા. શું.
હરિશ્ચંદ્રને વિશ્વામિત્રે મહાદુઃખિયો કીધો—
તે કૌશિકને દંડ તમે કશો ના દીધો! શું.
માધવ! તુલસીદાસદુઃખ વ્યાધિનું ના ખોયું,
પાપપૂતળું પારધી પામ્યો સ્વર્ગ, કશું ના જોયું! શું.
દરશનનો લોભી અંગદ તેને દૂર કાઢયો!
નિંદક શત્રુ શિશુપાળને વૈકુંઠ પમાડયો! શું.
દોષકોશ કળીમાં તેને રાજ્યાસન દેવું ભાવ્યું!
ધર્મધામ પરીક્ષિત, તેને રાજ્ય મુકાવ્યું! શું.
અજામેલગુણિકા વસ્યાં બે વૈકુંઠે ગમે છે!
વ્હાલો વૈષ્ણવ હનુમાન તે ભૂતળમાં ભમે છે! શું.
નિજ દુઃખદાયક અઘાસુર, તેનું તેજ પીધું,
પિતા પોતાના દશરથ તેને ના નિજપદ દીધું! શું.
પાપપૂતળી પુતના ઉપર દયાભાવ લાવ્યા!
શુકમુનિસરિખા સાધુ વૈકુંઠે ના વસાવ્યા! શું.
સહિતજંતુ શ્વાન મુએલો મહાપદ લીધો,
નિજસમ ઉદ્ધવ તેને ભૂતળમાં મૂકી દીધો! શું.
સંત પીડયાની ટેવ તમને પડી છે!
કોણ જાણે રૂડી વસ્તુ તેમાં શી જડી છે? શું.

તમને ઠપકો દેતાં કાળજડું મારું ધ્રૂજે !
દયો કહે, " મુને બહુ દુઃખમાં હરિ ભજવા નવ સૂઝે !" શું.



૫૧

## કૃપાસિંધુ કહાવો રે !

### : પદ: રાગ: કાફી :

કૃપાસિંધુ કહાવો રે, કૃપા મુને કયમ ના કરો ?
આવડી શી અડબી રે રંક પર રાજ ! ધરો ? કૃપાસિંધુ.
અનેક ભક્તના પૂર્યા મનોરથ મનઇચ્છિયા તત્કાળ,
એક મુને ટાળ્યો તેમાંથી ! તે ના ઘટે ગોપાળ !
બિરદને છે બટ્ટો રે દાસને કરતાં પરો ! કૃપાસિંધુ.
દોષ દયાનિધિ! ક્યાંલગી જોશો મારા ? ગણતાં નહિ આવે અંત,
છો સુકુમાર, શ્રમિત થશો ? માટે ભૂલી જાઓ ભગવંત !
બંનેને ગુણ થાશે રે, એ જ છે ઉપાય ખરો. કૃપાસિંધુ.
મારી રે આશા પૂરણ કરતાં નાણું નહિ બેસે નાથ !
છો ઉદાર અતિ અંતરજામી ! હું છું દીન અનાથ,
સમુદ્ર નહીં ખૂટે રે બિંદુ એક કરતાં વરો. કૃપાસિંધુ.
પ્રમાણ મૂકી બળ પ્રેમનું ધારો ત્યારે સીધે મારાં કાજ,
હું કહું છું તેની કહેણ વિચારો, તમો મન સમજો મહારાજ !
દયાનાં દુઃખ કાપો રે ! રંગીલા ! હૃદયામાં ઠરો ! કૃપાસિંધુ.



૫૨

## મુને અંગઅંગ લાગી છે લાહ્ય !

### :પદ:

મુને અંગઅંગ લાગી લાહ્ય ! કાળજ કોઈ કાપે રે !
મારું વ્રેહદુઃખ સહ્યું નવ જાય ! કાળજ કોઈ કાપે રે !
મુને રોમરોમ વિંછી વળગિયા ! લાગી નખશિખ તાલાવેલ !
પ્રાણનાથજી પ્રભાતે પધારશે, મારા હૃદયમાં મારી સીલ ! કાળજ.

પિયુજી! પહેલાં તું તો કયમ નથી જાતો રે હે મારા પાપી પ્રાણ?
મોહનવર તો મધુપુરી વસશે, પછી તારે જીવન કોણ? કાળજ.
અરે દૈવ! મને શીદ સરજી? શીદ આપ્યો આ અબળાનો દેહ?
શેં ન કરી મુને મૂરખ? થાત નહીં નંદકુંવરજીશું નેહ. કાળજ.
કયાં જઈએ સખી! કોને કહિયે? ને કરિયે કવણ ઉપાય?
પાયે પડું કોઈ એવું કરો રે—વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજ.
અરે વૃદ્ધ ગોપ કોઈ કેમ નથી વારતા? મૂઢ સરવકો અજાણ!
અરે વિધાતા! તું વિધન પાડ એવું જે પિયુજી ના કરે રે પ્રયાણ. કાળજ.
ચાલો, સખી! મરજાદા રે મૂકી એ રોકીએ રસિયો રાય,
તેથી ન માને તો પડો ચક્ર વચ્ચે, એ મારીને જાય તો જાય! કાળજ.
પ્રેમે પીડાતી ને મનઅભિલાખી વ્રજલલના વ્રજભૂપ—
—પરિરંભણ કરતાં સહુ પ્યારીને હૃદે રોપ્યું નિજરૂપ. કાળજ.
હરિરથધ્વજરજ પણ રહી ઊડતી! ધરણી ઢળી સ્ત્રીજન!
દયાપ્રીતમ શ્રીગોવરધનધર! દીધું સકળ હૃદે દર્શન. કાળજ.



## ૫૩

## તારો અમુલખ અવસર જાય રે!

**: પદ :**

તારો અમુલખ અવસર જાય રે! ગોવિંદ ગા રે!
ગોવિંદ ગા, ગોપાળ ગા, ગોપીજનવલ્લભ ગા રે!
જોને ક્ષણેક્ષણે હાનિ થાય, ગિરિવરધારી ગા રે!
મૂરખ! તું સમજે નહીં—આયુષ ઓછું થાય,
જયમ સરોવરની માછલી સમજે નહીં—સલિલ સૂકાય રે. ગોવિંદ ગા રે!
તે ને તે ભાસે તુંને ભારબપોર શરીર,
વહી જાતું જાણે નહીં જયમ નદીઓકેરું નીર રે. ગોવિંદ ગા રે!
અમુલખ લટકું લાભનું ચેત્યા તે પામ્યા પાર,
ચાર દિવસની ચાંદની જાતાં નહિ લાગે વાર રે. ગોવિંદ ગા રે!
માયાની મધલાળથી કોણ ધરાયું? તું ધરાશ?
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશ રે. ગોવિંદ ગા રે!

ઠાલાં થોથાં કૂટતાં ખૂટયું દીપકતેલ,
મનના મનોરથ રહી જશે, ઓચિંતો તૂટી જાશે ખેલ રે. ગોવિંદ ગા રે!
માયા મેવો મીઠડો જ્યમ જ્વરમાંહે ઘી જ,
હરિરસાયન ગુણ ઘણો, ઔષધ જાણીને પી જ રે. ગોવિંદ ગા રે!
વૈભવ તુજને મૂકશે ? કે તું મૂકી જાશે ?
એ જૂઠાંકેરા સંગથી તું સાચાં ગોથાં ખાશ રે. ગોવિંદ ગા રે!
પ્રભુ પાખે હે પ્રાણિયા ! કયહું મા પ્રીત કરીશ,
તારું ઢાંકયું અંતર ધીખશે, ટટળીને તલખી:મરીશ રે. ગોવિંદ ગા રે!
અંતે આવી પળ નહિ મળે જો કરે કોટિ ઉપાય,
વિચાર, વિઠ્ઠલ વણભજ્યે વૃથા વચ્યું સહુ જાય રે. ગોવિંદ ગા રે!
તને લક્ષ વાતની એક કહું સમ ખાઈ માબાપ !—
—દયા ! નામ શ્રીકૃષ્ણથકી શમશે સહુ પરિતાપ રે. ગોવિંદ ગા રે!

★

૫૪

## દામોદર ! દુઃખડાં કાપો રે !

: ૫૬ :

દામોદર ! દુઃખડાં કાપો રે ! પાવલે લાગું ! નંદલાલ ! નિજાનંદ આપો રે !
—એ વર માગું !
વ્હાલાજી ! હું છું પળપળનો અપરાધી, ભરેલો આધિવ્યાધિ રે,
પાવલે લાગું ! દામોદર !
વ્હાલાજી ! હું તો તમારા બળથી ઘણો ગાજું, જાણો છો, કહું શું ઝાઝું રે ?
પાવલે લાગું ! દામોદર !
વ્હાલાજી ! હું જેવોતેવો તો યે છું તમારો, આધાર અવર નહિ મારો રે !
પાવલે લાગું ! દામોદર !
વ્હાલાજી ! મારું જોર નથી જો તરછોડો, શું રુઠી કરો મંકોડો રે ?
પાવલે લાગું ! દામોદર !
વ્હાલાજી ! શ્રીમુખ પોતાનો કહો છો માટે લાડું, બીજું બળ કયાંથી કાઢું રે ?
પાવલે લાગું ! દામોદર !

વ્હાલાજી! જનનું માન જગતમાં વધારો, ગમે તો ઘરમાં મારો રે! પાવલે લાગું! દામોદર!
નૃપનાં ગજઘોડાં મસ્તીખોરાં ને માન મોટું, માયેં ના માને ખોટું રે! પાવલે લાગું! દામોદર!
દયાના પ્રીતમ! પાણિ ગ્રહ્યો છે તો નિભાવો મારો દાસપણાનો દાવો રે! પાવલે લાગું! દામોદર!



૫૫

## અધરો દિવસ એક આવશે!

: પદ :

અધરો દિવસ એક આવશે! અલબેલા શ્રીજી!
ત્યાં શુધ લેજો મારી અલબેલા શ્રીજી!
તે વેળા સગાંવ્હાલાં સહુ રહેશે અળગાં!
જ્યારે જમના કિંકર ઝપટાવશે, અલબેલા શ્રીજી! ત્યાં.
અવસરે આવી કર સહાશો નહીં કૃષ્ણજી! તો
દુશ્મનનો દાવો ફાવશે અલબેલા શ્રીજી! ત્યાં.
દોષ દેખી જો દીનાનાથ! ઓસરશો
તે સમે કોણ છોડાવશે અલબેલા શ્રીજી? ત્યાં.
કુપુત્રકેરા અવગુણ ઢાંકયે શોભા પિતાની,
પ્રકાશ્યે પોતાને લજાવશે અલબેલા શ્રીજી! ત્યાં
જેવોતેવો પણ હયો કહાવ્યો તમારો પ્રભુ!
તમવિના કોણ નિભાવશે અલબેલા શ્રીજી? ત્યાં.



૫૬

## એક વિનતી

: પદ : રાગ : સારંગ :

મારે અંતસમય અલબેલા! મુજને મૂકશો મા!
મારા મદનમોહનજી! છેલા! અવસર ચૂકશો મા! મારે.

હરિ! હું જેવોતેવો તમારો! મુજને મૂકશો મા!
શ્રીગુરુસોંપ્યો સંબંધ વિચારો, અવસર ચૂકશો મા! મારે.
મારા દોષકોશ સંભારી મુજને મૂકશો મા!
શરણાગતવત્સલ ગિરિધારી! અવસર ચૂકશો મા! મારે.
હરિ! મારે ધર્મ નથી કોઈ સાધન, મુજને મૂકશો મા!
નથી સત્સંગ, સ્મરણ, આરાધન, અવસર ચૂકશો મા! મારે.
શ્રીપતિ! સર્વાત્મા! સર્વોત્તમ! મુજને મૂકશો મા!
મારા પ્રાણજીવન! પુરુષોત્તમ! અવસર ચૂકશો મા! મારે.
સમર્થ કરુણાસિંધુ શ્રીજી! દયાને મૂકશો મા!
મારે ઓથ નથી કોઈ બીજી! અવસર ચૂકશો મા! મારે.



૫૭

## મનજીમુસાફરને

### :પદ: રાગ: કાફી:

મનજી! મુસાફર રે! ચાલો નિજ દેશ ભણી!
મૂલક ઘણા જોયા રે! મુસાફરી થઈ છે ઘણી!
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઈ!
ફરીને મારગ મળવો છે નહીં, એવી તો છે અવળાઈ,
સમઝીને ચાલો સૂધા રે! ના જાશો ડાબા કે જમણી. મનજી!
વચ્ચે ફાંસીઆ વાટ મારવાને બેઠા છે બેચાર,
માટે, વળાવા રાખો બેત્રણેક ત્યારે તેનો નહીં ભાર,
મળ્યો છે એક ભેદુ રે! બતાવી ગતિ સહુ તેતણી. મનજી!
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ના કયહું અટકાવ,
આપણો કરતાં જોખમ આવે ને ફાવે દાણીનો દાવ,
એટલા સારુ રે! ના થાવું વહોરતના ધણી. મનજી!
જોજો, જગતથકી જાવું છે, કરજો સંભાળીને કામ,
દાસદયાને એમ ગમે છે—હાવાં જઈએ પોતાને ધામ,
સૂઝે છે હાવાં એવું રે! અવધ થઈ છે આપણી! મનજી!



## ૫૮
# મારો માયા ન મૂકે કેડો !
: પદ :

હરિ ! હું શું કરું રે ? મારો માયા ન મૂકે કેડો !
કોટિ કલ્પ લગી એણે ભમાવ્યો, ભમું હજુ, નહિ છેડો,
મુજથી ન છૂટે, ન આપ છોડાવો, મારો કિયે કાળ નિવેડો ? હરિ !
સેવાસમરણ કયમ કરું ? મારો ક્ષણ એ ન છાંડે હેડો,
શું ગજુ મારું જે હું જિતી અવિદ્યા કરું ચરણકમળમાં નેડો ? હરિ !
આપવિના એના સૌ ચેલા, તે કોને કહું ? 'દુઃખ ફેડો.'
દાસી તમારી જાય પ્રેરો ત્યાં, પાછી ફરે જ્યારે તેડો. હરિ !
કરગરી કહું છું કૃષ્ણકૃપાનિધિ ! ચરણ પડયો ન ખસેડો,
માયાકાળઅગ્નિથી બળે હૃયો, કૃષ્ણ ! કૃપાજળ રેડો ! હરિ !

★

## ૫૯
# જેવોતેવો દાસ
: પદ :

હરિ ! જેવોતેવો હું દાસ તમારો ! કરુણાસિંધુ ! ગ્રહો કર મારો !
સાંકડાના સાથી, શામળિયા ! છો બગડયાના બેલી,
શરણ પડયો ખળ અમિત કુકર્મી, તદપિ ન મૂકો ઠેલી. હરિ !
નિજજન જૂઠાની જાતી લજ્જા રાખો છો શ્રીરણછોડ !
શૂન્ય ભાગ્યને સફળ કરો છો પૂર્યે બિરદ, બળ, કોડ. હરિ !
અવળાનું સવળું કરો સુંદરવર ! જ્યારે જન જાય હારી,
અયોગ્ય યોગ્ય, પતિત કરો પાવન, પ્રભુ ! દુઃખદુષ્કૃતહારી ! હરિ !
વિનતીવિના રક્ષક નિજજનના દોષતણા ગુણ માનો,
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટાનાનો. હરિ !
વિકળ પરાધીન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો,
આર્તબંધુ, સહિષ્ણુ અભયકર ! અવગુણ ઊર નવ આણો. હરિ !
સર્વેશ્વર, સર્વાત્મા, સ્વતંત્ર, દયાપ્રીતમગિરિધારી !
શરણાગતવત્સલ શ્રીજી ! વ્હાલા ! મારે મોટી છે ઓથ તમારી. હરિ !

★

૬૦

## સાચું સગપણ

**: પદ: રાગ: કાફી :**

સાચું તે સગપણ રે સમજ મન! **શ્યામ**તણું!
બાકી સૌ જૂઠું રે, કશું નથી કામતણું!
માત, તાત, સુત, ભ્રાત ને ભગિની, સગાં, સહોદર સોઈ,
કુળકુટુંબસખાગોત્ર ને જ્ઞાતિ એમાં તારું તે છે નહીં કોઈ,
સગું એ તો સરવે રે કામ ને દામતણું. સાચું.
જનનીજનક એમ કર્યાં કેટલાં તેં? જેટલી ધરી દેહ,
લ્હેણાદેણીનો સંબંધ છૂટયો ત્યારે **મૂકી** ગયાં સૌ તેહ,
કોઈએ ના બતાવ્યું રે ઠેકાણું વિશરામતણું. સાચું.
જોની, આ હરિવણ હેત ધરીને કોણ આપે મનુષઅવતાર?
પશુપક્ષી ફેડીને આપ્યો તને ભજનતણો અધિકાર,
ભજે તેને આપે રે પદ નિજધામતણું. સાચું.
અણુ આસક્તિ કયહું મા રાખીશ, માયા મનથી છોડ,
નિશ્ચિન્ત થઈ સૌ શોક તજીને પ્રીત **પ્રભુજી**શું જોડ,
દયા! દિનરજની રે રટણ કર **રામ**તણું! સાચું.

★

૬૧

## શામળિયા વ્હાલા!

**: પદ :**

**શ્રી**વલ્લભ! **શ્રી**વિઠ્ઠલ! **શ્રીજી સ્વામી! શામળિયા!** વ્હાલા!
સઘળું સમજો છો અંતરજામી **નં**દલાલા રે! **શ્રી**વલ્લભ!
ભય તો લાગે છે મુજને ભારી **શામળિયા!** વ્હાલા!
અંતકાળે શી વલે થાશે મારી **નં**દલાલા રે? **શ્રી**વલ્લભ!
સેવાસમરણ ભાવે ના કીધું **શામળિયા!** વ્હાલા!
રંક સાધુને દુઃખ દીધું **નં**દલાલા રે! **શ્રી**વલ્લભ!
હીણો સાધને, સૌ ધરમે **શામળિયા!** વ્હાલા!
પરિપૂરણ છું કુકરમે **નં**દલાલા રે! **શ્રી**વલ્લભ!

જગત જાણે છે સંત સાચો **શામળિયા**! **વ્હાલા.**
પણ પાખંડી પૂરો, તમથી કાચો **નંદલાલા** રે! **શ્રીવલ્લભ!**
શ્રીગુરુ સોંપ્યો તે વિચારી **શામળિયા**! **વ્હાલા!**
તે સમે લેજો શુદ્ધ મારી **નંદલાલા** રે! **શ્રીવલ્લભ!**
બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો, **શામળિયા**! **વ્હાલા!**
પીડા ના પામું એવું કરજો **નંદલાલા** રે! **શ્રીવલ્લભ!**
મારાં મન, મુખ, લોચનમાં આવી રહેજો **શામળિયા**! **વ્હાલા!**
દોષ ન જોશો, દર્શન દેજો **નંદલાલા** રે! **શ્રીવલ્લભ!**
શ્રીમુખ બોલ્યા તે સાચું કરજો **શામળિયા**! **વ્હાલા!**
તે સમે દુઃખ દયાનાં હરજો **નંદલાલા** રે! **શ્રીવલ્લભ!**



## ૬૨

## સાક્ષાત્કારવિના

### : પદ : રાગ : કેદાર :

**નંદનંદન** પ્રગટ **સ્વામી** સમઝયાવિના બ્રહ્મ નિજ માન્યે સુખ શું? વિચારો.
નિરખી નિજરૂપ જેમ હરખે કામિની તેને સુખ કેવું હોય? મનમાં ધારો.
સજળ ઘન સમઝયે આનંદ શો સૃષ્ટિને? અન્ન નિપજે નહિ વિના વૃષ્ટિ,
એમ **અંતર્યામી** ઓળખ્યે શું સર્યું? પ્રકટ અનુભવવિના સુખ શું દૃષ્ટિ?
નાગ સ્ફૂટ નિંદીએ, રાફડો પૂજીએ, પ્રસન્ન થઈ ફલ, કહો, કોણ આપે?
રાયરુઠી રાણી જગમાંહ્ય પૂજાય પણ કાંતવણ કામદુઃખ કોણ કાપે?
ઘૃતવિના માખણે મોદક ચોળાય નહીં, પૂરવા દીપ નવ કામ લાગે,
પુત્ર પ્રકટયા વિના વંશવૃદ્ધિ કયહાં? ઉદરગર્ભે ન વંધ્યત્વ ભાગે.
ધ્યાન ભોજન કર્યે ભૂખ ભાગે નહીં, કાષ્ઠ ચાંપ્યે તુર્ત ન લાહ્ય લાગે.
**સૂર્ય**વ્રતવાળાં દિન દેખી જમતાં નથી, **અભ્રેંદુ** ચકોરચિત્ત સુખ ન જાગે.
ગોલારાણા નામ ભાટનું રાયજી, નાપિક પારેખ, ધંતુર કનક કહાવે,
આકડો **સૂર્ય**, જેમ બકરાને અજ કહે, **બ્રહ્મ**પણું જીવ તેવું શોભાવે.
**બ્રહ્મ**થી ઊપજ્યો પણ **બ્રહ્મ** થાયે ન જીવ, મુક્તાફલજલ કદાપિ ન થાય,
વસ્ત્ર પાછું કપાસ ન કોટિ પ્રયત્ને, ઊલટી વહી નદી મૂળમાં ન જાય.

સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા, વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા,
ઉદ્ધવશુકદેવશિવ ભજનાનંદ ભોગિયા, બ્રહ્માનંદ ત્યાગ્યો ઊતરેલો ગ્રીવા.
અસુરને મુક્તિ તેમ જ્ઞાન વિરાગીમુનિ આપી લેતા નથી સેવક સાચા,
સ્વરૂપાનંદ સુખ મોક્ષમાં ના મળે, કહે દયો માગે બુદ્ધિના જે કાચા.

★

૬૩

## દિલકપટીને

**: ૫૬ :**

હરિ તુને પ્રસન્ન તે કયમ થાયે ? તારા મનનું કપટ નવ જાયે.
તારા દિલનો છળ નવ જાય, પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય ?
હરિકીર્તન, હરિનામરટણમાં અતિશે આળસ તારે,
ડાચાકૂટલવપરનિંદામાં આખો દિવસ નવ હારે. હરિ.
પ્રભુનું પૂજન કરતીવેળા કાયા તારી કંપે,
ગંજીફોસોકટાં કૂટતાં આઠે પહોર નવ જંપે. હરિ.
પ્રભુનું ચંદન નવ ઘસાય, તુજ શ્રમથી શરીર બગડે,
કૂટી કૂદકે મરીમસાલો ભાવે ભાંગ તું રગડે. હરિ.
એકાદશીઓચ્છવનું જાગરણ અતિઅઘરું તુને લાગે,
ભવાઈ કે ગુણિકાનૃત્ય, નારીસંગ જામિની આખી જાગે. હરિ.
બે પૈસાની ગુરુ સેવા બતાવે ત્યાં ગણગણતું બોલે,
ઘરની સ્ત્રી સ્હેજ માગે ઘરેણું ત્યારે હરખમગન થઈ ડોલે ! હરિ.
ખોટાં મોતી કાચકીડિયાં ભગવતભૂષણ ઘાલે,
સોનુંરૂપુંમણિમુક્તાવિણ સ્ત્રીસુતને ના ચાલે. હરિ.
હરિના ભક્તને લૂખુંસૂકું, વેઠ વળગી હોય જાણે !
સગાંસંબંધી ઘેર પ્રાહુણા આવે ત્યારે મિષ્ટાન્ન પ્રીસે પ્રાણે. હરિ.
જગ દેખે ત્યાં જપને બેસે, બાકી ન્હાય ના ખાવા,
ગળાં કાપે કયહું થાયે ગળગળો, એ વૈષ્ણવતા 'વા'વા ! હરિ.
આ કરવું, આ ના કરવું—એમ સહુને શિક્ષા દે છે,
તેમાંનું તું કાંઈ નથી કરતો, અનુચિત કરમ કરે છે. હરિ.
અંતરનો છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી,
એ તો સાચાના સંગી છે—દાસદયાના સ્વામી. હરિ.

★

## ૬૪
# વિરલ વૈષ્ણવ

**: પદ :**

તે ભગવદીનાં દર્શન દુર્લભ ! જેનું ભાગ્ય હોય તેને તે ભેટે રે !
અવલોકનમાત્રે અઘ નાસે, તાપ ત્રિવિધિના મેટે રે. તે.
પ્રેમભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કેની રે,
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે.
સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું નિશદિન ધ્યાન ન મૂકે રે,
શ્વાસઉચ્છ્વાસે શ્રીકૃષ્ણને સમરે, નિમેશેક નામ ન ચૂકે રે. તે.
ક્ષમાદયાસમદૃષ્ટિ જેમાં સત્ય પ્રથાએ ચાલે રે,
સંતોષી સાત્ત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મહાલે રે. તે.
જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે,
દૃઢ વિશ્વાસ ધરે નિજધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે. તે.
અન્યપ્રસાદી અન્યાશ્રય વર્જે, ઘણું ગુરુવૈષ્ણવ પર હેત રે,
પ્રાણીમાત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહસમેત રે. તે.
ઇંદ્રિયજિત અભિમાનરહિત, શુચિ, મોહમાયાથી રહે અળગા રે,
જ્ઞાની ત્યાગી સુખદુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે. તે.
તે હરિજનના દાસના દાસનો દાસ પ્રભુ ! મને કરજો રે,
દયો ભણે તેના ચરણની રજ મારા શિર પર સદા ઠરજો રે ! તે.

★

## ૬૫
# ન જાને

**: પદ :**

નથી નિશ્ચે કોઈને નાથ ! ક્ષણ પછી શું કરશો ?
અતિઅમિત અતર્ક્ય ગાથ ! શું કરશો ? હરશો ?
જેહ સમય રાજ્યાભિષેક રઘુપતિ તેહ વેળાએ વન રે,
ચંદ્રહાસનો મૃત્યુકાળ તે વેળા રાજ્યાસન. ક્ષણ.

દેવકીવસુદેવનો કંસ રથ હાંકે, સ્નેહભર્યાં ભાવ્યાં રે,
ગઈ વાત પલટાઈ પલકમાં, કારાગૃહ પધરાવ્યાં! ક્ષણ.
જતો હતો ઈંદ્રાણીમહેલે નહુષ સ્કંધ મુનિ ચડિયો રે,
તત્ક્ષણ શાપ થયો બ્રાહ્મણનો, સર્પ થઇ ભૂમિ પડિયો. ક્ષણ.
પરીક્ષિતરાજા જળ માટે સહજે મુનિઆશ્રમ પેઠો રે,
કુમતિ યદૃચ્છા શાપ વિપ્ર, ગૃહ તજી ગંગાતટ બેઠો. ક્ષણ.
સનકાદિક હરિદરશન જાતાં ભવિષ્ય જયવિજય નડિયા રે,
શાંતથી શાપ થયો હરિપાર્ષદ અસુર થઈ ક્ષિતિ પડિયા. ક્ષણ.
જનકભૂપ મુનિવસિષ્ઠ બન્ને જ્ઞાનીશિરોમણિ કહાવે રે,
સહજ વાતમાં શાપ પરસ્પર, હારદ હૃદયે ન આવે. ક્ષણ.
કલેશ અચિંતવ્યો દેવસભામાં દક્ષસદાશિવ સૂણિયો રે,
ભાળજાણવા હરિ! તમે વિભુ એક, બીજો નથી કોઈ બળિયો. ક્ષણ.
અતિદુઃખિયા હોય પળમાં, અતિસુખિયા હોય દુઃખિયા રે,
નિજગતિ અકળ કળ્યામાં ના'વે, ઇચ્છયું કરો પ્રભુ! મુખિયા. ક્ષણ.
દયાપ્રીતમજી! અટપટી લીલા! કશું બને નહીં કહેતાં રે!
રાખો તેમ રહી પાડો તે સહી, ડહાપણ મૌન જ ગ્રહેતાં. ક્ષણ.



૬૬

## એવા મુને વ્હાલા લાગો વ્રજભૂપ!

: પદ :

એવા મુને વ્હાલા લાગો વ્રજભૂપ! જેથી મારું મન થયું છે તદ્રૂપ!
જેવો વ્હાલો લાગે છે મૃગને રાગ, જેવો વ્હાલો મણિધર સોહિયે નિજ નાગ,
જેવો વ્હાલો મધુપને પુષ્પપરાગ—એવા મુને વ્હાલા લાગો વ્રજભૂપ!
જેવું વ્હાલું લાગે છે મીનને નીર, જેવું વ્હાલું લાગે માંજારીને ખીર,
જેવું વ્હાલું લાગે છે બિંબફળ કીર—એવા મુને વ્હાલા લાગો વ્રજભૂપ!
જેવું વ્હાલું ચાતકને સ્વાતિજલબુંદ, જેવો વ્હાલો લાગે ચકોરને ચંદ્ર,
જેવા વ્હાલા ગોપીજનને ગોવિંદ—એવા મુને વ્હાલા લાગો વ્રજભૂપ!
જેવું વ્હાલ જાર પરસ્પર હોય, જેવું વ્હાલું ભોજન ક્ષુધિતને હોય,

જેવું વ્હાલુ મહાતરસ્યાને તોય—એવા વ્હાલા લાગો મુને વ્રજભૂપ !
જેવો વ્હાલો આત્મા પોતાનો જક્ત, જેવા વ્હાલા તમને છે નિજભક્ત,
દયાપ્રીતમ ! દો એવી આસક્ત !—એવા મુને વ્હાલા લાગો વ્રજભૂપ !



૬૭

## ગોપીજનવૃંદ

### : દુવૈયાછંદ :

શ્રી લલિતા ચંદ્રભાગા ચપળા ચંદ્રકલા આનંદા
ચિત્રા ચંપકલતા ચંદ્રિકા ચંદ્રલતા સુખકંદા
ચતુરા ચંદ્રાનના ચિત્રલેખા ચંદ્રાવલી નંદા
વિમલા વ્રજમંગલા વિશાખા વ્રજવિલાસિની વૃંદા
કૃષ્ણા કૃષ્ણાવેષિણી કૃષ્ણાવતી કલકંઠી વામા
કલ્યાણી કાવેરી કલહંસી કુંજરી કમલા શ્યામા
કુરંગાક્ષી કમલાક્ષી કામલતા કંદર્પા રંગા
કેતકી માલતી માધવી મુગ્ધા મંજુકી માનિની ગંગા
મણિકુંડલા માદિની મૃદુવેણી મનઆતુરી હીરા
મધુરેણા મંગલા મેના મન્મથમોદા ધીરા
મનોહરા મલ્લિકા મોહિની મનોહરા છબિધામા
મધુરા મધુઅયની રત્નપ્રભા રત્નરૂપા રામા
રૂપવિલાસિની રતિકળા રતિરૂપા ગુણાભિરામા
રસલીના રસપ્રકાશિકા રસઅયની ગુલાબી નામા
રસતરંગિણી રસાત્મિકા રસભદ્રા હર્ષા શીલા
રસાલિકા સુરસેના સૌરભા શુભા સરોવરી લીલા
સુવાસિની સુંદરી સુચરિતા શુભાનના સતી રૂપા
સુમંદિરા શશિકલા સુનંદા સુગંધરા સુઅનુપા.
સોનજૂઈ ઈશ્વરી ઈંદુલેખા ગુણચૂડાકારિણી
હંસા હરિવદની છબિ સિંધુ વ્રજવિલાસિની હરિણી
પ્રમદા પદ્મા પ્રેમમંજરી પ્રિયા પ્રગલ્ભા પ્રેમા

કિશોરી કનકપ્રભાવતી વનદેવી દુર્વા ક્ષેમા
તનમત્સ્યા તિલકરણી બ્રાહ્મી વિરજા બહુલાશ્વની બાલા
નીલા નાગવેલિકા નાગરી લક્ષણી શિવા રસાલા
ચંચલાક્ષી નૃત્યકલા સુગંધરેષા ચપલા નયની
સુમધ્યમા વલ્લભા પ્રિયતમા પદ્માવતી સુખઅયની
—એ અષ્ટોત્તરશત શ્રીગોપીજન નિર્મળ નામ—
સર્વપાપસંતાપહરણ, મનવાંછિત પૂરણકામ—
—ગાતાંસૂણતાં શ્રીગોપીજનવલ્લભ દર્શન આપે,
દાસદયાના પ્રાણજીવન નિજદાસી કરીને થાપે.

★

૧

## મહામંગલરૂપને

### : પદ: રાગ: કલ્યાણ:

મહામંગલરૂપ શ્રીગુરુદેવ ! શ્રીમહાપ્રભુ !
જાકે પદપદ્મકો પ્રથમ શિર નાઈએ. મહામંગલરૂપ.
નામ લેત ઉદે હોત પરમ આનંદકંદ,
સકલ પાપતાપ ટરત, છબ ધ્યાઈએ. મહામંગલરૂપ.
બ્રહ્માશિવવિષ્ણુપરબ્રહ્મ સો શ્રીગુરુરાય,
સકલ તીરથ આદિ અંઘ્રિરજ નાઈએ. મહામંગલરૂપ.
દયા કહે, આચારજ અધિક કો દૂજો નાહીં,
ગુરુસેવાચિંતામનિ ઇપ્સિત ફલ પાઈએ. મહામંગલરૂપ.

★

૨

## બન જા હરિદાસા ! હરિદાસા !

### : પદ : રાહ: લાવણી :

હરિદાસા ! હરિદાસા ! બન જા ! હરિદાસા ! હરિદાસા !
સુધાસિંધુકે સમીપ બસકે મૂઢ ! રહત કયોં પ્યાસા ?
દીન હોત કયોં દુઃખ પાવત હય બસત પરસકે પાસા ? બન જા.

કામધેનુ, સુરદ્રુમ, ચિંતામનિ, ઈશ્વર અખિલનિવાસી,
વિનકુ છોડ ઓરકુ ધ્યાવે સો તો વૃથા પ્રયાસા! બન જા.
મનસાદેહ દુર્લભ છિનુભંગુર, જ્યું જળ બીચ બતાસા,
અચલ સત્ય એક સેવા હરિકી! સબકૂછ તુરત તમાસા! બન જા.
સરનાગતવત્સલ **શ્રી**વિઠ્ઠલ! કયું મન રહત ઊદાસા?
દયારામ સદ્ગુરુ બતાયા હય મનસુબા ખાસા! બન જા.

★

૩

## સબસીરદારા

### :પદ: રાહ: લાવણી:

સબ સીરદારા, **શ્રી**કૃષ્ણ હમારા પ્યારા, ગોપાલ હમારા પ્યારા! **શ્રી**કૃષ્ણ.
અગનિત અંડકે કરનેવારા, પાલનપોખન ફિર નિસ્તારા,
સબમેં ઓર સબનતેં ન્યારા, કોઊ ન પાવત જિનકો પારા. **શ્રી**કૃષ્ણ.
મોરમુગટપીતાંબરધારા મદનમનોહર મોરલીબારા!
નખશિખ નટવરરૂપ અપારા! ત્રિલોકસુંદર ભવસિનગારા! **શ્રી**કૃષ્ણ.
પ્રપન્નપારિજાત, દુ:ખહારા, અધમઊદ્ધારન, દીનઊદ્ધારા,
અનન્ય ભકતકે તારનબારા, સબ સુખદાયક અતિઊદારા. **શ્રી**કૃષ્ણ.
લલિતત્રિભંગી નંદકુમારા, રાધાજી હય જિનકી દારા,
નિત બ્રિંદાબન કરત બિહારા! જાન દયારામઊરહારા! **શ્રી**કૃષ્ણ.

★

૪

## તેરી ચલી ચશ્મતલવાર!

### :પદ: રાગ: ભૈરવી:

તેરી ચલી ચશ્મતલવાર! ઘાયલ મોહે કર ડારી!
પરી નેંનકટારી હિય પાર! ઘાયલ મોહે કર ડારી!
લાગે તબ જાનેં નહીં અહો! રસિક નેંનકે બાન!
અબ તો હિય બીચ ગડિ ગયે, વાકુ ખેંચત નિકસે પ્રાન! ઘાયલ.
રૂપનગરકે બીચમેં અહો! ચલી ચશ્મતલવાર!
મૂરખ હય સો બચ ગયે! વહાં ચતુર ખાયો માર! ઘાયલ.

સહજ ગતિ સૂધી ચલે, તિરછે પર જિય લેંન,
ભયે બુદ્ધબલકે પદાતિ અહો નંદકુવર! તિહારે નૈંન. ઘાયલ.
લોહબાન સો કૂછ નહીં, વે તો સૂધો ચહાય નિસાન,
નૈંનબાન તિરછાં ચલેં વે તો લાગત લેવે પ્રાન! ઘાયલ.
રસિક નૈંનકે બાનકી અહો! અજબ અનોખી રીત!
દુશ્મનકુ પરસે નહીં વે તો મારે અપનો મીંત! ઘાયલ.
રસિક નૈંનકે બાનકુ લાગત લખેં ન કોય,
જો મારે સો જાનહીં કે જાને લાગેં સોય. ઘાયલ.
છેલછબીલે સાંવરે! નટવર! નંદકિશોર!
મૃદુ મુસકાનિ ચિત્ત ચોર લિયો મેરો, ડાર્યો કલેજાકોર! ઘાયલ.
અંગઅંગ પ્રત માધુરી નખશિખ છબિ અતોલ!
દયાકે પ્રીતમ! તિહારી બાનક ઉપર બીક ગઈ બિનમોલ! ઘાયલ.

★

૫

## રસિયા! રોષ તજો રે!

### :પદ: રાગ: લલિત:

રસિયા! રોષ તજો રે!
મેરો જોબનરસ ઝલકાય! રસિયા! રોષ તજો રે!
પિયાજી! મેરી સુખકી બહાર બહે જાય, છેલાજી! મેરી. રસિયા!
તુમ મધુકર, હમ કેતકી, પ્યારે! સદા બન્યો સંજોગ,
કંટકદોષ બિચારિયે તો વે કેસે બને રસભોગ? રસિયા!
હમ કપૂર, તુમ મીરચ્ય મોહનરાય! તુમબિન હમ ઊડ જાય,
હમબિન તો તુમ સદાસુખી પ્યારે! કહીએ સોં કહત લજાય. રસિયા!
લલિતત્રિભંગી છેલછબીલે! નટવર! નંદકિશોર!
ભઈ સો ભઈ અબ બહોત ન આછો, જુવતીજન કહા જોર? રસિયા!
પીછલી બાત પિયા! ચિત્ત ના ધરિયો! અબલા હઠીલી હોય!
બિનામોલકી મેં દાસી તિહારી, યોં કહ દિનો રોય? રસિયા!
દેખી દીનતારતિ હૃદેકી પ્રસન્ન ભયે બ્રજરાય,
દયાકે પ્રીતમ હસ દોરી અંક ભરી! અધર કપોલ છૂવાય! રસિયા!

★

૬

# બનમેં ગુજરિયાં લૂંટી

**: પદ: તાલ: કેરવા :**

હાં રે! બનમેં ગુજરિયાં લૂંટી રે, અહિરિયાં લૂંટી, અહિરિયાં લૂંટી,
હાં રે! લૂંટી–લૂંટી નંદલાલ. બનમેં.
હાં રે! કંચનકે કલસ દોઉ લૂટે, હાં રે લૂંટી અધરકી લાલ. બનમેં.
હાં રે! ચિત્ત ચોર્યો, સુધબુધ લીની, કર ડારી હો બેહાલ! બનમેં.
હાં રે! જાકો જાય સો સબ કોઉ રોવે, યા તો ભઈ હય ખુસાલ. બનમેં.
હાં રે! દયાપ્રીતમ રસ પ્રેમકે લૂંટા રે! કીની નેનનમેં ન્યાલ! બનમેં.

★

૭

# ખૂબસુરત સાંવરા!

**: પદ: રાહ : ગઝલ–રેખતા :**

એક ખૂબસુરત ગબરુ ગુલઝાર સાંવરા!
તારીફ ક્યા કરું ઉસકી? હે સબ ભાંતસે ભલા!
ઈસ નગરકી ડગરમેં મેરા ચિત્ત ચૂરા ચલા,
કહતીથી સબ આલમ યે હય નંદકો લલા. એક.

દેખી મૂઝેં નિધા કર તબસેં એ દુઃખ ફેલા,
ચિતવનમેં કછૂ ટોંના કીઈ કછૂ કલા. એક.

અનંગઆગ લગી વે તન જાત હય જલા,
જીય જાયગા જરુર સૈયાં! સજન નહિ મિલા. એક.

બૂઝતી જો મેં ઐસા દર્દ બિરહ હય બલા
તો મેં ઉસી પલક જાય પકરતી પલા. એક.

મિલાઓ કોઈ મહેબૂબ! દુસરી ન હય સલા,
દયાકે પ્રીતમબિના મરુંગી મેં કાટકે ગલા! એક.

★

૮

## મદનમોહન પ્યારે!

**:પદ: રાહ: ગઝલ-રેખતા:**

**મદ**નમોહન **પ્યારે મહેબૂબ** મેરા હય,
દિદાર હુઆ જબસેં દિયા દિલમેં ડેરા હય! **મદનમોહન.**
ઈશ્ક જખ્મકી મારી ભઈ મય દીવાની,
કોઈ બેલી નહિ સાહેલી! શોખી દિલકી યે જાની. **મદનમોહન.**
ઈશ્ક **મય** ઊસી પર હય, ઓ હી મેરા જીવન,
હુઈ ખલ્ક સારી ખારી! કછૂ લગતા હય ન **મન**! **મદનમોહન.**
આવે યાદ મીઠી બતિયાં, છતિયાં ફટ જાતી હય!
કછૂ કહેમેં નહિ આતા, નેનાં ભરભર આતી હય! **મદનમોહન.**
મતલબકે ગરજી આલમ સબ જાન કહલાતે હય!
**દયાપ્રી**તમ બેપરવાહી બલિહાર કહેલાતે હય! **મદનમોહન.**

★

૯

## પ્રીતમકી યાદ

**:પદ: રાહ: ગઝલ-રેખતા:**

લગી હે યાદ **પ્રી**તમકી, તલફ્કે જીયા જાવેગા!
મુઝે સો કહો, **સૈ**યાં! મેરી, મેરા **જા**ની કબ આવેગા? લગી.
લગા મેરે કલેજેમેં ઈશ્કકા જખ્મ તો જુલ્મ હય!
દર્દ મેરા મહેરમ માલુમ, આલમ સારા બેમાલુમ હય! લગી.
ઊનોને મુઝે હેમક બૂઝી, કીધોં કીને ભરમાયા હય,
કહેગી કબ ઝબાં મેરી? 'દયાકા **પ્રી**તમ ઘર આયા હય!' લગી.

★

૧૦

## નવલ સનેહી

**:પદ: રાગ: સોહણી:**

**નવલ સનેહી ઘનસામલ**ડો જાદુગારો ધૂતારો કછૂ કર ગયો રે! **નવલ.**
**દેખ દિવાની, છેલ ગુમાની, વનમાલી** મૂરત ઊર ધારી ગયો રે! **નવલ.**

જીવનપ્રાન સુજાન હય હમારો પ્રભુ વનભુવન રસ ભર ગયો રે ! નવલ.
કામનગારી છબિ મતવારી હસી હેત દેખાઈ ચિત્ત હર ગયો રે ! નવલ.
દાસદયાકો પ્રાનસનેહી બ્રિજનારી મોરારી બસ કર ગયો રે ! નવલ.

★

૧૧

## મેરા પ્રભુ કૃષ્ણચંદ્ર બંકા !

### : પદ : તોરા :

મેરા પ્રભુ કૃષ્ણચંદ્ર બંકા ! જગતમેં હય જિનકા ડંકા !
બ્રહ્મશિવશેષ શીશ તોરા, ઊસી પર નહિ કોઈકા જોરા !
શીશ પર મોરમુકુટ રાજે, મધુરધૂનિ મુખ મુરલી બાજે !
દેખી મુખ કામ કોટિ લાજે, ગોપિકા મંડલમધ્ય ગાજે !
નામસેં પાપતાપ જાવે, ધ્યાનસેં મનબાંછિત પાવે,
યહી ફાંકડા મેરા માશુક ! દયો ઊસી પર અખંડ આશુકજી !
રટ તું હિ ! તું હિ ! મેરા.

★

૧૨

## આશીસ

### : પદ : રાહ : ગઝલ–રેખતા :

ચિરં જીયો ! સુખી રહો ! તુમ સકલ હરિજન !
આનંદમંગલ ! અખંડઅખંડ હરિમેં રહો મન ! ચિરં.
ભક્તિપ્રેમઆસક્તિવ્યસન શ્રીબ્રજેશ,
ગુરુભગવદીભાવ સદા ! દુઃખ કદા ન લેશ ! ચિરં.
કરમ કાલ માયા ભય જનમ મરન જાઓ !
શુભ મતિ રહો સતત ! મન કુપથ કભૂ ન ધાઓ ! ચિરં.
સદ્‌ગુણ, સતસંગ, સદા રહો પૂરનકામ !
એહિ આશીસ દેત દાસદયારામ. ચિરં.

★

: સંપૂર્ણ :

## થોડાક રાસસંગ્રહો

| | | |
|---|---|---|
| રાસતરંગિણી (બોટાદકર) | ... | ૦-૧૦ |
| રાસચન્દ્રિકા (ખબરદાર) ૩૦૦ પાનાં | | ૩-૦ |
| ત્રિવેણી (પુષ્પા વકીલ) | ... | ૧-૦ |
| રાસકૌમુદી | ... ... | ૧-૦ |
| રાસ પદ્મ | ... ... | ૧-૦ |



## સ્ત્રીનો શણગાર

સ્ત્રી-લેખિકાએ જાત અનુભવથી લખેલું પુષ્કળ આકૃતિઓ સાથેનું પારસી ફેશનનું શીવવા વેતરવાનું ઉપયોગી પુસ્તક રૂ. ૧-૮



## રસોઇનું રસાયણ

સુરતનાં નાગર બ્હેન શ્રી. વન્દિતાગૌરી દેસાઇએ સ્વાનુભવથી ભાતભાતનાં ભોજનો બનાવતાં શીખવતું સરળ ભાષામાં લખેલું અનોખું પુસ્તક



કનુ દેસાઇ ચિત્રિત

## મીરાંબાઇ

એમના જીવન-અને કવનનાં દસ રંગ ચિત્રો: સુન્દર અને મનમોહક રૂપરંગમાં



## જગતપ્રેરણા

સંસાર અને સંન્યાસનો સુંદર સમન્વય રજુ કરતું શ્રી. ન્હાનાલાલ કવિનું નવું નાટક



ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબઇ-૨